કરીને બેઠેલો હતો. તેવામાં કપટ કરી તે બાળકને મારી નાખી કોઇ નંદ નામે રાજા થયો. તે નવ રાજાઓ નંદ એ નામથી ઓળખાયા. આઠમા નંદને પુત્ર ન હતો, માટે પ્રધાનોએ, એક વાળંદથી ગુણકાને વિષે ઉત્પન્ન થએલા પુત્રને નવમો નંદ ગણી ગાદી પર બેસાર્યો. ચાણ્યાકય નામનો નીતિ શાસ્ત્રનો પ્રખ્યાત ગ્રન્થ રચનાર કોઇ ચાણાકય નામનો વિદ્વાન થયો, તેણે કપટથી નવમા નંદને મારી મૌર્ય વંશમાં ઉત્પન્ન થએલા કોઈ ચન્દ્રગુપ્ત નામના રાજાને રાજ્ય ગાદી પર બેસાર્યો. જે પ્રખ્યાત રાજાનું ચરિત્ર પૂર્વે ભર્તખંડમાં યુદ્ધને માટે આવેલા સિકંદર વગેરે ગ્રીસ દેશના રાજાઓના પ્રાચીન ઇતિહાસોમાંથી નીકળે છે. તે ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર નામે રાજા થયો. તેની ગાદી પર અશોકશ્રી થયો. જેના પ્રાચિન લેખો અદ્યાપી પણ ગિરનાર વગેરે પર્વતોના પાષાણમાં કોરેલા નજરે આવેલા છે, જે પ્રાચિન ઇતિહાસોની સમ્મતિ મેળવવામાં સહાયભૂત ગણાયા છે. તે અશોકનો પુત્ર કુણાલ થયો. જેણે પોતાના નામથી કુણાલા નામનું નગર વસાવ્યું. તેનો ઈતિહાસ જૈન સૂત્રોમાં પ્રસિદ્ધ છે. કુણાલનો પુત્ર સંપ્રતિ થયો. તે સંપ્રતિ રાજાના ગુરૂ આર્યસુહસ્તી નામના આચાર્યે અવન્તિસુકુમાળ નામના પુરૂષને બોધ કર્યો. જેનું ચરિત્ર સંસ્કૃતમાં અને રાસ પ્રાકૃત ભાષામાં, એમ જૈન ગ્રન્થોમાં પ્રસિદ્ધ છે. તે અવન્તિસુકુમાળના પુત્રે પોતાના પિતાના મરણ સ્થાન ઉપર કુડંગેશ્વર નામે શિવાલય કરાવ્યું. જે મહાદેવ મહાકાલેશ્વર એ નામથી હાલ પણ ઉજ્જેણીમાં પ્રસિદ્ધ છે.

વસિષ્ટ ગોત્રમાં ઉત્પન્ન થએલા આર્યસુહસ્તી નામના જૈનાચાર્યને બાર શિષ્ય હતા. તેમાંથી વ્યાઘ્રાપત્ય ગોત્રના સુસ્થિત અને સુપ્રતિબુદ્ધ નામના જે બેઉ શિષ્યો થયા, તેમાં પ્રથમ શિષ્યે સૂરીમંત્રનો કોટિ જાપ કર્યો, તેથી તેમની પરંપરાને જૈન માર્ગીઓ કોટિક ગણ એ નામથી ઓળખે છે. બીજો સુપ્રતિબુદ્ધ કાકન્દિ નામે નગરમાં રહેતો હતો, તેથી તેની શિષ્ય પરંપરા કાકન્દિક એ નામથી ઓળખાય છે સુસ્થિત આચાર્યના બે નાના શિષ્ય અદ્રશ્ય વિદ્યાના બળ વડે રોજ ચંદ્રગુપ્ત રાજાના ભેળા પાટલીપુત્ર નગરમાં જમતા હતા. તે પાટલીપુત્ર નગરની ઉત્પત્તિ તિર્થકલ્પ ગ્રન્થમાં તથા સમ્યકત્વ કૌમુદિમાં નીચે પ્રમાણે આપેલી છે. (श्लोक.

पृ. १७ टिप. नु ) નગરનું વર્ણન આપ્યા પછી ઉત્પત્તિ લખીશું.

જે પાટલીપુત્ર નગરમાં બૌદ્ધ માર્ગિઓનાં મંદિર એટલાં બધાં ઊંચાં છે કે, તે ધર્મના મોટા ઋષિઓ તે મંદિરોની અગાસીઓમાં ચઢી જલદી સિદ્ધશિલાને પામી ગયા. જે નગરી બુંદેલખંડમાં આવેલા વૈભારગિરિ પર્વતની તલેટીમાં છે. અસલના વખતમાં જે નગરીનું નામ ક્ષિતિપ્રતિષ્ટ, અને ત્યાર પછી કેટલોક કાળ ચંપાપુરી, પછી ઋષભપુર, કુશાગ્રપુર અથવા કુસુમપુર ને રાજગૃહ, એમ કાળને અનુસરી જુદા જુદા નામથી ઓળખાતી હતી. જે નગરીમાં છત્રીશ હજાર તો ફક્ત વાણીઆનાંજ ઘર હતાં. તેમાં મધ્યમાં આવેલાં અરાડ હજાર વરમાં રહેનાર વાણીઆઓ જૈન ધર્મી હતા, અને આસપાસ અરાડ હજાર ઘરના રહેનાર વાણીઆઓ બૌધ માર્ગી હતા. મગધ દેશની રાજધાની એવી તે પ્રખ્યાત નગરીમાં તે સમયે જરાસંધ રાજા રાજ્ય કરતો હતો; તેના જવા પછી કેટલીક મુદતે શ્રેણીક નામનો રાજા થયો. જેનો પુત્ર કોણિક તથા મન્ત્રિ અભયકુમાર નામે જૈન ગ્રન્થોમાં ઘણા પ્રસિદ્ધપણાને પામેલા જણાયા છે. શ્રેણિકને બીજા મેઘ, હલ્લ, વિહલ્લ, તથા નંદિષેણ વગેરે પુત્રો હતા. તે રાજાઓના વખતમાં પ્રાચિન કવિઓએ લખેલું પાટલીપુત્ર નગરનું વર્ણન નીચેના શ્લોકોમાં આ પ્રમાણે દર્શાવેલું છે.

क्षणभङ्गः सौगतेषु भ्रान्तिरर्हत्प्रदक्षिणे ।
नैस्वं गुरुप्रणामेषु गुप्तिर्यत्र मुमुक्षुषु ॥१॥
करग्रहो विवाहेषु द्विजपातश्च वार्द्धके ।
यत्र शून्यगृहालोको द्यूतकेलिषु केवलम् ॥२॥
तरवः स्वापदाक्रान्ताः सरोगाः कमलाकराः।
सदण्डाश्छिद्रशावासा यत्रासन्न पुनर्जनाः ॥३॥
छत्रेषु दण्डाश्चिकुरेषु बन्धः
सारीषु मारिश्रवणं जनानाम् ।
हारेषु च्छिद्रस्य विलोकनानि
यस्यां विवाहे करपीडनानि ॥४॥

यस्यां कुसंसर्गरतिर्द्रुमेषु
कलिर्ध्वनेषु श्रवणेषु वेधः ।
त्रासश्च रत्नेषु खलास्तिलेषु
मदो गजेन्द्रेषु न सज्जनेषु ॥५॥
यस्यां देवगृहेषु दण्डघटना स्नेहक्षयो दीपके-
ष्वन्तर्जाङ्गुलिकाजयं द्विरसनाः खड्गेषु मुष्टिर्दृढा ।
वादस्तर्कविचारणासु विपणश्रेणिषु मानस्थिति-
र्बन्धः कुन्तलवल्लरीषु सततं लोकेषु नो दृश्यते ॥६॥

જે પાટલીપુત્ર નગરની પ્રજા ક્ષણભંગુર એ શબ્દની પ્રવૃત્તિ ક્ષણિકવાદી બૌદ્ધાદિ શિવાય બીજી જગોએ દેખતી નહતી. અર્થાત્ કોઇપણ કાર્યમાં પ્રતિજ્ઞાનું ખંડન થાય, તેવી રીતે અપ્રમાણિકપણે તે નગરના વસનાર લોકો વર્તતા નહતા. નગર વાસી લોકોમાં જ્ઞાન સંબંધિ કોઈ પ્રકારની ભ્રાન્તી નહતી. ફકત ભ્રાન્તીશબ્દ શ્રીઅરિહંત મહારાજની પ્રદક્ષિણા સમયેજ પ્રવર્તતો હતો. વૈરાગ્ય યુક્ત ધર્મ ગુરૂઓ નૈસ્વ (કંચન કામનીથી રહિત ) હતા, પરન્તુ ગૃહસ્થાશ્રમીઓ તે નગરમાં કોઇ પણ દરિદ્રિ નહતા. મનગુપ્તિ, વચનગુપ્તિ, અને કાયગુપ્તિ, એ ત્રણ મુમુક્ષુઓની ધર્મ ક્રિઆમાં ગૃપ્તિ શબ્દ વપરાતો, પરંતુ ધુનો કરવાથી કોઇ પુરૂષને બંધીખાને નાખ્યો તેવે સમયે જે ગુપ્તિ શબ્દ વપરાય છે, એમ તે નગરમાં બનતું નહતું. એવી સંપીલી પ્રજા હતી કે, કોઇ પણ ધુનાહના કારણથી રાજ્યાધિકારિઓ, અમુક મનુષ્યનો હાથ પકડી, રાજ્યદ્વારમાં ખેંચી જાય છે તેમજ નહતું પણ ફકત વિવાહ સમયે વરકન્યાનો હાથ પકડવામાંજ કર ગૃહ શબ્દની પ્રવૃત્તિ લાગુ પડતી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યાદિ, વર્ણની દ્વિજ એવી સંજ્ઞા છે, એ ત્રણે વર્ણનો કોઇ પુરૂષ તત્ તત્ વર્ણાશ્રમના ધર્મથી પડયો, એમ તે નગરમાં કદી બન્યું નથી. પરંતુ વૃદ્ધાવસ્થા થવાથી, દ્વિજ એટલે દાંત પડી જતા, તે જગોએ દ્વિજપાત્ શબ્દની પ્રવૃત્તિ એ નગરમાં ચાલતી હતી. જ્યાં કોઇ ઘર નિર્વંશ જવાથી વસ્તી વિના ખાલી પડેલું છે, એમ જણાતું નહી. ફકત શૂન્યગૃહ શબ્દ

સોગટાં રમનારાઓની ઢાળેલી બાજીમાં દા ગણીને સોગટું મુકવાનાં ઘરોમાંજ પ્રવર્તિને રહેલો જણાતો હતો. વૃક્ષો તરેહવાર પશુ, પક્ષિઓએ આક્રમણ થએલાં જણાતાં હતાં તેથી સ્વાપદ શબ્દ ત્યાં પ્રવર્તતો પણ નગર નિવાસીઓને પોતાની કોઈ પ્રકારની આપદા છે, તેવી જગોમાં સ્વાપદ શબ્દની ખપત થતી નહતી. કમળના સમુહો (જથાઓ) સરોગ એટલે સરોવરમાં રહેલા જણાતા હતા. પણ નગર નિવાસી કોઇ લોક સરોગ (રોગીષ્ટો) ન હતા. સદંડ (દંડે સહવર્તમાન) ફક્ત દેવતાનાં મંદિર જણાતાં હતાં પરન્તુ કોઈ પણ મનુષ્યનો આ નગરમાં દંડ થયો, તેવી જગાએ સદંડ શબ્દ કોઇ કહેતું નહીં. વળી બીજા કવિએ કહ્યું છે કે, દંડ એ શબ્દ છત્રીની દાંડીને ઠેકાણે વપરાય છે, પણ કોઇ મનુષ્ય દાંડીઓ છે, અગર દંડાઓ છે, એમ નહતું. સ્ત્રીઓ ચોટલો વાળીને દોરડાએ અંબોડો ખેંચી બાંધતી, ત્યાં બંધ શબ્દ લોકોના જાણવામાં હતો; પણ તે વિના કોઇ પુરૂષ સકારણ બંધાયો છે, એવું તે નગરમાં દેખાતું નહીં. સોગટાં રમનારાઓ સોગટી મારતાં મારી એવી વાણી બોલતા, પણ ગેરવ્યાજબી મારી એવી વાણી લોકોપદ્રવ સંબંધમાં કદી સંભળાતી નહતી. પુષ્પથી ગુંથેલા હારમાં સોયનાં છિદ્ર કરવાથી તે સછિદ્ર થતા, પરન્તુ એક એકનાં માંહો માંહી જાતિ છિદ્ર ખોળી લોકો સછિદ્ર બનતા નહતા. કરના બોજાથી પ્રજા પીડાતી નહતી, પણ વિવાહ સમયે વર કન્યા અન્યોઅન્ય નવો સંબંધ બાંધતાં પ્રેમથી એક બીજાનો કર પીડન કરતાં, અર્થાત્ હાથ દાબતાં. ત્યાં એ શબ્દ વપરાતો. કુસંસર્ગરતિ એટલે કુત્સિત મનુષ્યનો સંગ કરવામાં રૂચીવાળા કોઇ મનુષ્યો એ નગરમાં વસતા નહતા. પરન્તુ કુ જે પૃથ્વિ તેનો સંસર્ગ જે સંગ, તેથી કરીને રતિ જે પ્રિતિ તે વડે પ્રફુલ્લિત થવું, એ ગુણ ત્યાંના વૃક્ષોમાં બહુ જણાતો હતો. પુષ્પિત વનોમાં કુમળાં પુષ્પની દીશીઓ જોઇ હવે કળીઓ આવી તેમ લોક કહેતા, પરન્તુ કોઈ મનુષ્યમાં કળી (કલેશ) જણાયો, એમ કદી ન થતું. બાળકોને અગર સ્ત્રીઓને પોતાની અલંકાર ધારણ કરવાની રૂચીથી કાનમાં અગર નાકમાં વેધ કરાવતા. પરન્તુ પોતાની સંસારી સ્થિતિમાં કોઇ જાતનો વેધ (અડચણ) થાય તેવું તેઓ કરતા નહતા, એટલા બુદ્ધિમાન તે લોકો હતા. હીરા, માણેક અને રત્નને પેલ પાડતાં

ત્રાસ્યો એવો શબ્દ લોકો બોલતા, પરન્તુ કોઈ બીન્યો એવી જગોમાં ત્રાસ શબ્દ બોલાયો છે, એવું કદી ત્યાં બન્યું નથી. તલ પીલાવીને ખળ (ખોળ) તે લોકો કઢાવતા, પણ મનુષ્યને ભેળા કરી તેમાંથી ખળ પુરૂષ કોઇ સોધી શકતું નહીં. અર્થાત્ નગરમાં સજ્જન પુરૂષોજ વસતા. યુવાવસ્થાને પામેલા હાથિઓના કુંભસ્થળમાંથી મદ ઝરતો દેખાતો, પણ કોઈ મનુષ્યોના શરિરમાં મદ (અહંકાર) નહતો. વળી એક બીજા કવિએ કાવ્ય કહેલું છે--પાટલીપુર નગરમાં દેવનાં મંદિરની ધ્વજાઓ ફરકતી તે ઠેકાણેજ દંડ શબ્દની ઘટના થતી, પણ એવો પ્રસંગ ન આવતો કે, મારામારી વગેરે ઉદ્ધત કાર્યમાં દંડ શબ્દની યોજના થાય. સ્નેહક્ષય (પ્રિતિનો નાશ) અન્યોઅન્ય મનુષ્યમાં જણાતો નહીં, પણ દિવામાંથી તેલ ખુટી ગયે સ્નેહ ક્ષય શબ્દ લોકો વાપરતા. મદારી લોકોના ઘરોમાં કંડીઆમાં બે જીવ્હાવાળા સાપ રહેતા, પરન્તુ નગરના કોઇ ઘરમાં દ્વિ રસના ( એટલે બે બોલી વાળો ) મનુષ્ય રહે છે, એમ નહતું. તરવાર ઝાલનારાઓ દ્રઢ મુષ્ટિથી તે હથિયારને પકડતા, પરન્તુ દાન કરવામાં દ્રઢ મુષ્ટિ (બદ્ધ મુષ્ટ) પુરૂષો કોઈ નહતા. સારા સારા વિષયો ઉપર તર્ક અને વિચાર કરવામાં માંહો માંહ્ય વાદ ચલાવતા હતા, પણ મિથ્યા વાદ વિવાદ કોઇ કર્તુ નહતું. દરેક બજારની હારબંધ દુકાનોમાં અમુક ચીજ વેચવાને માપ ( માનસ્થિત ) રાખતા, પરંતુ નગર નિવાસીઓમાં કોઇ માનસ્થિતિવાલો ( અહંકારી ) નહતો. ફગફગાવેલા કેશવાળી કોઇ સ્ત્રી નગરમાં ન જણાતી પણ હમેશાં માથુ હોળી ચોળી કેશની વેણીઓ બાંધીને ફરતીઓ કે જેથી નિત્યબંધ શબ્દ તેમનેજ આશ્રિને રહેલો હતો, તે શિવાય નગરમાં હમેશાં કોઇ નિત્યબંધ ન હતું. અર્થાત્ લોકો પોતાના કાર્યમાં સ્વતન્ત્ર હતા. મહાવિર સ્વામિની વખતમાં રાજગરી નગરીમાં આગળ ગણાવેલો શ્રેણિક નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનું મરણ થવા પછી, તેનો પુત્ર અશોકચન્દ્ર તે ગાદી પર આવ્યો; પણ આ નગરીમાં પોતાના પિતાનો કાળ થયો, તેટલા માટે તેનો ત્યાગ કરી, તેણે કોઈ કૌશાંબી નગરની પાસે નવિન ચંપા નામની નગરી વસાવી, તેને પોતાની રાજધાની કરી. તે નગરમાં સયંભવસુરીએ પોતાનું મરણ સમિપ જાણી, પોતાના મનક નામના શિષ્યને સાધુ માર્ગનો પ્રતિબોધ થવા માટે, દશવૈકાળીક નામનું સૂત્ર

શ્રીમહાવિરસ્વામિથી અઠાણુમેં વર્ષે રચ્યું. તે નગરના રાજાનો જ્યારે નાશ થયો ત્યારે તેનો પુત્ર ઉદાયી નામે રાજા થયો. તેણે પણ પોતાના પીતાની પેઠેજ તે નગરીનો ત્યાગ કરી બીજું નગર વસાવવાને કાજે યોગ્ય જગા ખોળવા શેવકોને આજ્ઞા આપી. તે શેવકો ગંગાને કિનારે કિનારે શુદ્ધ જગો ખોળતા ખોળતા એક પાટલના વૃક્ષ નીચે આવ્યા. તે અપરાન્હનો સમય હતો, પરંતુ પાટલના વૃક્ષની છાયા મધ્ય બિન્દુ છોડી આગળ વધેલી ન દીઠી. તેનું કારણ પોતાને ન જડવાથી કોઇક મહામુનિ તે વનમાં તપશ્ચર્યા કરતા હતા, તેમને નમૃતાથી પુછ્યું. મુની કહેવા લાગ્યા કે, અન્નિકાપુત્ર જયસિંહ નામના આચાર્ય પાસેથી દિક્ષા લઈને અન્નિકાપુત્રાચાર્ય એ નામથી જગતમાં પ્રસિદ્ધપણે વિચરતા હતા. તે ફરતાફરતા એક દિવસ ગંગાતટમાં રહેલા પુષ્પભદ્ર નામના નગરમાં આવ્યા. તે સમયે ત્યાંનો રાજા પુષ્પકેતુ હતો. તેની રાણીનું નામ પુષ્પવતિ હતું. તેનાથી થએલો એક પુષ્પચૂળ નામનો પુત્ર અને પુષ્પચૂળા નામની પુત્રી એ બે સંતાન તે રાજાને હતાં, તે ભાઇ બહેનને એવી ધાડી પ્રીતિ બંધાએલી હતી કે તે એક બીજા વિના રહી શકે નહી. તેના પિતા પુષ્પકેતુએ વિચાર્યું કે, આ બેઉનો વિયોગ અન્યોઅન્ય નહી સહન થઇ શકે, માટે મોટી ઊંમરે તે ભાઇ બહેનનું લગ્ન કર્યું; પણ લોકાપવાદ રાણિથી ન સહન થઇ શક્યો માટે સંસાર છોડી અન્નિકાપુત્રાચાર્યની પાસે વૈરાગ્યની દિક્ષા લીધી. સત્સમાગમથી ઘણું તપ કરી કર્મ ખપાવી (કર્મ નાશ કરી)કેવળી થઇ, તેનો કાળે કરીને દેહ પડી ગયો. દૈવ યોગે ગંગામાં પુર આવવાથી તેના માથાની ખોપરી તણાતી તણાતી આ જગોમાં આવી. પુર ઉતરી જવાથી તે અત્રે ખળી રહી. માટિ મિશ્રીત થવાથી તેમાં પાટલનો વૃક્ષ ઉગ્યો. તે પ્રભાવથી પાટલના વૃક્ષની છાયા અદ્યાપિ પણ નમતી નથી. મુનિનું વચન સાંભળી સેવકોએ આ વાર્તા બાળ રાજાને નિવેદન કરી. જેથી તે જગા યોગ્ય ધારી ત્યાં પાટલીપુત્ર નામે નગર વસાવ્યું જેને હાલ પટણા એ-નામથી ઓળખે છે. તે નગરમાં નવમો નંદ જ્યારે ગાદી ઉપર આવ્યો, ત્યારે તેના શકટાળ નામના પ્રધાનનો પુત્ર સ્થુળીભદ્ર નામે આચાર્ય પદ-વીને પામેલા હતા. તે જાતે નાગર બ્રાહ્મણ હતા. તે નવમા નંદની પાસે જે પંડિત હતો, તેનું નામ વરરૂચી હતું. તેની વિશેષ વાર્તા જૈનના પ્ર-

ખ્યાત બેઉ મતના સ્થુળીભદ્ર ચરિત્રમાં લખેલી છે. આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ એ બેઉ સ્થુળીભદ્રના શિષ્ય હતા, અને તે બે સગા ભાઇ થતા હતા. તેમાં મોટા ભાઇ જીનકલ્પિ માર્ગ સ્થુળીભદ્રના મર્ણ પછી ઉત્ચ્છિન્ન થઇ ગયો હતો તોપણ એજ માર્ગની રીતે વર્તતા. નાનાભાઈ આચાર્ય પદવીમાં હતા. જેણે સંપ્રતિ રાજાને બોધ આપ્યો છે. જે ગાથા ઓગણીસમે પાને ટીપ્પણુમાં જોવાથી જણાશે.

આર્યસુહસ્તીના ઘણા શિષ્યોમાં એક શિષ્યે વૃદ્ધાવસ્થામાં દિક્ષા લીધી હતી. તે જ્યારે ત્યારે સમય વિચાર્યા વગર મોટા બરાડા પાડી ગોખતો હતો. રાજાએ આ પ્રમાણે તેને બરાડા પાડીને ગોખતો જોઇ હસીને કહ્યું કે, "આ તે મુશળ ફુલાવશે કે શું"? વૃદ્ધ શિષ્યે રાજાનું વચન કાનો કાન સાંભળ્યું. તેણે મારૂં અપમાન કર્યું, એમ ધારી વાગ્દેવીનું આરાધન કરી સકળ કળાઓ સંપાદન કરી. પછી એક દિવસ શેહેરના રાજ માર્ગમાં ચોગાન વચ્ચે એક મોટું મુશળ રોપી તેને વિદ્યાના બળથી પ્રફુલ્લિત કર્યું. આવા અલૌકિક ચમત્કારથી નગરના લોકો આશ્ચર્ય પામ્યા. તે વાર્તા રાજાને કાને આવી. તે ઉપરથી રજા નીચે પ્રમાણે શ્લોક બોલ્યો.

(पृ० २० टिप्पण० जु०)

અર્થ—આ લોકો શું કહે છે? વૃદ્ધ શિષ્ય શું મોટા વાદિ થયા? એ વાર્તા શું માનવા યોગ્ય છે? જેમ જળકાગનું શિંગડુ ઈન્દ્ર ધનુષ્યના જેવડું થયું, અગ્નિનો સ્વભાવ શિતળ થયો, વાયુનો સ્વભાવ નિર્કંપ થયો, એ વચન જેમ શ્રદ્ધા કરવા યોગ્ય નથી તેમ વૃદ્ધ વાદિને વિષે પણ તેવુંજ જણાય છે. રાજાએ પ્રત્યક્ષ જોઈ નક્કિ કર્યું કે મારી કલ્પના તદન ખોટી છે, અત્યારથી જૈન માર્ગમાં વૃદ્ધવાદિ મોટા આચાર્ય થયા. જે સિદ્ધસેનદિવાકરના પણ મોટા ગુરૂ કહેવાય છે.

વૃદ્ધ વાદિએ સિદ્ધસેનદિવાકરને પોતાના શિષ્ય કરયા, તે સંબંધમાં નિચે પ્રમાણે ઈતિહાસ છે.

સ્વેતામ્બરના આચાર્ય અને જંઘાચારણમુની એ પ્રકારનું જેનું ઉપનામ છે, એવા વજ્રસેન નામના મુનિએ, પૂર્વે લાટદેશનું આભૂષણ એવા ભરૂચ શેહેરની સમિપે નર્મદા કીનારે શકાવતાર તિર્થ છે, ત્યાં નાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવજીનું સ્થાપન કરેલું છે. જે જગો હાલ શકુનિકાવિહાર એ

નામથી ઓળખાય છે. તે સ્થળમાં આવી વૃદ્ધવાદિએ ચોમાસુ ગાળ્યું. તે સમયે દક્ષિણ કર્ણાટક દેશમાં દિવાકર નામે કોઈ મહાન્ પંડિત બ્રાહ્મણ થયો. તેને વિદ્યાનો ગર્વ વિશેષ હતો. દક્ષિણ દેશમાં વિદ્યાના બળથી સઘળા વિદ્વાનોને જીતી, પોતે પ્રસિદ્ધિ મેળવી. તેટલાથી સંતોષ ન પામી, ઉત્તર દિશાના વિદ્વાનોને જીતવા કેટલાક શિષ્યોને સંગાથે લઈ નીકળ્યો. વિદ્યાનો મોટો અહંકારી હતો, માટે તેણે પણ કીધું કે, જે કોઈ પંડિત મને જીતે તેનો હું શીષ્ય થાઉં. હમેશાં તે પોતાને પેટે પાટા બાંધતો, એટલુંજ નહી પરંતુ સંઘાથે એક લાંબી નીસરણી, જાળ, કોદાળો, અને ઘાસની પુળી, એટલાં સાધન ફેરવતો હતો. કોઇ તેને એનું કારણ પુછે તો તે એવો જવાબ આપતો કે, હું સમસ્ત વિદ્યા ભણ્યોછું, તેના બોજાથી વખતે મારૂં પેટ ચીરાઇ જાય, એ ભયથી હમેશ હું પેટે પાટો બાંધી રાખુછું. નિસરણી રાખવાનું કારણ એટલુંજ કે, કોઇ વિદ્વાન મારી સાથે વાદ કરતાં હારવાના ભયથી, કંઇ ઊંચો ચઢી જાય, તો આ નીસરણી ઉપર ચઢી, તેને પકડી નીચો ઉતારવો. કદી જળમાં ડુબકી મારે તો જાળથી ખેંચી કાઢવો, અને પૃથ્વીમાં પેશી જાય, તો કોદાળે માટીમાંથી ખોદી કાઢવો. તેમ કરતાં હારેલો ભોંયપર સ્તબ્ધ થઇને બેસી રહે તો, ઘાસનું તરણું દૂર લેવા ન જતાં, આ પુળીમાંથી ઝટ તેને દાંતે લેવરાવવું. એવી રીતે વિદ્વાનોના માનનું ખંડન કર્તો કર્તો, નર્મદા કીનારે ભૃગુકચ્છ નગરની નજીક આવી ચઢયો. ત્યાં તેણે સાંભળ્યું કે, આ શેહેરમાં વૃદ્ધવાદિ નામે જૈન ધર્મના મોટા પ્રખ્યાત આચાર્ય આવેલાછે. તેથી હરખાતો હરખાતો ઉતાવળો તે ભરૂચ શેહેરમાં પેઠો. અપાશ્રય આગળ આવી પુછયું કે, જૈનના વૃદ્ધવાદિ નામે આચાર્ય આવ્યા છે, તે કયાં છે ? લોકોએ ઉત્તર આપ્યો કે, તે નવકલ્પ વિહારી છે, માટે કલ્પ પુરો થવાથી આજજ વિહાર કરી પધાર્યા. દિવાકર પંડીતે જાણ્યું કે, મને આવતો જાણી નક્કી . તે નાશી ગયા, માટે તેને પકડુ, એમ ધારી પુંઠે ચાલ્યો. થોડે છેટે વગડામાં તેમને મળ્યો. વૃદ્ધવાદિના મનમાં કે એને ઉપદેશની અપેક્ષા છે, માટે એક વૃક્ષ તળે બેસી, શાન્તિથી ઉપદેશ કરવા લાગ્યા. દિવાકર પંડિત કહેવા લાગ્યો કે હું તમારો ઉપદેશ સાંભળવા નથી આવ્યો, મારે તમારી સંઘાથે વિદ્યાનો વાદ કરવો છે. જો તમે મને જીતશો તો હું તમારો શિષ્ય

થઈને રહીશ, અને જો હાર્યો તો મારા શિષ્ય થવું પડશે. એવી પ્રતિજ્ઞાથી મારી સાથે વાદ કરવો પડશે. વૃદ્ધવાદિએ વિચાર્યુ કે એને વિદ્યાનો ગર્વ વિશેષ છે. આત્માનું કલ્યાણ શી રીતે થાય, તે વાર્તા હજુ એના લક્ષમાં નથી. પરન્તુ કોઇ પણ જીવ કર્મ મુક્ત થાય, એવો ઉપદેશ કરવો, એ શાસ્ત્ર સિદ્ધ છે. શ્રુતજ્ઞાનના બળથી આગળ ઘણો નફો થશે એમ વિચારી હરેક રીતે એના મનનું સમાધાન થવું જોઇએ, માટે વૃદ્ધવાદિ આચાર્ય શાન્તતાથી કહેવા લાગ્યા. આપણે વાદ કરીએ એ વાત ખરી, પણ વાદ કરવામાં મારો જય અથવા પરાજય થયો, એ વાત વાદિ પ્રતિવાદિના અન્તઃકરણને પોતાની મેળે સમજાતી નથી. માટે તેમાં માધ્યસ્થ મનુષ્યની જરૂર છે, કોઈ માધ્યસ્થ ખોળી કાઢો, અને તેણે નક્કિ કરેલું વચન તમારે માન્ય હોય તો મને વાદ કરતાં કોઇ જાતની હરકત નથી. આચાર્યના આ પ્રામાણિક વચનપર દિવાકરને શ્રદ્ધા બેઠી. વગડામાં માધ્યસ્થ મનુષ્ય કયાંથી લાવવો, એવો વિચાર દિવાકર કરવા લાગ્યો, તેવામાં તેને સુઝી આવ્યું કે, જેને હું માધ્યસ્થ કલ્પિશ તે મારે તો પશુવત્ છે તો આ ઢોર ચારનાર ગોવાળોને મધ્યસ્થ કલ્પું તેમાં મને શી હાની થવાની છે; એમ વિચારી ગોવાળીઆને માધ્યસ્થ તરીકે બેસારી, તે વૃદ્ધવાદિ આચાર્યની સંઘાથે વિવાદ કરવા લાગ્યો. વ્યાકરણશાસ્ત્ર, ન્યાય, મિમાંસા, વેદાન્ત વગેરે અનેક ગ્રન્થોના પ્રમાણો સાથે તેણે પૂર્વપક્ષ ઉપાડયો. ઘણી વાર સુધી એક વિષય ઉપર યથાસ્થિત ભાષણ કર્યું. છેવટે બોલતાં બોલતાં પોતાની મેળે વિરામ પામ્યો. વૃદ્ધવાદિએ વિચાર્યુ કે, વિદ્વતાની બાબતમાં કદાપિ એ મારા કરતાં વિશેષ હોય, પણ એથી આત્માનું કાંઈ સાર્થક થવામાં તે વિદ્યાનો એણે ઉપયોગ કર્યો નથી. મારી સાથે માધ્યસ્થોનાં વચન પર ભરોંસો રાખવાને એ બંધાએલો છે. માટે યુક્તિથી એને શિષ્ય કરી લેવો. કેમ જે આગળ જતાં એ જૈન માર્ગનો પ્રભાવિક પુરૂપ થશે એમ વિચારી સમય સુચકતા બુદ્ધિમાં ઘણા નીપુણ હતા, માટે ઉભા થઈ કેડે ઓઘો બાંધ્યો, પછી હાથના તાબોટા વગાડતા વગાડતા ફેર કુદડી ફરી માધ્યસ્થ ગોવાળીઆઓને સમજણ પડે એવો એક પ્રાકૃત ગરબો મઝેનો રાગ કાઢી ગાયો. તેથી ગોવાળીઆ ઘણા ખુશી થયા. માધ્યસ્થોને પુછયું, ભાઈ અમારા બેઉમાંથી કોણ જીત્યું. તે બોલ્યા કે વૃદ્ધવાદિ આચાર્ય મહારાજ

જીત્યા, જીત્યા. પોતાની પ્રતિજ્ઞાથી પોતે બંધાએલા દિવાકર પંડિતને વૃદ્ધ વાદિ આચાર્યનો શિષ્ય થવું પડયું. ત્યાંથી ગુરૂ શિષ્ય બેઉ જણા જૈન ધર્મનો ઉદ્યોત કરતા કરતા ઉત્તર હિંદુસ્થાનમાં વિચારવા લાગ્યા.

એક દિવસ સિદ્ધસેનદિવાકર મહારાજ ગુરૂને કહેવા લાગ્યા કે તીર્થંકરે અર્ધ માગધી ભાષામાં અર્થથી કહેલાં અને ગણધર મહારાજે ગુંથેલાં સકળ સિધાન્તોને હું સંસ્કૃત ભાષામાં કરૂં. શિષ્યનું વચન સાંભળી, આશ્ચર્યથી ગુરૂ બોલ્યા. અહો! તીર્થંકર મહારાજની તેં મોટી આશાતના* કરી. માટે તારે તેનું આલોયણ (પ્રાયશ્ચિત) કરવું પડશે. શિષ્ય બોલ્યા. જેમ ગુરૂ મહારાજની આજ્ઞા હોય તેમ કરૂં. ગુરૂએ કહ્યું. પારાંચિક (બાર વર્ષ તપ સહિત તિર્થ યાત્રા) વૃત્ત તથા એક મોટા રાજાને બોધ કર. એ વચન અંગિકાર કરી બાર વર્ષને અન્તે તે માળવા દેશમાં ઉજ્જેણી નગરીમાં વિક્રમને પ્રતિબોધ કરવા પધાર્યા. ક્ષીપ્રાના તટ ઉપર કાલાગ્નિ રૂદ્ર અથવા મહાકાળેશ્વર મહાદેવના આલયમાં આવી, શિવના સન્મુખ લાંબા પગ ઘાલી, સોડો તાણી સુતા. શિવમંદિરના સેવકોએ મારવા માંડ્યા. તેમની પાસે કોઈ એવી ચમત્કૃતિ હતી કે, જે માર સેવકો એમને મારે, તેની પીડા પોતાને કિંચિત થાય નહીં પણ દરબારમાં રાજાની રાણીઓના બરડામાં તે પ્રહાર વાગે. તેથી જનાનામાં કોલાહલ શબ્દ થયો.

આ ચમત્કાર જોઈ વિક્રમ રાજા ગભરાટમાં પડયો. તપાસ કરતાં માલમ પડયું કે મહાકાલેશ્વરના મંદિરમાં કોઇ પુરૂષ લાંબા પગ ઘાલીને સુતો છે, તેના પ્રભાવનું આ ફળ છે. પ્રધાનોએ સહિત રાજા શિવાલય પ્રત્યે આવ્યો. સિદ્ધસેનદિવાકરને લાંબા પગ ઘાલી સુતેલા જોઈ, રાજા નમસ્કાર કરી બોલ્યો. મહારાજ, શંકરને નમસ્કાર કરી સ્તુતિ કરવી જોઈએ, તેને બદલે આપ આમ ઉલટું કેમ કરોછો? દિવાકર મહારાજ કહેવા લાગ્યા. રાજન્, જો હું શીવને નમસ્કાર કરીશ તો, તે બાણ ફાટશે. એવું વચન સાંભળી ચમત્કાર જોવાને આતુર વિક્રમે નમસ્કાર કરવાનો અત્યાગ્રહ કર્યો. રાજાના આગ્રહથી ઉભા થઇ હાથ જોડી સિદ્ધસેનદિવાકર મહારાજા દ્વાત્રિંશિકાના પ્રથમ કાવ્ય વડે શંકરની સ્તુતિ કરવા લાગ્યા. એક શ્લોક બોલ-

* અવિનય.

તાંજ તુર્ત શંકરનું બાણુ ફાટી પ્રથમ તેમાંથી ધુમાડો ઉત્પન્ન થયો. પછી અગ્નિની જ્વાળા નીકળી, અને છેવટે ઋષભદેવજી મહારાજની દીવ્ય પ્રતિમા પ્રગટ થઇ.‡ આ ચમત્કાર જોઈ વિક્રમ ઘણું આશ્ચર્ય પામી, તેના પર પ્રસન્ન થયો. રાજાએ જાણ્યું કે આ સમયમાં જૈનમાર્ગમાં કાંઇક વિશેષ દૈવતછે તેથી તેને શ્રદ્ધા ચોટી. જેથી આચાર્ય મહારાજે તેને જૈન ધર્મનો ઉપદેશ કર્યો. જે તેણે શ્રદ્ધાથી સ્વિકાર્યો. આ વખતે નગરના શ્રાવકોનો સમુહ ભરાએલો હતો, તેમણે મોટા સત્કારથી સિદ્ધસેનદિવાકરને નગરમાં લઇ જઇ, અપાશ્રયે ઉતાર્યા. રાજા પોતાના મહેલ તરફ ગયો. બીજે દિવસે સવારમાં હમેશાંના નિયમ પ્રમાણે રાજા રાજપાટિએ* નિકળ્યો હતો. તે ફરીને દરવાજામાં આવ્યો. તે વખત ઘણા શ્રાવકોએ વિંટલાએલા સિદ્ધસેન જૈનધર્મના દેવાલય પ્રત્યે જતા હતા. ભાટ ચારણો "જય સર્વજ્ઞપુત્ર" "જય સર્વજ્ઞપુત્ર" એ પ્રકારે જેની સ્તુતિ કરતા હતા. તે સર્વજ્ઞપુત્ર એવું વચન સાંભળી કોપ કરી, તે સર્વજ્ઞ છે કે, આ લોક મિથ્યા કહે છે, એમ વિચારી રાજાએ તેમને માનસિક નમસ્કાર કર્યો. સિદ્ધસેન દિવાકર પોતાની પૂર્વગત વિદ્યાના બળથી રાજાના મનનો અભિપ્રાય જાણી, જમણો હાથ ઊંચો કરી "ધર્મલાભ" એમ મોટે સ્વરે તેને આશિર્વાદ આપ્યો. રાજાએ તેને આશિર્વાદનું કારણ પુછ્યું. ત્યારે તે બોલ્યા કે, આ આશિર્વાદ તમારા માનસિક નમસ્કારનું ફળછે. સિદ્ધસેનનું આવું જ્ઞાન જોઇ તેમને કરોડ સોનઇઆ આપવાને સેવકને આજ્ઞા કરી. વિક્રમની દાન આપવાની રીતી નીચેના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે હતી. (શ્લોક ૧૪ પૃ. જુ).

અર્થાત—હે કોશાધિશ! આપ્ત વર્ગનો પુરૂષ મારી નજરે પડે તો તેને એક હજાર મોહોરો આપવી. તેની સાથે હું સંભાષણ કરૂં તો દશ હજાર આપવી. જેના વચનથી હું હસું તેને એક લક્ષ મોહોરો આપવી. મને સંતોષ પમાડે તેને કરોડ સોના મોહોરો આપવી. એવી મારી નીરંતર આજ્ઞા છે, એવું વિક્રમે કોશાધિપતિને નીવેદન કરેલું હતું. દાન-

---

‡ તે કાવ્ય ૨૨ પૃ. હિ. જુ.

પરિશિષ્ટપર્વ તથા પ્રભાવક ચરિત્રને મતે તો પાર્શ્વનાથની મૂર્તિ નીકળી એમ જણાવ્યુંછે. પણ આ વાર્તા તીર્થકલ્પને મતે લખેલી છે.

* નગરની બહાર ફરવા જવું.

ની સ્થિતિ મુકરર કરી રાખેલી હતી, તેથી એ નિયમને અનુસરી આ વખતે સિદ્ધસેનને પણ મોહોરો આપી. અને તે ચોપડામાં નીચે મુજબ શ્લોક લખીને ઉધારીઓ. (**श्लो. १४ पृ. जु. ८**)

અર્થ—દુરથી ઊંચો હાથ કરી ધર્મલાભ કહેનાર સિદ્ધસેનદિવાકરને કરોડ મોહોરો આપી, એમ ચોપડામાં ઉધારી, મોહોરોની થેલીઓ સિદ્ધસેનને આપવા માટે સભામાં આણી. તેને રાજાએ કહ્યું કે, તમે આ લ્યો. સુરી બોલ્યા. "**वृथातृप्तस्यभोजनं**" (તૃપ્તિ પામેલાને ભોજન આપવું એ મિથ્યા છે) માટે અમારે ત્યાગી પુરૂષોને મોહોરોનું શું પ્રયોજન છે. કોઇ મનુષ્ય પૃથ્વિમાં દેવાથી દુખી થતો હોય, તેને એ સંકલ્પિત દ્રવ્ય અર્પણ કરી, રણમુક્ત કરવો ઘટે છે. દિવાકરના ધર્મ યુક્ત વચનથી સંતોષ પામેલા વિક્રમે તે વચન અંગિકાર કર્યું. સઘળી મોહોરો દેવાદારોને આપી, તેઓને રણ થકી છોડાવ્યા, અને પોતાનો શક પ્રવર્તાવ્યો. બીજે દિવસે સિદ્ધસેનદિવાકર ચાર શ્લોક બનાવી, દરબારના દ્વાર આગળ આવી, દ્વારપાળને કહ્યું કે, વિક્રમને નિવેદન કર કે કોઇ ભિક્ષુક પધારેલાછે તેણે રાજાને કહ્યું. (**श्लो. १५ पृ० जु०**)

અર્થ—આપના દર્શનને માટે કોઇ ભિક્ષુક આવ્યો છે. તેને વારી રાખવાથી દ્વાર નજીક ઉભો છે. તેના હાથમાં ચાર શ્લોક છે, તે અંદર આવે કે જાય. રાજા બોલ્યો. જેના હાથમાં ચાર શ્લોક છે, તે ભિક્ષુકને દસ લાખ રોકડ આપો, અને ચોદ લેખ કરી આપો. પછી તેની ઇચ્છા હોય તો અંદર આવે, અગર જાય.

રાજાનું કહેલું વચન સાંભળવાથી દિવાકર સભામાં પ્રવેશ કરી આ પ્રમાણે બોલ્યા. હમેશાં તું સર્વ વસ્તુને આપેછે, એવી તારી સ્તુતિ વિદ્વાનો મિથ્યા કરે છે. એમ હોય તો તેં શત્રુને કદી પુંઠ આપી નથી, અને પર સ્ત્રીને પોતાનું હ્રદય આપ્યું નથી, તે છતાં **सर्वद** (સર્વને આપનાર) એવી તારી સ્તુતિ કરવી તે મિથ્યા છે. આ શ્લોક સાંભળી વિક્રમ દિવાકરના સામું મુખ હતું તે ફેરવી, બીજી દિશામાં મોઢું કરી બેઠો. તેમ કરવાનું કારણ એ હતું કે, આ શ્લોકનો ભાવ એટલો ગંભિર છે કે, મેં ખુશી થઇ, એક દિશાનું રાજ્ય તમને બક્ષિસ આપી દીધું. જે દિશામાં વિક્રમે મુખ ફેરવ્યું હતું, તેના સામા જઇ સિદ્ધસેન બીજો શ્લોક બો-

લ્યા. હે રાજન ! તારી સરસ્વતિરૂપી સ્ત્રીને તેં વ્હાલી ગણી મુખમાં રાખી છે, અને લક્ષ્મીને કર કમળમાં બેસારી છે, તેથી તારી કિર્તિરૂપી સ્ત્રી સપત્નીઓનું સુખ જોઇ તારા ઉપર કોપેલી છે, તેથી તે દેશાંતરમાં ફરતી ફરે છે, કે જે દેશમાં જઇએ તે દેશમાં સામી અથડાય છે. શ્લોકનો ચમત્કાર જોઇ વળી રાજાએ બીજી દિશામાં મોં ફેરવ્યું; સિદ્ધસેન તેના સામા આવી ત્રીજો શ્લોક બોલ્યા. જેમાં એટલી બધી ચાતુરીછે કે, એક તો વિરોધાભાસ અલંકાર જણાયછેછે, તેની સંધાથે દ્વિઅર્થીછે, એટલે વિરોધનો શ્લેશથી પરિહાર થાય છે. હે રાજન ! આવી અપુર્વ ધનુરવિદ્યા તું કયાં શિખ્યો ? કે જે દેખવામાં પણ આવી નથી, એટલું નહી પરન્તુ સાંભળી પણ નથી. જે ધનુર્વિદ્યાના બળથી માર્ગણૌઘ (બાણનો સમૂહ) સામો ન જતાં પોતાની ભણી આવે છે, અને ખેંચવાની ગુણ (પણછ) તે સામી જાય છે. માટે તે વિદ્યા ઉલટી છે, પણ તેમ કહેવું નથી. તેનો ભાવ એવો છે કે, માર્ગણ જે (યાચકોનો સમૂહ) તે દાનની આશાએ તારા સામા આવે છે, અને તેથી કરી ગુણ જે (પ્રશંસા) તે દૂર દેશાવર ખાતે જાય છે, એવી પરોપકારરૂપી ધનુવિદ્યા તું કયાં શિખ્યો. આવો ભાવ સમજી આશ્ચર્ય પામેલો રાજા વળી બીજી દીશામાં મુખ કરી બેઠો વળી સિદ્ધસેન દિવાકર રાજાના સન્મુખ આવી ચોથો શ્લોક બોલ્યા. જેમાં સહોક્તિ અલંકાર સમાએલો છે. હે રાજન ! સૈન્ય સંધાથે ચાલવાને તું તત્પર થાઉં છું, તે સમયે તારી નોબતપર જેવો ડંકો પડે છે, તેવાજ શત્રુના હૃદયરૂપી ઘડા ફુટી જાય છે, વળી તે ઘડામાંથી જળનો પ્રવાહ નહીં ચાલતાં શત્રુઓની સ્ત્રીઓના નેત્રમાંથી જળની ધારાઓ વહે છે, એ શું ઓછું આશ્ચર્ય છે? અર્થાત ઘણું આશ્ચર્ય. ચારે શ્લોકથી ખુશી થઈ, ચારે દિશાનું રાજ્ય સિદ્ધસેનને જેણે અર્પણ કર્યું છે, એવો વિક્રમ રાજા હાથ જોડી લાંબો થઇ, તેમના પગમાં પડયો. મતલબ કે હવે મારી પાસે કંઈ પણ પદાર્થ તમને આપવા સરખો રહ્યો નહી, માટે આ દેહ પણ તમને અર્પણ કર્યો. તમારી ઈચ્છામાં આવે તેમ કરો. એ પ્રકારે સર્વસ્વ અર્પણ કરી, રાજા સપરીવાર જૈનધર્મી થયો. સિદ્ધસેનદિવાકરસુરીના ઉપદેશથી ઉજ્જેણીના પ્રખ્યાત વિક્રમ રાજાએ સેત્રુન્જાનો ઉદ્ધાર વગેરે ભારે ભારે જૈન માર્ગ સંબંધી ધર્માદાનાં કામ કરાવેલાંછે.

વળી એક વખત સિદ્ધસેનદિવાકરસુરી અને વિક્રમ બેઉ જણા બેઠેલા હતા, તેવામાં રાજાને તૃશા લાગી. તેણે હજુરી પાસે જળ માગ્યું, તે વખતે શિઘ્ર કવિતામાં કુશળ એવા દિવાકર મહારાજ આ પ્રમાણે શ્લોક બોલ્યા. (श्लोक पृ. १५ मु.)

અર્થાત—હેરાજન્ તારા મુખકમળમાં સરસ્વતીરૂપી નદી વસેલી છે, અને હમેશાં તારા હોઠના ભાગમાં શોણ (લાલાશ) નદ વહ્યા કરેછે, કાકુસ્થ† રાજાના પરાક્રમને સંભારી આપવામાં દક્ષ એવો તારો દક્ષિણ કરરૂપી દક્ષિણ સમુદ્ર (મીઠો મેરામણ) તારા હાથમાં રહેલો છે, આ સઘળી સેનાઓરૂપી નદિઓ તને રોજ ક્ષણ પણ વિલો મુકતી નથી, વળી સ્વચ્છ અન્તઃકરણરૂપી માનસ સરોવર તારા દેહમાં ભરેલુંછે, તે છતાં હે પૃથ્વિપતે! તને જળ પીવાની આવડી અભિલાષા કેમ થાય છે? વળી એક સમયે વિક્રમે કંઈ કારણસર પોતાનું સૈન્ય દેશાન્તરમાં ફરવા મોકલ્યું હતું. તેવામાં કોઇ રાજા વિક્રમના ઉપર ઘણા સૈન્ય સંઘાથે ચઢી આવ્યો. પોતાની પાસે પુરતી સેના નહી હોવાથી, વિક્રમના મનમાં ધભરાટ પેદા થયો તેથી તેણે સિદ્ધસેનની પ્રાર્થના કરી. સિદ્ધસેને કહ્યું તમારી આપત્તિ નિવારણ થશે. પછી તેમણે પોતાના પ્રભાવથી વિક્રમનું સૈન્ય થોડુ છતાં તેને વિકુરવ્યું. (વસ્તાર વાળું કર્યું.) લબ્ધિના પ્રતાપથી શત્રુએ વિક્રમનું અસંખ્ય સૈન્ય દીઠું. પ્રતિપક્ષી રાજા બીન્યો કે વિક્રમની સાથે યુદ્ધ કરતાં મારો પરાભવ થશે, એમ ધારી તે પાછો ગયો.

† સૂર્યવંશમાં ઉત્પન્ન થએલો તે રાજા ઘણો બળવાન હતો. એક વખત સ્વર્ગના રાજા ઈન્દ્રને રાક્ષસો સાથે ભારે યુદ્ધ જોડાયું. તેમાં ઈન્દ્ર સહિત દેવતાની હાર થઇ રાક્ષસો તેમને પીડા કરવા લાગ્યા ત્યારે ઇન્દ્રે પૃથ્વીમાં આવી તે સૂર્યવંશી પરાક્રમી રાજાની સહાય માગી. ત્યારે તેણે કહ્યું કે ઈન્દ્ર તું બળદ થાય. અને હું તારા ઉપર બેસી રાક્ષસોની સાથે યુદ્ધ કરૂં એ વાત તારે અંગિકાર હોય, તો હું તારી સહાય કરૂં. રાક્ષસોના ભયથી આ ગ્લાની ભરેલી વારતા ઈન્દ્રે કબુલ કરી. ઇન્દ્ર બળદ થયો. તેના ઉપર બેસી તેણે સૈન્યસુધાં રાક્ષસોની સાથે યુદ્ધ કરી, તેઓને હરાવ્યા. ત્યારથી તેનું નામ કુકુદ્સ્થ કહેવાયું અને તેના વંશમાં જે રાજાઓ થયા, તે બધા કાકુસ્થ રાજાઓ કહેવાય છે. જે વંશમાં ઉત્પન્ન થયેલા રામચંદ્રજી કાકુસ્થ કહેવાય છે.

દિવાકરનું આટલું બધું પરાક્રમ જોઈ વિક્રમે તેના નામની સાથે સિદ્ધસેન એવું બીરૂદ આપ્યું. જેથી તેમને લોકો સિદ્ધસેનદિવાકર એ પ્રકારે કહેવા લાગ્યા.

સિદ્ધસેનદિવાકરની વિદાયગીરીને દિવસે રાત્રીએ વિક્રમ નગરચર્યા માટે બહાર નીકળ્યો હતો તેવામાં મધ્ય રાત્રીએ તે ફરતો ફરતો ઘાંચી લોકોના મેહેલ્લા આગળ આવી ચઢ્યો. ત્યાં કોઇ ઘાંચી ઘાણી ફેરવતો ફેરવતો વારે વારે નીચેનો દોહરો રાગ કાઢી બોલતો, બોલતો, બળદીઆના પુંછડા ઉપર હાથ મુકી તેને ચલાવતો હતો. (गा० १७ पृ० जु.)

રાજાને તે સાંભળવાને રસ લાગ્યો. વારે વારે દોહરાનું પૂર્વાર્દ્ધ તે સાંભળવા લાગ્યો. ઉત્તરાર્દ્ધ સાંભળવાની તેને ઘણી અપેક્ષા હતી. પણ તે તેણે કહ્યું નહીં. છેવટે પ્રાતઃકાળ સુધી તેણે વાટ જોઈ. ઘાંચીના ઘરની નિશાની રાખી સવારે તેણે તેને કચેરીમાં બોલાવી, રાતે બોલેલા દોહરાને ફરી સંપૂર્ણ બોલવાને કહ્યું. ત્યારે તે બોલ્યો. (गा० पृ० १७ जु.)

અર્થ—બળદ ચાલ, બાપ ચાલ, તું સંસારરૂપી સમુદ્રને તારક એવા કૃષ્ણની કને જા. કેમકે સર્વ લોક માત્રના સમસ્ત દુઃખને ખેંચી લેનાર તે છે, માટે તેનું કૃષ્ણ એવું નામ છે. તેને કહે કે તારક એવું વિશેષણ તમારા નામને વળગ્યુંછે, અને કૃષ્ણ એવું તમારૂં નામછે, તેમ છતાં આ બધું જગત દારિદ્રરૂપી સમુદ્રમાં કેમ ડુબ્યુંછે? વળી સમસ્ત જેણે દાન કર્યું એવો ઉદાર બળી રાજા પાતાળમાં કેદખાનામાં સડે છે, તેને હજુ કેમ છોડાવતો નથી? માટે તેને આ અમારો સંદેશો સત્વર કહે. ચાલ બાપ ચાલ. એમ તે ઘાંચીનો અભિપ્રાય સાંભળી, સિદ્ધસેનદિવાકરે પૂર્વે કરેલો ઉપદેશ, ઘાંચીની દ્વારાએ પુનર થતો હોયની શું? એમ વિચારી વિક્રમ પોતાની પ્રજાને રૂણ મુક્ત કરવાને તત્પર થયો. તેણે વિચાર્યું કે મારા રાજ્યમાં કોઇ દુઃખી ન જોઈએ.

એક વખતે વિક્રમે સિદ્ધસેન દિવાકરને પુછ્યું, મારા જેવો જૈની રાજા આગળ થશે? (पृ. १८ गा. जु)

ત્યારે દિવાકરે કહ્યું કે હે વિક્રમ રાજન! સંવત ૧૧૯૯ ની શાલમાં કુમારપાળ નામે રાજા તારા જેવો થશે. એ રીતે પોતાના ગુરૂની આજ્ઞાથી દિવાકર બાર વર્ષનું પારાંચિક વ્રત પુરૂ કરી પુનઃ ગુરૂને મળી ઉજ્જ્વ

ઠીયુ વંદન કરી ખમાસણું કર્યું. સઘળી હકીકત તેમને નિવેદન કરી. થી ગુરૂયે પ્રસન્ન થઇ. આચાર્ય પદવી આપી‡. સિદ્ધસેનદિવાકર એવા ઇન્દ્રિયજીત હતા કે, જેને માટે કોઇ પંડિતે નીચે પ્રમાણે શ્લોક કરયોછે. (पृ० १६ जु० गा).

અર્થ—કામદેવ રૂપી ચોરે મોટા અને નાના પ્રવાહો જેમાંથી નીકળે છે એવા, બે નિતંબ† રૂપી પર્વતના સંધિમાં રહેલી ગુફાનો આશ્રય કરી, બે સ્તન રૂપી જે પર્વતનાં ઊંચા શિખર છે, અને રોમરાજી રૂપી મોટું ગહન વન છે, તેવી વિકટ જગોમાં દેવ મનુષ્ય અને ગાન્ધર્વોના સમુહને વસ્ત્રાહરણ કરી નગ્ન કરી નાખ્યા છે, તે ચોરને સિદ્ધસેનદિવાકરે જીતી વશ કર્યો છે, કારણ કે આટલી સત્તા શિવાય વિક્રમ સરખા પરાક્રમી રાજાએ અર્પણ કરવા માંડેલી રાજ્ય સ્મૃદ્ધિનો તિરસ્કાર કરી ગુરૂની આજ્ઞા પ્રમાણે દ્વાદશ વર્ષનું પારાંચિક વૃત્તની સમાપ્તિ કરી પુનઃ ગુરૂને મળ્યા, એવું કાર્ય બીજાથી બનવું અશક્ય છે.

વળી કોઇ સમયે, જગતને રણ મુક્ત કરયા પછી, પોતાના ઉદારતાના ગુણવડે અહંકારને ધારણ કરેલો વિક્રમ રાજા પ્રાતઃકાળમાં હું કીર્તિસ્તંભ કરીશ, એ પ્રકારે ચિંતવન કરતો કરતો, તેજ દિવસની મધ્ય રાત્રિયે, નગરમાં ચર્ચા જોવાને નિકળેલો, ફરતો ફરતો ચાર રસ્તાના મેદાનમાં આવ્યો. ત્યાં મદોન્મત્ત બે આખલાઓના યુદ્ધથી ત્રાસ પામેલો વિક્રમ આગળ જવાને રસ્તો ન જડવાથી કોઈ દરિદ્રથી પિડાએલા અગ્નિહોત્રી બ્રાહ્મણની બળદ બાંધવાની જુની ઝુંપડીમાં રહેલા મજબુત લાકડાના થાંભલા ઉપર ચઢી તેને હાથ પગ ભેરવી, અદ્ધર ટિંગળાયો—તેવામાં યુદ્ધ કરતા કરતા તે બેઉ આખલા થાંભલા કને આવી, પોતાના શિંગડાના અણીયાં થાંભલામાં વારે વારે અફાળવા લાગ્યા. એટલામાં અગ્નિહોત્રી બ્રાહ્મણ તે આખલાના પ્રહાર શબ્દોથી ઓચિંતો નિંદ્રાભંગ થઇ, જાગી ઊઠયો. ઉતાવળો

‡કેટલાક પ્રબંધોમાં ગુરૂયે આવી રાજ્ય સમૃદ્ધિમાં લુબ્ધ થએલા સિદ્ધસેનને યુક્તિથી ઉપદેશ કરી પાછા ઠેકાણે લાવ્યા એવી વ્યાખ્યા છે. પરંતુ તે આ સિદ્ધસેનદિવાકર નહી તે તો જેનો જન્મ ઉજ્જેણીમાં થયોછે, એવા સિદ્ધસેનસૂરિ, તેનું વૃત્તાંત જુદા પ્રકારનુંજછે પણ ગ્રંથકારોની રીત્ય મિશ્ર કરીને લખવાની છે

†સ્ત્રીની કેડથી નીચે રહેલો પાછલો ભાગ.

ઘરમાંથી બહાર આવી તેણે આકાશ સામી દ્રષ્ટી કરી, તો ગુરૂ અને શુક્ર એ બેઉ ગ્રહોએ આક્રમણ કરેલું ચંદ્રમંડળ તેણે દીઠું. ભયભિત થએલે બ્રાહ્મણે ઘરમાં આવી નિંદ્રામાંથી પોતાની સ્ત્રીને જગાડી, બહાર લાવી તેને આકાશ તરફ નજર કરાવી, આ ગૃહમંડળમાં થતું ગૃહયુદ્ધ તેને બતાવી, કહેવા લાગ્યો. આપણા ચક્રવર્તિ રાજાને પ્રાણ સંકટ પડયા શિવાય આવું ગ્રહયુદ્ધ થાય નહીં. માટે તે રાજાના સંકટની શાન્તિને અર્થે તું ઉતાવળી ઘરમાંથી હુતદ્રવ્ય લાવ્ય, હું હોમ કરૂં. જેણે કરી આપણો રાજા ઉપદ્રવ રહિત થાય. સ્તંભે લટકેલો વિક્રમ રાજા આ હકીકત સાંભળે તેમ, તે સ્ત્રી હોકારો કરી બોલી. વિક્રમ રાજાયે પૃથ્વિ રણરહિત કર્યા છતાં, પોતાના નગરમાં રહેલી મારી સાત કુંવારી કન્યાઓનું લગ્ન કરવાને દ્રવ્ય આપતો નથી, તેને શાન્તિકર્મવડે પ્રાણ સંકટથી છોડાવવો તે યોગ્ય કર્મ કેમ કહેવાય? સ્ત્રીનું આવું વચન સાંભળી થાંભલે વિંટાએલા વિક્રમે પોતાનો કીર્તિસ્તંભ રોપવા સંબંધી ગર્વ છોડી દઇ, બ્રાહ્મણે કરેલા યજ્ઞકર્મથી સંકટમાંથી છુટી ઘણા કાળ સુધી રાજ્ય કરવા લાગ્યો. ગર્વથી મુક્ત થવા માટે પોતાના મન સાથે વિક્રમ નિચેનો શ્લોક બોલ્યો. (શ્લોક પૃ.૨૦ જુઓ).

અર્થ—કષ્ટ અને સાહસકર્મ કરીને આત્મા મલિન કર્યો, તથાપિ હે વિક્રમ તું અજરામર પદને ન પામ્યો–અફસોસ! અફસોસ! તું જન્મ હાર્યોછું.

કયારેક પોતાના મરણ સમયે કોઈ આયુર્વીદ્યાનો જાણનાર વૈદ્ય વિક્રમનું વ્યાધીગ્રસ્ત કળેવર જોઇ, કહેવા લાગ્યો કાગડાનું માંસ ભક્ષણ કરવાથી તમારા રોગની શાન્તિ થશે એવો ઉપદેશ કરવાથી વિક્રમે અનેક કાગડાઓના વધ કરાવી, પાક તૈયાર કર્યો. દિવસે દિવસે વિક્રમની પ્રકૃતિ છેક હાડ જતી વિચારી, કોઈ પાસે રહેલા અનુભવી વૈદ્યે રાજાને કહ્યું. હમણાં ધર્મ એજ ઔષધ બળવાન છે કારણ કે પ્રકૃતિ છેક હાડ જવાથી ઔષધોનો ગુણ ન લાગતાં વીકૃતી ઉત્પન્ન થઇ છે. જીવવાની લલુતાએ લોકોત્તર એવી ધીરજ રૂપ પ્રકૃતીને ત્યાગ કરી કાગડાનું માંસ ખાવાની ઈચ્છા કરેછે તથાપી સર્વ પ્રકારે તું જીવવાનો નથી. એ પ્રકારે વૈદે કહેલા વિક્રમે, તે વૈદ પ્રસન્ન થાય તેટલું અનરગળ ધનનું દાન આપી તેને પોતાનો પરમાર્થ બાંધવ એમ કહી, તેને

સ્તુતિ કરી વિદાય કર્યો. હાથી, ઘોડા, ભંડાર ઇત્યાદિ સઘળું દ્રવ્ય યાચકોને આપી રાજલોક અને નગરના લોકને પુછી કોઈ મનુષ્ય રહિત એકાન્ત મેહેલમાં ગયો. મરણકાળને ઘટે તે સમયનાં દાન અને દેવાર્ચન કરી, દર્ભની પાથરેલી સાદડીપર સુતો સુતો વિચાર કરવા લાગ્યો. અસદ્ગતિને નિવારણ કરે તેવી મરણ કાળને યોગ્ય ક્રિયા મેં કરી, હવે મારા પ્રાણને બ્રહ્મદ્વાર[૧] વડે હું કાઢીશ. જેથી સદ્ગતિ થાય. એવો વિચાર કરે છે તેવામાં અકસ્માત્ અપ્સરાઓનો સમુહ પ્રગટ થએલો તેણે દીઠો. હાથ જોડી પ્રણામ પૂર્વક તમે કોણછો એ રીતે પુછવા લાગ્યો. અપ્સરાઓ બોલી. વાણી વિસ્તારને યોગ્ય આ અવસર નથી. અમે તને પુછવાને આવીઓ છીએ. એ પ્રકારે કહી પાછી વળતી અપ્સરાઓની પ્રત્યે વિક્રમે ફરીને કહ્યું. નવિન બ્રહ્માએ ઉત્પન્ન કરેલી અદ્વિતિય સ્વરૂપવાળીઓ પણ નાસિકાએ રહિત એવી તમને હું જાણવાને ઇચ્છુ છું. વિક્રમનું આતુર સમયનું વચન સાંભળી માંહોમાંહ્ય તાળીઓ લઇ હસીને બોલી કે, પોતાનો અપરાધ રાજા અમારે વિષે કલ્પના કરે છે, એમ કહી મૌન કરેલી અપ્સરાઓ પ્રત્યે વળી વિક્રમ કહેવા લાગ્યો. સ્વર્ગને આશ્રય કરેલીઓ તમારે વિષે મારો અપરાધ શી રીતે કલ્પાય. એ રીતે રાજાના વચનની અન્તે તે મુખ્ય અપ્સરાઓની મધ્યે કોઇ સુમુખ્યા નામની અપ્સરા બોલી. હે રાજન્ ! પૂર્વના પુણ્યોદયથી નવનિધિ તારા મેહેલમાં ઉતરેલા છે, અમે તેની અધિષ્ટાતૃ દેવતાઓ છીએ. જન્મથી આરંભીને આ નાસિકા અદર્શન[૨] કાળ પર્યન્ત દેવરૂપ એવા તેં મોટાં દાન કર્યાં તે ફકત તારા એકજ નિધિમાંથી, હજુ આઠે એમના એમ અકબંધ છે. એ પ્રકારનું તેણીઓનું વચન સાંભળી, વિક્રમે પોતાનો હાથ કપાળપર મુકયો. જો મેં નવનિધિ જાણ્યા હોત તો નવ પુરૂષોને બોલાવી પ્રત્યેકને એક એક આપી દેત. દૈવે મને અજ્ઞાનથી ઠગ્યો. એ પ્રકારે કહેતા વિક્રમ પ્રત્યે અપ્સરાઓ બોલી. કળીયુગમાં તું એકજ ઉદાર છે. ઈત્યાદિ પ્રશંસા કરેલો વિક્રમ પરલોકને પામ્યો. તે દિવસથી અદ્યાપીસુધી જગતમાં પ્રસિદ્ધ વિક્રમનો સંવત્સર પ્રવર્તે છે. વિક્રમ રાજાના દાનવિષે જુદા જુદા પ્રબન્ધોછે **इति विक्रमप्रबन्धः समाप्तः॥**



૧ સમાધિ ચઢાવવી     ૨ મરણકાળ.

# अथ शालिवाहनप्रबन्धः

દાન અને વિદ્વતામાં શાલિવાહનની કથા જેવી સાંભળીએ તેવીજ જાણવી. તેના પૂર્વ જન્મની કથા આ પ્રકારે છે. એક સમયે પ્રતિષ્ઠાન નગરમાં શાલિવાહન રાજા ઘોડાપર બેસી ફરવા જતો હતો, તે ગામની ભાગોળે વેહેતી ક્ષિપ્રા નદીને કિનારે આવ્યો. તે નદીના જળતરંગથી અથડાતું એક મચ્છ નદીના આરાપર આવીને પડતાં શાલિવાહને જોયું. રાજા તેની નજીક ગયો. શાલિવાહનને જોઈ તે મચ્છ હસવા લાગ્યું. રાજાએ વિચાર્યું કે, મચ્છ કદી હશે નહી, માટે તેની સ્વાભાવીક પ્રકૃતિમાં આ વિકૃતિ થઇ, તે મોટો ઉત્પાત કહેવાય. અચંબાથી ભયભિત થએલો રાજા નગરમાં આવી સઘળા વિદ્વાનોને આ સંદેહનું કારણ પુછવા લાગ્યો. આ બાબતનું સમાધાન તેઓને પૂછતાં કંઇ થયું નહી. છેવટે તેણે જ્ઞાનસાગર નામના કોઇ જૈન મુનિને મચ્છ કેમ હસ્યું ? એ પ્રકારે પુછયું. જ્ઞાનના અતિશય પ્રભાવથી તેમણે તેના પૂર્વ જન્મનું ચરિત્ર જાણવાથી આ પ્રકારે કહ્યું. પૂર્વ જન્મમાં હે રાજન્! તું આજ નગરમાં નિર્વંશ એવા લાકડાનો ભારો વેચનાર કઠીઆરો હતો. હમેશાં કાષ્ટ વેચી તેના જે પૈસા ઉત્પન્ન થાય, તેનો સથુ લાવી ક્ષિપ્રા નદીમાં પડેલી શીલાપર તે સથુ મુકી નદીનું પાણી ભેળી તેના પિંડ બનાવી તું ભોજન કર્તો એક દીવસ કોઈ જૈન ધર્મી મુની એક માસનો ઉપવાસ કરી તેજ દીવસે પારણાને માટે નગરમાં ગોચરી કરવા જતા હતા, તેને તેં દીઠા. તેમને બોલાવી, શ્રદ્ધા ઉત્પન્ન થવાથી સાથવાનો પીંડ આપ્યો. તારો તે દેહ પડતાં પાત્રને દાન આપવાથી તેમના પ્રભાવ વડે આ જન્મમાં તું શાલિવાહન નામનો રાજા થયોછું. મુનિનો દેહ પડી જવાથી તે મોટા દેવ થયા છે. તે દેવ મચ્છના શરીરમાં પ્રવેશ કરી, પૂર્વે કાષ્ટવહન કરનાર જીવની આ જન્મમાં રાજાની પદ્વીને પોંહોચેલી તારી સ્થિતિ જોઇ તેને પ્રેમથી હસવું આવ્યું. તે વાર્તા સંબંધી શ્લોક કથા સંગ્રહ નામે ગ્રંથમાં નીચે પ્રમાણેછે.

(શ્લો૦ પૃ૦ ૨૫ જુ૦)

અર્થ—મચ્છનું મોઢું હસેલું જોઈ, ભયભિત થયેલા શાલિવાહન

રાજા પ્રત્યે જ્ઞાનસાગર મુનિ કહેવા લાગ્યા. હે શાલિવાહન રાજન્! પૂર્વે જન્મમાં આ ક્ષિપ્રા નદી ઊપર એક માસના ઉપવાસ વાળા જૈન મુનિને તેં સથુવડે પારણું કરાવ્યું, જેથી તારો કઠીઆરાનો દેહ છુટી તું શાલિવાહન નામે મોટો રાજા થયો છું, દૈવયોગે તારા દર્શન થવાથી તારી પૂર્વ સ્થિતિને સંભારી તે મચ્છને હસવું આવ્યું. શાલિવાહનના મનમાં તેમનું કહેલું બરોબર સત્ય ભાસ્યું એવા તે મુનિ સમયસુચક બુદ્ધિવાળા હતા.

શાલિવાહન રાજાએ પૂર્વ જન્મનું વૃત્તાંત જાણી, જાતિ સ્મર્ણથી તેનો અનુભવ કરી, તે દિવસથી દાન ધર્મને વિશેષપણે આરાધન કરવા લાગ્યો. સઘળા વિદ્વાન અને કવિઓનો સત્કાર કરવામાં તે તત્પર થયો. શાલિવાહન રાજાની ઉત્પતિ વિશે તીર્થકલ્પ વિગેરે ગ્રન્થોમાં નીચે પ્રમાણે અભિપ્રાય છે.

દક્ષિણ મહારાષ્ટ્રમાં સુપ્રતિષ્ઠાન* નામે નગર હતું. એક વખતે કોઈ પ્રદેશી ત્રણ યાત્રાળુ મનુષ્યો પ્રવાસ કરતાં કરતાં આ નગરમાં આવી, કોઇ કુંભારને ઘેર ઉતારો લઇ ઉતર્યા. તેમાં બે પુરૂષ અને એક સુરૂપા પણ તર્તની થએલી વિધવા સ્ત્રી હતી. તે સ્ત્રી એ બેઉ પુરૂષોની સગી બેન હતી. છેક સાંજની વખતે તે સુરૂપા વિધવા જળને માટે ગોદાવરી નદીમાં આવેલા નાગ-હૃદ પ્રત્યે ગઈ.

અર્ધો સૂર્ય પશ્ચિમની છેવટ મર્યાદાને છોડી ડુબી ગએલો નજરે પડતો હતો. સાયંકાળનો સમય નજીક આવવાથી પશૂપાળો ત્વરાથી પોતાના પશૂ વન પ્રદેશમાંથી નગર ભણી હાંકી જતા હતા, તેમની ખરીઓએ ચંપાએલી રજ ઊંચી ચઢવાથી સૂર્યનો અર્ધ પ્રકાશ ઝાંખો થએલો જણાતો હતો. ગોદાવરીના પહાડી કીનારાઓ પર ઊંચા વૃક્ષની ગવ્હર લતાઓમાંથી મનુષ્યનો પડઘા ઓછો થવાથી વન પશૂઓ બીતાં બીતાં પોતાનાં ડોકાં બહાર કાઢી અંદર ખેંચી લેતાં જણાતાં હતાં. આકાશ પંથમાં કતારબંધ પક્ષિઓના જથા કલોલ શબ્દ કરતા કરતા, (જેમ વ્યાપારી લોકો પ્રદેશમાં ઘણા દિવસ રહી વ્યાપારથી ધન કમાઈ પોતાને ઘેર આનંદભેર

*આ દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલું શહેર છે. ઉજ્જેણીને પણ એ નામ આપેલું છે.

ચાલ્યા જતા હોય તેમ) આખો દિવસ ચારો ચરી પોતાના માળા ભણી ચાલ્યાં જતાં હતાં. પ્રદોષ સમય થવાથી ગોદાવરીપરની મનુષ્યની ભીડ તદ્દન વેરાઇ જવાથી નદીનો ડોળાએલો પ્રવાહ વિધવાનું રૂપ જોઈ જેમ વિરામ લેતો હોય તેમ નિર્મળ સ્થિતિમાં ધીમે ધીમે ગતિ કરતો હતો. આવા સમયમાં કુંભારને ઘેરથી કોરી ગાગર લઇ પોતાના સુકોમળ હાથમાં પકડી, સોળ વર્ષની યુવાવસ્થામાં દૈવકોપથી અઘટિત સમયે વૈધવ્ય વ્યાધીએ ગ્રસ્ત થએલી નાજુક અબળા જળ માટે ગોદાવરીને પૂર્વ કિનારે નાગ-હ્રદની સમીપ આવી પહોચી. વસંતઋતુ હોવાથી આખા દિવસના તાપથી તપેલાં વન બાગનાં વૃક્ષોપર રહેલાં વિલાએલાં પુષ્પોના સામી પોતાનાં નિર્વીકાર સુકોમળ નેત્રોથી તે નિહાળવા લાગી, જેની પ્રેમ દૃષ્ટિથી એકદમ પુષ્પની કળીઓ જાગૃત થઇ ફટોફટ ફાટી પ્રફુલ્લિત થવા લાગી. વિધવા થવાથી તેણે કાંઈ અલંકાર ધારણ કર્યા નહતા, તથાપિ ગોદાવરી પ્રદેશના ઘરેણા રૂપ અત્યારે એજ હતી. ગાગરને વિંછળી નિર્મળ જળની અપેક્ષાએ, નાગ-હ્રદમાં ઉંડા પાણીમાં પ્રવેશ કરવાને પલળવાના ભયથી તેણે પગનું વસ્ત્ર ઊંચુ લીધું, તે સમયે જેમ સૂર્યોદય થવાથી આરસના પાહાડ ઉપરથી ગળેલો બરફ ખસી પડવાથી દીપી ઉઠે તેમ સ્વચ્છ તેની બેરૂ ઝંઘાઓ ચળકી ઉઠી. ઢીંચણ બરોબર જળમાં પ્રવેશ કરી વાંકી વળી હાથ વતી જળ ભરવાને ગાગર અંદર નમાવી, તે સમયે વસંતના વાયુથી તેના માથાનું વસ્ત્ર ખસી ગયું. માથાના કેશની સુંદર લટરો બેઉ ખભાના ભાગ ઉપર થઈ વાંકડી વળી ખીલેલાં સ્તન શિખરોપર જેમ પહાડનાં શિખર ફોડી નાગણીઓ બહાર નીકળે તેમ ઝુકી રહેલી જોઇ, અપૂર્વ નાગકન્યા મને વરવા આવે છે, તે ભરોંસાથી અચુંબિત થએલો નાગરાજ અકસ્માત્ હ્રદમાંથી બહાર આવ્યો. જેમ વિજળી થવાથી નેત્ર મીંચાઇ જાય તેમ તે વિધવાનું મુખકમળ જોવાથી વારે વારે તે નાગરાજનાં નેત્ર તેજથી પુરાઇ જતાં હતાં. બળ કરી તે પોતાના નેત્રને ફાડી જોવા લાગ્યો. જળમાં ઉભેલો છે, સાયંકાળનો સુંદર ઠંડો પવન પુષ્પોને અથડાઇ તેના શરિરપર મંદ મંદ પડે છે તથાપિ ઓચિંતો નાગરાજના શરિરમાંથી એવો કામાગ્નિ ઉત્પન્ન થયો કે જેને જીરવવાને પોતાનું મન હદ છોડીને તુર્ત કુચ કરી ગયું. વિધવા ગમનનો દોષ જાણ્યા છતાં સ્વરૂપમાં મોહિત થએલો નાગરાજ સા-

માન્ય પુરૂષની પેઠે તેની પ્રત્યે વિનયથી પ્રાર્થના કરવા લાગ્યો. હતૂભાગ્ય વાળો હું આજ તારા પ્રસાદને પાત્ર થવા ઇચ્છા કરૂં છું. મને આશા છે કે તું મારૂં કદી નહીં થએલું આતિથ્ય અંગિકાર કરીશ. એમ કહી અંગ સ્પર્શથી પોતાના કામાગ્નિની વેદના ઘટાડવાના હેતુથી તેણીગમ ધસ્યો. નિર્વિકાર વિધવાએ તેનું અઘટિત સાહસ જોઇ, માનુષી છતાં તેની દુષ્ટ વાન્છાનો ઘણો તિરસ્કાર કર્યો. પરન્તુ છેવટે દેવની સત્તા ધરાવનાર તે નાગરાજના અસાધારણ બળાત્કારથી નેત્ર મીચી તે અઘટિતાચરણ સહન કરી રહી. નાગરાજે પોતાનું અમોઘ ઐશ્વર્ય છે, એમ વિચારી તે અબળા પ્રત્યે કહ્યુ. તું ફીકર કરીશ માં. જ્યારે જ્યારે તને દુઃખ ઉત્પન્ન થાય ત્યારે મને સંભારીશ તો હું તને એ અસહ્ય દુઃખમાંથી દૂર કરીશ. તેવી પ્રતિજ્ઞા કહી નાગરાજ ગયો. જળ ભરીને શોકયુક્ત વિધવા કુંભકારના મંદિર પ્રત્યે પોતાના ઉતારામાં આવી. અમોઘ ઐશ્વર્યનું તેજ આરોપણ થવાથી વૈધવ્ય ધર્મનો નાશ થયો, એમ પોતાની બેનની ચીકિત્સાથી ગર્ભનું સ્વરૂપ તેના બેઉ ભાઇઓના જાણવામાં આવ્યું. તેનો તિરસ્કાર કરી કલેશ યુક્ત બેઉ જણ તેને કુંભારના ઘરમાં મુકી ચાલ્યા ગયા. પ્રારબ્ધ ઉપર ભરોંસો રાખી સગર્ભા વિધવા કુંભારના ઘરમાં સેવા કરવા લાગી. કેટલેક દિવસે તેને પુત્રનો પ્રસવ થયો. દેવરૂપ નાગરાજના પ્રભાવથી તે બાળક મહા તેજસ્વી અને પ્રતાપી ઉત્પન્ન થયો. કુંભારને ઘેર ઉછર્યો માટે લોકો તેને કુંભારનો પુત્ર છે, એમ કહેવા લાગ્યા. તે કુંભારને ઘેર રહી, તેના રોજગારમાં ઘણો નિપુણ થયો. માટીના ઘોડા, હાથી મનુષ્ય વગેરે તરેહવાર જાતનાં રમકડાં કરવા લાગ્યો. તેનું નામ શાતવાહન એવું પડયું. એક વખતે એમ બન્યું કે ઉજ્જેણીમાં સાહસકર્મા કર્તા વિક્રમાર્ક રાજા વૃદ્ધાવસ્થામાં વિચાર કરવા લાગ્યો કે, કોઇ મારા પછી એવો પુરૂષ ઉત્પન્ન થશે કે મારૂં રાજ્ય હરણ કરે, આવી ચિંતામાં પડયો. એક દિવસ હોંશીયાર જ્યોતિર્વિદ બ્રાહ્મણોને બોલાવી તેમને સત્કાર પૂર્વક વિક્રમે પુછયું. મહારાજે, મારી પુંઠે આ ચક્રવંતિ રાજ્યને ખુંચી લે એવો કોઈ પુરૂષ પૃથ્વિમાં છે શું ? વિદ્વાનો માંહો માંહ્ય વિચાર કરવા લાગ્યા. એક વૃદ્ધ અને જ્યોતિર્વિદ્યામાં ઘણો કુશળ બ્રાહ્મણ નિર્ભયતાથી, ઉતાવળો ધાંટો કાઢી વિક્રમ પ્રત્યે બોલ્યો, રાજાધિરાજ પ્રતિષ્ઠાન નામના નગરમાં કુંભકારને ઘેર તેનો પુત્ર છે. તે ઉજ્જેણીની ગાદીનો ભોકતા થાય તે-

...ને આ વાર્તાને ટેકો આપ્યો વિક્રમને ઘણી
...ન્ય તૈયાર કરી પોતે દક્ષિણ મહારાષ્ટ્ર પ્રત્યે પ્રતિ-
તેણે કુંભારનું ઘર રોકી લીધું, અને બળાત્કારથી તેને
ર્યો. પોતાના પુત્રનું મૃત્યુ થશે, એવા ભયથી તે વિધવાએ
સંભારી તેનું સ્મરણ કર્યું. તાત્કાળ પ્રગટ થઇ તે નાગે એક
અને એક મોટી શક્તિ તે કુમારને આપી. તેની મદ-
માટી વડે બનાવેલું સૈન્ય અમૃત છાંટી સજીવન કર્યું. અને
શક્તિની સહાયતાથી તે સૈન્ય લઈ વિક્રમની પુંઠે પડયો. તેનું ઘણું સૈન્ય યુદ્ધમાં માર્યું ગયું. વિક્રમને હઠાવીને તાપીના ઉત્તર કિનારા સુધી આણ્યો. પોતાનું ઘણું સૈન્ય મરાયું, તેથી વિક્રમે વિચાર્યું કે મારી છેલી અવસ્થામાં વખતે હાર થાય, માટે સંધિ કરવો તે ઠીકછે, એમ વિચારી શાલિવાહનની સાથે સલાહ કરી. તે એવી મતલબની કે, તાપિના ઉત્તર ભાગમાં વિક્રમનું રાજ્ય પ્રવર્તે અને દક્ષિણ ભાગમાં શાલીવાહનનું રાજ્ય પ્રવર્તે. તે પ્રમાણે કોલ કરાર કરી પ્રતિષ્ઠાન નગરમાં પોતાની ગાદી સ્થાપી. તાપીના દક્ષિણમાં પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો. અદ્યાપી પણ તે ભાગમાં શાલીવાહનનો શક ચાલે છે.

શાલિવાહન દક્ષિણ માહારાષ્ટ્રના પતિષ્ઠાન નગરમાં રાજ્ય ચલાવતો હતો. તેવામાં તે નગરમાં કોઇ બ્રાહ્મણનો ગર્વિષ્ટ છોકરો શુદ્રક નામે હતો. તે એટલો બધો બળવાન હતો કે, તેનાથી પોતાનું બળ સહન થઇ શકે નહી. રોજ પાષાણના કકડાઓ હાથમાં લઈ તેને ચોળી મસળીને લોટ કરી નાખે. એક વખતે તેના અત્યંત બળની પ્રશંસા શાલિવાહને સાંભળી તેનું પરાક્રમ પ્રત્યક્ષ જોવાથી શાલિવાહને તેને નગરનો અધ્યક્ષ (કોટવાળ) નીમ્યો.

એ અરસામાં કોઇ માયાસુર નામનો માયાવી દૈત્ય ઉત્પન્ન થયો. તે વામમાર્ગી હતો. તેણે વિચાર્યું કે હું તામસી દેવીનું આરાધન કરી, તેને પ્રસન્ન કરૂં જેથી તે મારે વશ થવાથી જગતનાં સમસ્ત સુખ ફક્ત મનેજ પ્રાપ્ત થાય, કેમકે પરને સુખ જોઇ તેનાથી સહન થઈ શકે નહી એવો તે સ્વભાવગત દોષવાળો હતો માટે આ દુનીઆમાં સમસ્ત સુખ ઈશ્વર રૂપે સ્વતંત્ર ભોગવવાં એમ વિચારી પોતાનું સુખેશ્વરપણું સિદ્ધ કરવાને માર્ગના ગ્રન્થોના અભિપ્રાય પ્રમાણે મંત્ર સિદ્ધિની અપેક્ષાએ પશ્ચિ-

ની સ્ત્રીની શોધ કરવા નીકળ્યો. તે ફરતો ફરતો
લા પ્રતિષ્ઠાન નગરમાં આવી પોહોચ્યો. ત્યાં સાંભળ્યુ
ન કર્મમાં .ઉત્તરસાધનભુત થાય તેવી પદ્મિની
સ્ત્રી શાલિવાહનને છે. પરન્તુ તેનું ગ્રહણ કરવું તે અશક્ય
ને તેટલો પ્રયત્ન કરી તે સ્ત્રીને લેવી. શંકરની ઇચ્છા હ.
યે પરિપૂર્ણ થશે. પછી માયાસુર દૈત્ય વ્યંડળનું સ્વરૂપ ધા
લેખાના જનાનખાનામાં નોકર રહ્યો. થોડે દિવસે તેના જાણ
કે આ સુરૂપા સ્ત્રી ગાયન સાંભળવામાં ઘણીજ આશક્તિવાળી છે. પોતાના
કંઠ ઘણો સુકંઠ હતો, માટે ગાયનના છંદમાં તેને ફસાવી. વિશ્વાસુ નોકર
ધારી એકાંતમાં ગાયન સાંભળવાને તે તેની પાસે નિઃશંક બેસતી. એક
વખતે મધ્ય રાત્રીએ શાલિવાહનની ઘેરહાજરીમાં એકલી પોતાની પાસે ગા-
નમાં આશકિત પામેલી જોઇ તે ઊંચકીને ચાલતો થ. ક્ષણવારમાં પ-
ર્વતની વિકટ જગોમાં પોતાની સાધન કરવાને નિ. કરેલી ગુફામાં તે
આવ્યો. આગળથી નક્કી કરેલા વિશાળ યજ્ઞકુન્ડની સન્મુખ ચન્દ્રલેખાને
વૃક્ષના થડ સરસી નગ્ન બાંધી ઉભી રાખી. અગ્નિની જ્વાળાથી પ્રદિપ્ત યજ્ઞ
કુન્ડના ઉપર આવેલા શાલમલિવૃક્ષના ડાળે પોતાના ટાંટીઆના અંગુઠા ભેરવી
ઊંધે માથે કુન્ડપર ટટળતો ટટળતો પદ્મિનીના મધ્યસ્થળે દ્રષ્ટિરાખી સુખ
સંપત્તિ મેળવવાને અપૂર્વ મંત્રનો જપ કરવા લાગ્યો. પ્રાતઃકાળમાં શાલિ-
વાહનના દરબારમાં કોલાહલ શબ્દ થયો—કે જનાનખાનામાં થોડા દિવસ
થી નોકર રહેલા વ્યંડળે ચન્દ્રલેખા રાણીનું હરણ કર્યું. તે ખેદયુક્ત વા-
ર્તા સાંભળી શાલિવાહન રાજાએ પ્રતિજ્ઞા કરી કે એ દુષ્ટકર્મ કરનાર ને મા-
રી પ્રિયાને જે કોઈ આણી આપે તેને હું મારૂ અરધું રાજ્ય આપું.
આ કામ શૂદ્રકે માથે લીધું. તેની પાસે આખા સૈન્યનું કામ એકલા બ-
જાવે એવા ગુણવાન બે કુતરા હતા. તેમને લઇ, તે દૈત્યની ખોળ માટે
નીકળ્યો. દેશાંતરમાં ઘણી તદબીરથી ખોળ કરી પણ હજુ સુધી તેનો
કંઇ પત્તો લાગ્યો નહી. શૂદ્રકે વિચાર્યું કે મારૂ પણ મિથ્યા જશે, પણ નિ-
રાશ ન થતાં તે કોહોલાપુરમાં આવ્યો. ત્યાં તે પ્રખ્યાત મહાલક્ષ્મી દેવીના
મંદિરમાં માતાજીનું આરાધન કરવા બેઠો. થોડી મુદતમાં દેવી તેનાપર
પ્રસન્ન થયાં. તેમણે તેને તે પર્વતની જગો બતાવી, તેનું શીર છેદવાને

ગાપ્યું. દેવીને નમસ્કાર કરી હાથમાં ખડ્ગ લઇ કુત-
,તે બતાવેલે માર્ગે ચાલ્યો. જગ્યા થોડે છેટે રહી તેવામાં
ઓરમાઇ ભાઈ મળ્યો. તેને માયાસુર બહુ પીડા કર્તો હ-
,ષ્ટાચરણથી તે મોટાભાઇની કીર્તીને ઘણું દુષણ લગાડતો
ાની યુકતિ તેણે બરોબર બતાવી. તેન્હે પર્વત આગળ મુ-
ા થયો. પછી શૂદ્રક પર્વતની કડાણમાં થઇ ને યજ્ઞશાળા
.વ્યો. જુએ છે તો પૂર્વે બતાવ્યા પ્રમાણે સઘળી બીના જોઈ
તણે અત્યંત ક્રોધ કરી કહ્યું કે, હે ચંડાળ! બ્યંડળરૂપ તેં રાજાની ગેરહા-
જરીમાં રાણીને ઉચકી આણી. તે દુષ્ટકર્મનું ફળ આજે તું પરિપૂર્ણ ભો-
ગવ્ય. એમ કહી કુન્ડપર ઉંધે માથે ટટળતા દૈત્યના ગળામાં દેવીએ આ-
પેલું ખડ્ગ વાપર્યું. આ તેનો પૂર્ણાહુતિનો દિવસ હતો માટે છેવટ બળીદાનમાં
દૈત્યનું મુસ્તક હોમાયું જેથી વામમાર્ગની અધિષ્ટાત્રુ દેવી ઘણી પ્રસન્ન
થઈ. વૃક્ષે બાંધેલી રાણીને છોડી, હર્ષ ભેર શાલિવાહનને પ્રતિષ્ઠાન નગરમાં
આવી અર્પણ કરી. રાજા તેના ઉપર ઘણો પ્રસન્ન થઈ તે દેવીના પ્રસાદથી
તેને અર્ધું રાજ આપ્યું[1]. શાલિવાહન રાજાએ આ વાત સાંભળી ગોદાવરી
નદીને કાંઠે એક મહાલક્ષ્મી દેવીનો પ્રાસાદ બંધાવ્યો જે અદ્યાપિ પ્રસિદ્ધછે.
વળી શાલિવાહન સઘળી કળાઓમાં પણ નિપૂણ હતો, જૈનના આચાર્ય શ્રી
પાદલિપ્ત ગુરૂનો શિષ્ય નાગાર્જુન યોગી કળા સંબંધી વિદ્યા શીખવવાને
તેનો ગુરૂ થયો હતો. જેનો ઈતિહાસ અત્રે ટુંકામાં વર્ણવીએ છીએ.

ઋક્ષ[2] પર્વતના પ્રદેશમાં તે સમયે કોઈ રણસિંહ નામનો રાજા રા-
જ્ય કર્તો હતો. તેને એક ભોપલા નામની પુત્રી થઈ. તે ઘણી સુરૂપા
હતી. નાનપણથીજ રૂપ લાવણ્યતાના ગુણવાળી તે પુત્રી જોઈ, રણસિંહને
તે ઘણીજ વ્હાલી લાગતી. જ્યારે તે યુવાવસ્થા વાળી થઇ, ત્યારે તેને પ-
રણાવવા માટે પિતાએ વરની શોધ કરાવવા માંડી. પોતાની પુત્રી જેવી
રૂપાળી અને ગુણવાળી છે તેના સરખો વર ખોળવાને રાજાએ ઘણો
પ્રયત્ન કર્યો પરંતુ હજુ સુધી તેવો વર હાથ લાગ્યો નહી. એક સમયે

૧ જે શૂદ્રક રાજાનું વિશેષ વૃત્તાંત બાણ પંડિતની કરેલી કાદંબરી
ગ્રંથમાં દેખાય છે.

૨ શેત્રુંજો પર્વત જે પાલીતાણા પાસે છે તે.

તે યુવાન પુત્રી પોતાની દાસીઓ સંઘાથે ઋક્ષ પર્વત
નીકળી. વૃષા ઋતુની શોભા જોતી જોતી પર્વતના છેક
આવી. તેવામાં મન્દારના પુષ્પનું વન તેની નજરે પડયુ
વામાં આસક્ત હતી માટે દાસીઓને આજ્ઞા કરી કે આજ
ચમી છે. અને મારે પ્રદોષ સમયે શંકરનું પુજન કરવું
ણે આ મન્દારના સુન્દિર પુષ્પો વિણિએ. કેમકે શંકરને
મ છે. રાજપુત્રીની આજ્ઞાથી સઘળી સખીઓ પુષ્પ વીણવા
ની લતાઓમાં પ્રવેશ કરી પુષ્પ વીણવા લાગીઓ. રાજપુત્રી છતાં શિવ-
જીની સેવામાં આરૂઢ થએલી માટે એક પ્રદેશમાં પોતે પણ મન્દારના
પુષ્પ વીણતી વીણતી જરા આઘી ચાલી. તે નાગનો આનંદનો દીવસ હ-
તો માટે વાસુકીનાગ પોતાના સમૂહ સાથે ઋક્ષ પર્વતમાં આવેલો હતો.
તેણે મન્દારના ઉપવનમાં આ સુન્દીર કુમારીકા દીઠી. તેના રૂપથી મોહિ-
ત થએલો વાસુકી એકલો તેની સન્મુખ આવ્યો. રાજકન્યા કોઇ દિવસ
ન દીઠેલો એવો અનુપમેય પુરૂષ જોઇ, જરા ડરી. પણ ધીરજથી બો-
લી. કોઇ દિવસ નહી દીઠેલા અને દેવના સરખી કાન્તિ વાળાતમે કોણછો? મા-
રી નિયમિત પુજાનું ફળ આપવાને ઉતાવળથી કૈલાસ પર્વતપરથી ઉતરી આવે-
લા ગૌરવર્ણુ શંકર હોય એમ હું તમને ધારૂછું. વાસુકી વિનયથી કહેવા લાગ્યો.
પ્રિયે ! હું શંકર નહી પણ તારો શંકર[1] છું. તેમની કૃપાથી જગતમાં
તું પ્રસિદ્ધ થાય તેવું શીઘ્રફળ આપવાને વાસુકી નામે નાગદેવ હું તારી
કને આવ્યો છું, તે તું સ્વિકાર. રાજકન્યા કહેવા લાગી, તમે વાસુકી છો
અને શંકરને ઉદ્દેશીને મને ફળ આપવા ઈચ્છા કરોછો તો તે હું ઘણી
ખુશીથી સ્વિકારૂં છું. પણ તે ફળથી મારો સંપુર્ણ હેતુ પાર પાડવાને હું
ઈચ્છુંછું. નાગરાજ કહે, જા તથાસ્તુ. એમ કહી તેણે વચન આપ્યું કે તારા
ગર્ભમાં જે પુત્ર થશે તે મોટો વૈદ્યશાસ્ત્રી રસ કળાઓમાં ઘણો કુશળ થશે.
તેનું નામ તું સિદ્ધનાગાર્જુન રાખજે. તેના ગર્ભના પોષણ માટે વાસુકીએ
સઘળી વનસ્પતિઓ તેને ખવડાવી. પુરે માસે તેને સુન્દીર પુત્ર જન્મ્યો.
વાસુકીના કહેવાથી તેણે તેનું નામ નાગાર્જુન પાડયું. જેમ જેમ તે મો-
ટો થતો ગયો તેમ તેમ ઘણી કળાઓ શિખ્યો. મૂળથીજ તેને વૈદ્ય વિદ્યા

---

[1] शं सुखं करोतीतिशंकरः સુખ કરનાર

ાને તેના પિતા નાગદેવનું વરદાન છે માટે કળાઓ શિ-
ત ઘણો લાગ્યો. આખા ભરતખંડમાં રટણ કરી જેટ-
. તે બધી શીખ્યો અને જગતમાં સિદ્ધ એ પ્રકારે
ાયું. એટલાથી સંતોષ ન પામીને વિશેષ વિદ્યા શિખવા
ા માર્ગી પ્રખ્યાત પાદલિપ્તાચાર્યને પોતાના ગુરૂ કર્યા. જૈન
પણ પ્રખ્યાત વિદ્વાન અને સમર્થ આચાર્ય ગણાયછે. તેનો
જાણવા યોગ્ય છે. માટે થોડો કહુછું. એક કોશલા નામનું નગ-
ર તેમાં વિજયવરમા નામનો રાજા રાજ્ય કર્તો હતો તે નગરીમાં
એક ફુલચંદ નામનો શ્રાવકવાણીઓ મોટો ધનાઢ્ય હોવાથી નગર શેઠ ગ-
ણાતો હતો. તેની સ્ત્રીનું નામ પ્રતિમાણા હતું. તે પણ રૂપ શીલ વગેરે સદ્-
ગુણોથી શેઠને યોગ્ય હતી. દ્રવ્ય વગેરે બીજી બધી બાબતથી તે સ્ત્રી પુ-
રૂષ સુખી હતાં, પરન્તુ તેમને પુત્ર ન હતો. રાત્રિ દિવસ પુત્રને માટે ઘ-
ણી ચિંતા કર્તો. તે શેઠને કોઈ યોગીએ વૈરોટયા[1] દેવીનું આરાધન બતા-
વ્યું. તે પ્રમાણે તેણે કર્યું. થોડી મુદતમાં તે દેવી પ્રત્યક્ષ થઈ શેઠને કહેવા
લાગ્યાં કે તું માગ્ય તારે શી ઇચ્છા છે. તેણે કહ્યું કે મારે પુત્રની ઇચ્છા
છે માટે આપો. એવું વચન સાંભળી દેવીએ કહ્યું પુત્રને માટે હું તને જે
ઉપાય બતાવું તે તું સત્વર કર. વિદ્યાધર વંશમાં કાલીકાચાર્ય નામે પ્રખ્યા-
ત પુરૂષ થયા છે તેના શિષ્ય આર્યનગહસ્તી નામે સુરી હાલ આપણા
નગરમાં આવેલા છે. તેનું ચરણોદક જો તારી સ્ત્રી પીએ તો તેને પુત્ર ઉ-
ત્પન્ન થાય. આટલું વરદાન આપી વૈરોટયા દેવી અન્તર ધ્યાન થયાં
દેવીનું વચન સાંભળી હરખાતો હરખાતો શેઠ પોતાને ઘેર આવ્યો. આ
સઘળી બીના શેઠાણીને કહી. તત્કાળ તે નાગહસ્તી આચાર્યને અપશ્રયે
ગઇ. અપાશ્રયમાં પેસતાં આચાર્યનો મુખ્ય શિષ્ય તેને સામો મળ્યો. તે-
ના હાથમાં પાત્ર જોઇ શેઠાણીએ પુછ્યું, આ શું છે મહારાજ? શીષ્યે જવા-
બ આપ્યો કે તે ગુરૂનું ચરણોદકછે. તે સાંભળી ઝટ તેણીયે પઈઠવતી[2] વખત
લઇ આચમન કરી લીધું. પછી ગુરૂના દર્શન માટે અપાશ્રયમાં પ્રવેશ કર્યો. ગુ-

---

૧ તે દેવીનો ઈતિહાસ પ્રબન્ધકોષમાં આર્યનંદીલ સુરીના પ્રબ
ન્ધમાં જોવો

૨ ભૂમિ ઉપર પુંજીને રેડતી વખત.

રૂને વન્દના કરી ઉભી રહી. ગુરૂ મહારાજે જ્ઞાનના
ણી જોઈ કહ્યું કે તારે દશ પુત્ર ઉત્પન્ન થશે. પણ તેં દ
ચરણોદક લીધું માટે જે પેહેલો પુત્ર થશે તે તારાથી
રહેશે. નવ છોકરાઓ મોટી સ્મૃદ્ધિના ભોક્તા થશે. ગુરૂનો
ભળી તેણે કહ્યું જે મારો પ્રથમનો પુત્ર હું તમને અર્પણ કર
કહી પોતાને ઘેર આવી. થોડે દિવશે ગુરૂ કૃપાથી તેને પ્રથ
થયો. તેનું નામ નાગેંદ્ર પાડયું. પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે દસ દી
શે અપાશ્રયે ગુરૂને નિવેદન કર્યો. ગુરૂ બોલ્યા કે હમણાં તેને અમારે માટે
ઉછેરીને મોટો કરવો એ પણ ગુરૂભક્તિ છે, તે પ્રમાણે કરવાથી તે શેઠને ત્યાં
સાત વર્ષનો થયો. આઠમે વર્ષે આચાર્ય મહારાજે તેને દિક્ષા આપી. તેને ભ-
ણાવવા માટે મંડન મુનિને સોંપ્યો. નાની વયમાંજ તે સર્વ વિદ્યા સંપન્ન
થયો. એક દિવસ ગુરૂએ જળ હોરવાને મોકલ્યો- તે હોરી આવીને આલો-
યણ* કરતી વખતે નીચે પ્રમાણે ગાથા બોલ્યો.

**अम्बं तम्बच्छीए अपुप्फिअं पुप्फदन्तपन्तीए ।**

**नवसालिकाञ्जिअं नववहूइ कूडएणमह दिन्नम् ॥ १ ॥**

અર્થ—રક્ત કમળનાં જેવાં જેનાં નેત્ર છે. અને પ્રફૂલિત પુષ્પની કળીઓ જેવી જેના દન્તની પંક્તિ છે. એવી નવોઢા સ્ત્રીએ નવી ડાંગરના તર્ત છડેલા ચોખાના ધોવરામણનું હોરેલું પાણી મને ઘણા હર્ષ વડે હોરાવ્યું છે. તે વચન સાંભળી ગુરૂએ કહ્યું. હવે તું પલિત્ત (પ્રદિપ્ત) થયો. હાથ જોડી શીષ્યે કહ્યું. આપે જે કૃપા કરી તેમાં એક માત્રા ઉમેરો. (માત્રા વધારો એમ કહેવામાં એટલો શ્લેષાર્થ રહ્યો છે કે ગુરૂએ એને **पालित्त**‡ કહ્યો ત્યારે તેણે **पाल्लिप्त** કરો એમ માગ્યું. **पाद् + लिप्त=पाल्लिप्त** એટલે આકાશ ગમન વિદ્યા.) શિષ્યની આટલી બધી વિદ્વત્તા જોઇ ગુરૂએ પ્રસન્ન થઇ તેને પાદલિપ્ત વિદ્યા આપી. દશ વર્ષની ઉમ્મરે ગુરૂની કૃપા થકી તે પાદલિપ્ત નામે મોટા આચાર્ય કહેવાયા. એ પાદલિપ્ત

* ગુરૂને સર્વ બીના કહી નિર્દોષ થવું.

‡ માગધી ભાષામાં **पालित्त** એમ લખાય છે.

ના શિષ્યોએ સહવર્તમાન વિહાર કર્તા કર્તા પાટલી-
નાં આવી પોહોચ્યા.

..લીપુત્ર નગરમાં મુરૂંડ રાજા રાજ કર્તો હતો. તેના
પંડિત બ્રાહ્મણો રાત્રિ દિવસ રાજાના પગાર ખાતા હતા
કે જૈનના પ્રખ્યાત આચાર્ય નામે પાદલિપ્ત ગામને શીમા-
તર્યા છે અને એ વિદ્વાનછે માટે તેમની પરિક્ષા આપણે કરવી
। વિચારી મુરૂંડ રાજાના અભિપ્રાયથી તેમણે તે આચાર્યની પ-
... ..ના માટે એક સોનાની વાડકીમાં થીનું ઘી ટાંકોટાંક ભરીને તે આ-
ચાર્યને આપવા મોકલ્યું. આચાર્યે વિચાર્યું કે આ બાબતમાં રાજાની હ્રગા-
ઇ છે માટે એને કંઇ ચમત્કાર બતાવવો જોઈએ; એમ વિચારી તેમણે
તે વાડકીમાં ભરેલા ઘીના મધ્યમાં એક બાવળીઆની મોટી સુળ ઉભી
ખોશી, વાડકી પાછી મોકલી. રાજા અને પંડિતોએ વિચાર્યું કે તે ઘણા-
જ સમર્થ છે. આપણું હાર્દ તેણે જાણ્યું. પંડિતની સલાહથી રાજાએ તે-
મને વાજતે ગાજતે નગરમાં આણી અપાશ્રયમાં પધરાવ્યા સુળ ઘાલીને
વાડકી પાછી મોકલી તેનું કારણ મુરૂંડ રાજાએ તેમને પુછ્યું, ત્યારે પાદ
લિપ્તાચાર્યે કહ્યું કે તારો વાડકીમાં ઘી ભરીને મોકલવાનો હેતુ એવો હતો
કે મારૂં નગર પંડિતોથી ભરપુર છે માટે વિચારીને પ્રવેશ કરજો. તેના
ઉત્તરમાં મે તને કહાવ્યું કે જેમ ઘીની વાડકીમાં સુળ સુંસરી નીકળી
જાય છે તેમ હું પણ પંડિતોના અન્તઃકરણમાં પ્રવેશ કરી જઇશ. રાજા
આવું તેમનું ગંભીર ને ચમત્કારી જ્ઞાન સાંભળીને ઘણો ખુશી થયો. તે-
મને પોતાના ગુરૂ માન્યા. મુરૂંડ રાજાને શિરઃશૂળનો રોગ હતો તે કશા-
થી મટે નહી. ઘણા વૈદ્યો અને મન્ત્ર શાસ્ત્રિઓ રાજાના રોગને માટે મહે-
નત કરી ચુકેલા તે સઘળી નિષ્ફળ ગએલી તે રોગ પાદલિપ્તાચાર્યે એક
ક્ષણમાં મટાડી દીધો એવા તે મંત્ર વિદ્યામાં કુશળ હતા. તે મુરૂંડ રા-
જાનો ઘણા કાળનો માથાનો રોગ મટાડયો તેને માટે કોઇ પંડિતે નીચેનો
શ્લોક કહ્યો છે. ( પૃ. ૨૮. જુ. )

અર્થ— જેમ જેમ પાદલિપ્ત પોતાના ઢીંચણની ઢાંકણી ઉપર આં-
ગળી ફેરવે છે તેમ તેમ મુરૂંડ રાજાના મસ્તકની પીડાની નિવૃત્તિ થાયછે.

એ પ્રમાણે મુરૂંડ રાજાના માથાનો રોગ મટાડવાથી તેની પાટલી-

પુત્રમાં વિશેષ ખ્યાતી થઇ. વિદ્વત્તામાં તેણે તે નગર
તાકા રોપી. જ્યારે તે નગરમાં રહેતા હતા ત્યારે પાદ
ચંપુકાવ્ય અને નિર્વાણકળિકા એ બે નામના ગ્રન્થ
ને પ્રસિદ્ધ સભા ભરી વ્યાખ્યાન આપતા હતા. જે સાંભ
ત્રમાં રહેનાર લોકની ભારે ભીડ થતી હતી. લોકો તેમની
જ વખાણ કર્તા હતા. રાજા તે સાંભળી ઘણો ખુશી થતો.
તે આચાર્યનું વખાણ કરે પરન્તુ પ્રમદલોચના નામની એક મું
ની વ્હાલી વેશ્યા હતી, તે ઘણી વિદ્વાન હતી તે તેને વખાણે નહીં. એક
દિવસ રાજા આચાર્યને કહેવા લાગ્યોઃ—

મહારાજ આપની પ્રશંસા આખું નગર એક જીભાએ કરી રહ્યું છે તથાપિ આ પ્રમદલોચના નામની વેશ્યા હજુ સુધી આપનું વખાણ કર્તી નથી તે ઠીક નહીં. મહારાજે મુરૂડને કહ્યું ભાઇ તારા મનમાં એટલી વાંચ્છા છે તો તે પણ પૂર્ણ થશે. કેટલાક દિવસ વિત્યા પછી પાદલિપ્તાચાર્ય સેજસાજ માંદા થયા એમ કરતાં કરતાં પાંચ સાત દિવસમાં તો જાણી જોઈને મંદવાડ વધારી નાખ્યો. નગરના શ્રાવકો અને રાજાએ તો નિશ્ચય કર્યો કે તે ખરા માંદા થયા છે. પણ છેવટે યોગ માર્ગના બળ વડે આચાર્યે પોતાનો આત્મા બ્રહ્મ રૂન્ધ્રમાં ખેંચી લીધો. સર્વે જાણ્યું કે તે મરી ગયા. વિમાનમાં બેસાડી ઉત્સવ સાથે તેમની અવસાન ક્રિયા કરવા સારૂ બજાર માર્ગે લેઇ ગયા તે સમયે લોકોના મુખ ઉપર ઉદાશી ઘણી છવઈ ગએલી દેખાતી હતી, તે કહેવા લાગ્યા અરે આવા મોટા ઇશ્વરાવતાર પુરૂષ પૃથ્વિને છોડી ચાલતા થયા હતા. હતભાગ્યવાળા આપણને મોટા પુરૂષનો સમાગમ ઘણા કાળ રહેવો એ દુર્લભ છે. એમ બધા પશ્ચાતાપ કરેછે તેવામાં ગણિકાએ તેમનું શબ જવું જોયું. તેથી વ્હેલી વ્હેલી તેમના વિમાનની નકજી આવીને પ્રશંસા કરવા લાગી અરેરે ! આ પ્રખ્યાત પુરૂષ પરલોક પધાર્યા કે, તે પરમેશ્વર રૂપ હતા. તેમ કહી તેમને નમસ્કાર કર્યો. એટલે વેશ્યાએ કરેલી સ્તુતી સાંભળી પાદલિપ્તાચાર્ય પાલખીમાંથી ઝટ બોલી ઉઠયા. તે જોઇ નગરમાં મોટો આનંદ વર્તાયો, અલ્યા મહારાજ જીવ્યા જીવ્યા, આપણા ઉપર દયા કરી. એ પ્રમાણે ખુશી થતા થતા પોતાના સ્થાન પ્રત્યે ગયા એ પ્રકારે કરીને પણ ગણિકા પાસે સ્તુતિ કરાવી.

મુરૂંડ રાજા ઘણો ખુશી થયો. વેશ્યાએ કરેલી સ્તુતિનો શ્લોક નીચે પ્રમાણે પ્રબંધ કોશમાં છે.

**सीसं कहं न फुट्टं जमस्स पालित्तयं हरन्तस्स ॥**

**जस्स मुहनिज्झरओ तरङ्गमाला नई वूढा ॥१॥**

શ્લોકનો અર્થ—પાદલિપ્તાચાર્યને હરનાર યમરાજાનું માથું કેમ ન ફુટયું. કે જેના મુખમાંથી તરંગલોલા નામની નદીનો પ્રવાહ છુટતો હતો ઇત્યાદિ.

પાદલિપ્તાચાર્યની ઘણી કીર્તિ સાંભળીને પૂર્વે કહેલા નાગાર્જુન વધારે વિદ્યાબળ મેળવવાના અભિલાષથી તેની સેવામાં હાજર થયા. ઔષધી જ્ઞાનમાં પાદલિપ્તાચાર્યથી નાગાર્જુન કાંઇ ઉતરે એવા નહિ હતા, તોપણ પાદલિપ્તાચાર્યમાં વધુ શક્તિ એ હતી કે સ્વપગે કેટલાક પ્રકારની ઔષધિઓનું લેપન કરીને તેના બળથી આકાશ માર્ગે ગમન કરી અષ્ટાપદ વિગેરે તિર્થોમાં હમેશાં દર્શન કરી આવતા હતા. ગુરૂની આ પ્રકારની ચમત્કારીક ગતિ જોઈ નાગાર્જુન તો વિચારસાગરમાં ડોળવા લાગ્યા; પણ કાંઇ કીનારો હાથ લાગે નહીં. એમ છતાં પણ નાગાર્જુન કાંઇ સ્વમતલબ પાર પાડવામાં પાછા હઠે એવા નહિં હતા. આકાશ ગમન વિદ્યા શિખવાના દૃઢ નિશ્ચયે કરીને એક દિવસ લાગ જોઇને અષ્ટાપદ વિગેરે તિર્થોમાં દર્શન કરીને પાછા સ્વસ્થાનમાં આવેલા પાદલિપ્તાચાર્યના પાદપ્રક્ષાલન માટે, ઘણા શિષ્યો છતાં નાગાર્જુન પ્રથમ ગુરૂ સમક્ષ આવી ઉભા; અને ઝટપટ ગુરૂના પગ ધોઈ ચર્ણોદક પઇઠવતી વખત લાગ જોઇ ગુરૂની નજર ચૂકવી એકાન્તમાં જઈ તે ચર્ણોદકનો સ્વાદ તથા વાસ લઇ જોયો. પછી સ્વબુદ્ધિની કલ્પનાથી આ લેપમાં સમાયલી એકસોને સાત પ્રકારની ઔષધિઓ શોધી કાઢી. પછી તેનો લેપ કરી પોતાને પગે ચોપડીને ગુરૂની માફક ઉડવાનો આરંભ કર્યો. ગુરૂગમ્યરહસ્ય મળ્યા વગર નાગાર્જુન સ્હેજસાજ ઉડ્યા તો ખરા પણ પાછા પૃથ્વિપર પડ્યા. પાછા પોતે ટટાર થઇ કુકડા માફક ઉડાઉડ કરવા મંડી ગયા પણ આકાશમાં તો જવાયજ શાનું? ઉલટા ધોબીનાં લુગડાં માફક ધીબોધીબ કુટાવા લાગ્યા. એમ છતાં પણ ઔષધિઓમાં કાંઇ ન્યુનતા નથી એ વિશે પુનઃ ખાત્રી

કરી. પછી મન સાથે પુખ્ત વિચાર કરી જે ઓષધિ જે કાળે અને જે નક્ષત્રે લાવવી જોઇએ તે પ્રમાણે લાવીને પાછો લેપ તૈયાર કરી પગે ચોપડીને ઉડવા માંડયું. પણ નાગાર્જુન જરા ઊંચે ગયા ન ગયા એટલામાં તો પાછા ચક્રી ખાતા અને લોટતા, આડી અવળી ખભાણુવાળા ઊંડા ખાડામાં જઈ પડ્યા. શરીરે ઘાયલ થયા અને ખાડામાં ઉગેલી ,વનસ્પતિઓના ઘસારાથી અંગ ઉપર ઉઝરડા પડી લોહી નીકળવા માંડયું. ઊંડી ખભાણમાં ડબાઇ જવાથી આપ બળે ઉઠી બ્હાર નિકળવાની શક્તિ રહી નહિ એટલે નાસિપાસથઈ નાગાર્જુન તો જંગલની ખુલ્લી હવા ખાતા ખાડામાં પડી રહ્યા. નાગાર્જુન વખતસર આશ્રમમાં ન જવાથી પાદલિપ્તાચાર્યના અન્ય શિષ્યો તેની શોધ કરવાને જંગલમાં નિકળી પડયા. એક ગોવાલણીના કહેવા ઉપરથી તેઓ તે ખાડા પાસે ગયા તો નાગાર્જુન દ્રષ્ટે પડયા. જેમ તેમ કરી મહાપ્રયત્ને નાગાર્જુનને ખાડાની બ્હાર ખેંચી કાઢયા ને ઝોળીમાં નાંખી ઘેર લાવી પાદલિપ્તાચાર્યની સમીપ મેલ્યા. કમકમાટ ભરેલી સ્થિતિમાં પડેલા નાગાર્જુનને જોઈ પાદલિપ્તાચાર્યે પૂછયું કે હે ! નાગાર્જુન આ દશાને કેમ પ્રાપ્ત થયા ? નાગાર્જુને બ્હીતાં બ્હીતાં જવાબ દીધો કે હે મ્હારાજ મુજ સરખા અલ્પમતિ શિષ્ય ઉપર કોપાયમાન ન થતાં મ્હારો મનોર્થ પૂર્ણ કરશો એવી આશા રાખુછું. પાદલિપ્તાચાર્યે કહ્યુંકે તું તે વિષે બેધડક રહે. નાગાર્જુન પાદલિપ્તાચાર્યનું સંક્ષેપમાં પણ દિલાસો આપતું વચન સાંભળીને પાદલિપ્તાચાર્ય પ્રત્યે બોલ્યા. હે મ્હારાજ! આકાશ માર્ગે આપની પક્ષિ તુલ્ય ઉડન શક્તિ જોઇ તે યુક્તિ ગ્રહણ કરવા તરફ માÿું મન લોભાયું. પછી એક સમયે આપનું તિર્થ રૂપ ચર્ણોદક માર્ગમાં નહીં પડવતાં તેનું આચમન કરી જોયું તે વડે તથા તેના વાસ વડે, માહા કષ્ટે તેમાં સમાયલી ઔષધિઓ મેળવી તેનો લેપ પગે ચોપડીને ઉડવા માંડયું તેમાંથી આ દશાને પ્રાપ્ત થયોછું. નાગાર્જુનનું બુદ્ધિબળ જોઇ પાદલિપ્તાચાર્ય સાનંદાશ્ચર્ય પામ્યા અને સ્વગત વિચાર્યું કે મા'રા અન્ય શિષ્યોમાંનો કોઈ પણ આની બુદ્ધિની બરોબરી કરી શકે એમ નથી. માટે એજ શિષ્ય આકાશ ગમન વિદ્યાના જ્ઞાનનું પાત્રછે એમ ધારી પોતે નાગાર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે હે નાગાર્જુન તારી બુદ્ધિની તિક્ષણતા જોઇ હુંપ્રસન્ન થયોછું. ત્હારી મેળવેલી

સર્વે ઔષધિઓ ખરી છે પણ કચાશ માત્ર એજ છે કે એ ઔષધિઓની કેલવણી સાઠી ચોખાના ધોણમાં થવી જોઈતી હતી. કારણકે સાઠી ચોખાના ધોવણમાં વાટી લેપ કરવાથી માણસ નિર્વિઘ્ને આકાશ ગમન કરી શકે છે. આ સાંભળી નાગાર્જુને પાદલિપ્તાચાર્યજીને વંદન કરીને કહ્યું. કે હે મહારાજ આપે મને આકાશગમન વિદ્યા કળા શિખવી તેને માટે મ્હોટો આભાર માનું છું. વળી નાગાર્જુને દિવસાંતરે ગુરૂ મુખથી એવું સાંભળ્યું કે રસસિદ્ધિ વિદ્યા જ્યાં સુધી સિદ્ધ થઇ નથી ત્યાં સુધી મનુષ્યની મન માનતું દાન કરવાની ઇચ્છા સંપૂર્ણ થતી નથી. આ સાંભળી નાગાર્જુને રસસિદ્ધિ વિદ્યાના ચડસમાં લપટાવવાથી, તે શીખવાને માટે પોતાનો પ્રયત્ન શરૂ કીધો. નાગાર્જુન એ વિદ્યાથી બીલકુલ અણવાકેફ હતા એમ નહોતું. પોતે પણ શાસ્ત્રાનુસારે પારાને જે જે સંસ્કાર કરવા ઘટે તે સર્વેમાં પ્રથમથીજ કાબેલ હતા, પણ તેમાં પોતાની કચાશ મટાડવા માટે ગુરૂને વારંવાર એ વિષે પૂછતા હતા. ગુરૂનું મન રંજન કરી પોતાની મતલબ પાર પાડવાના હેતુથી નાગાર્જુન અહોનિશ ગુરૂની સેવા ભક્તિમાં સારી પેઠે સાવધ રહેતા હતા. એક દિવસ ગુરૂને પ્રસન્ન થએલા જાણી નાગાર્જુને આગ્રહપૂર્વક પુછ્યું કે હે મહારાજ કોટીવેધી રસસિદ્ધી થવાનો ઉપાય કૃપા કરી મ્હને કહેવો જોઈએ. શિષ્યનો અભિલાષ જોઇ ગુરૂએ વિચાર કર્યો જે આવી મ્હોટી વિદ્યાનું એ પાત્ર નથી. ગુરૂ મ્હારાજ જાણતા હતા કે એ વિદ્યા શિખવવામાં એનો પરિણામ સારો નહિ નીપજે. એમ છતાં પણ નાગાર્જુનની દૃઢ ભક્તિ તથા આગ્રહ જોઇ ભાવિભાવ બનવા કાળછે માટે ગુરૂજી બોલ્યા કે હે નાગાર્જુન મહારી મરજી વિરૂદ્ધ ત્હારો અતિ આગ્રહ જોઈ એ વિદ્યા વિશે મને કહેવાની ફરજ પડેછે માટે સાંભળ. મ્હાપ્રતાપવાળી શ્રીપાર્શ્વનાથજી મ્હારાજની દૃષ્ટિ સમીપ સર્વે સુલક્ષણ સહિત મ્હાસતિ પદ્મિની સ્ત્રી, દિવ્યઔષધિઓના રસથી શુદ્ધ કરેલા પારાનું ખળમાં મર્દન કરે તો તેથી કોટીવેધી રસ ઉત્પન્ન થાય. આનું સંક્ષેપથી ગુરૂના વચનનું રહસ્ય સમજી નાગાર્જુન લાગ જોઈ એકદમ ગુરૂનો પરિત્યાગ કરી પૂર્વે કહેલી વસ્તુઓ મેળવવાના પ્રયત્નમાં સાવધ થયા. નાગાર્જુને પ્રથમ પોતાના, વાસુકીનાગ નામના પીતાની આરાધના કરી પ્રત્યક્ષ કરી પૂછ્યું કે હે પીતાજી, મહાપ્રતાપવાળી શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા ક્યાંથી

પ્રાપ્ત થશે. વાસુકીનાગ બોલ્યા કે હે પુત્ર! એકાંત પણ નિર્ભયાશ્રમમાં પ્રભુસ્મર્ણ ન કરતાં આવાં સંકટ ભરેલાં કામમાં પડવાની તને શી જ- રૂર પડી? આ સાંભળી નાગાર્જુન પ્રથમ તો વિચારશુન્ય થયા પણ પોતે મહા પુગેલી માયા હોવાથી ધીમે રહી પ્રત્યુતર વાળ્યો કે હે પીતાજી! એક પ્રસંગે અમો ગુરૂ ચેલા વચ્ચે પૃથ્વિ માંહેલા સકળ દેવાદિઓ વિષે વાદ ચાલેલો તે સંબંધમાં મેં ગુરૂ મૂખે, મહા પ્રતાપવાળી શ્રીપાર્શ્વનાથજી મ્હા- રાજની પ્રતિમા અદ્યાપી પૃથ્વિ ઉપર છે એવું સાંભળ્યું. ગુરૂના ઘણા શિ- ષ્યો એ અનુપમ પ્રતિમા મેળવવાના યત્નમાં નિષ્ફળ થવાથી તે પ્રાપ્ત કર- વાની મને ઉત્કંઠા થવાથી ગુરૂ આગળ એ બીડું ઝડપ્યું તે કારણથી મેં આપનું આરાધન કર્યું. પુત્ર નાગાર્જુનની હિંમત જોઈ વાસુકીનાગ પ્રસ- ન્ન થઇ બોલ્યા, હે પુત્ર! એ પ્રતિમા મેળવવામાં તહારો દૃઢ નિશ્ચય જો- ઈ કહું છું તે શ્રવણ કર. અસલ દ્વારકામાં સમુદ્રવિજય નામના રાજાએ શ્રીનેમીનાથ તિર્થંકરના મૂખથી મ્હાપ્રતાપવાળી શ્રીપાર્શ્વનાથજી મહારાજ- ની પ્રતિમાનું વર્ણન સાંભળી પોતાના કરાવેલા અનુપમ રત્ન જડીત પ્રા- સાદમાં તે સ્થાપન કરેલી હતી. તે દ્વારિકા જળમય થવાથી સમૂદ્રમાં તે પ્ર- તિમા બુડેલી હતી. કાળાન્તરે એવો બનાવ બન્યો કે કાન્તિપૂરમાં રહેનાર ધનપતિ નામના એક શેઠનું વ્હાણ વ્યાપારાર્થે સમૂદ્ર માર્ગે આવતાં તે સ્થ- ળ આગળ આવી અટકી પડયું. વૃષાઋતુની શરૂઆત હોવાથી પળે પળે વિજળીના થતા ચમકારા, સિંહ પોકાર તુલ્ય વાદળામાં થતી મેઘ ગર્જના, જોરમાં પવનનું ફુંકવું, તેની સાથે મ્હાસમુદ્રના મોજાંનું પર્વતની ઊંચ્ચાઈ એ જવું, તેમાં વળી અધુરામાં પૂરૂ અચાનક વ્હાણનું અટકી પડવું, વગેરે ભયભિત બનાવો નજરે પડવાથી ધનપતિ શેઠ પ્રથમ તો દિગમૂઢ જેવા બનિ ગયા પણ દૈવ કૃપાએ પાછા શુદ્ધિમાં આવી વહાણ અટકી પડવાના કારણની શોધ કરાવવા લાગ્યા. અંતે મહાકષ્ટે માલમ પડયું કે જ- ળ મદ્ધે શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા છે. પણ સ્થાનભ્રષ્ટ, દેવતાની ઇચ્છા જાણ્યા વગર કરવાથી સુખનો જીવ દુઃખમાં આવી પડે છે, તેથી શેઠે, સ્થાનભ્રષ્ટ કરવામાં શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રસન્નતા જાણવાને માટે મનમાં વિચાર કીધો કે સુતરના તારથી જો મુર્ત્તિ ઉચકાઇને બહાર આવે તો સ્થાનભ્રષ્ટ કરવામાં એની ઇચ્છાછે એમ સમજવું. આ શુભ વિ-

ચારની મન ઉપર અસર થવાથી તેજ વખતે અંતઃકરણપૂર્વક સ્તુતિ કરી. સુતરના સાત તાંતણા એકઠા કરી તેણે વતી શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાને જળ બહાર કાઢી તે વખતે દેવકૃપાએ તે મૂર્ત્તિના અધિષ્ઠાયકનો અભિપ્રાય માલમ પડવાથી તે શેઠે સ્વજન્મભૂમિ કાન્તિપૂરમાં અતિખરચે કારિગીરીથી ભરપૂર એવું મહા દેવાલય બંધાવી મ્હોટી ધામ ધુમથી શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાની સ્થાપના કરી. પછી પોતે તે પ્રતિમાની હમેશાં અતિશય ભાવ ભકિતથી આરાધના કરવાથી ઘણો સમૃદ્ધિવાન થયો છે. આ પ્રકારનું પોતાના પિતા વાસુકીનાગનું, સ્વેચ્છા સંપૂર્ણ કરતુ વચન સાંભળી, નાગાર્જુન યોગી કપટ સેવક થઈ, કાંતિપુરમાં જઈ, તેજ પ્રાસાદમાં સામાને વિશ્વાસ ઉત્પન્ન થાય એવી રીતની કળા કરી, પરમ ભક્ત થઈ બેઠા. પછી આસ્તે આસ્તે કળાએ કરી સર્વના મનમાં, નાગાર્જુને ભકિતમાર્ગમાં પોતાની નિપૂણતા વિષેના વિચારો ઠસાવી પ્રિત્યાકર્ષણ શકિતમાં વધારો કીધો. ખેલાડી નાગાર્જુને સર્વેનું ચિત્ત હરણ કીધું ને માત્ર બહારથીજ ભક્તિભાવ બતાવીને પણ અંતર્ભાવના જોઈએ તો જેમ બને તેમ જલદી તે અનુપમ પ્રતિમાનું હરણ કરવામાં લાગેલી હતી. નાગાર્જુન ભાગ્યશાળીતો ખરા. અંતે લાગ જોતાં જોતાં એક સમયે કેટલાક પુજારીઓ નિદ્રાવશ હોવાનો તથા બીજાઓની ગેરહાજરીનો લાભ લઈ પોતે આમ તેમ જોઇ કોઇ ન જાણે એવી રીતે તે મહા તેજસ્વિ પ્રતિમાને અધ્ધર ઉપાડી લઈને આકાશ માર્ગે ચાલતા થયા તે ખંભાતની નજીક આવેલી સેઢી નદિને કાંઠે નિર્ભય સ્થાન ખોળી ત્યાં નિવાસ કર્યો.

શ્રી પાર્શ્વનાથજી મ્હારાજની પ્રતિમા ગ્રહણ કરી લાવવામાં નાગાર્જુન ફતેહમંદ તો થયા પણ એટલાથીજ પત્યું એમ નથી. હજુ દેહ રટન બાકી છે. પદ્મિની સ્ત્રી મળ્યા વગર કોટીવેધી રસ સિદ્ધ કરવાનું કામ થઈ શકતું નથી માટે હવે તેની શોધમાં નિકળવાનો પોતે નિશ્ચય કર્યો. ચોરને ઘેર ચોર પરોણો ન મળે તેથી તે પ્રતિમાને ગુપ્ત સ્થાનમાં સંતાડી પદ્મિની સ્ત્રી શોધનાર્થે પોતે નિકળી પડયા. આકાશ માર્ગે ગમન કરતાં એક દિવ્ય શેહેર જોઇ પોતે પૃથ્વિ પર ઉતર્યા. પછી પ્રશ્ન પૂછવામાં તેનો મૂળાર્થ કોઇ નહીં સમજી શકે એવી યુકિતએ તે શેહેરના રહેવાશીથી પદ્મિની સ્ત્રી વિષે તપાસ કરવા માંડી, પણ વ્યર્થ. લોકો તો સાંભળી હસવા લાગ્યા

કે આને તે શું આ ધ્યાન લાગ્યું છે. હે મ્હારાજ એ ખ્યાલ છોડી દો ને સત ગુરૂના આશિર્વાદ લઈ આત્માનું સાર્થક કરો. વળી તેમાંથી બીજો કોઇ બોલી ઉઠયો, પદ્મિની સ્ત્રી શું રસ્તામાં પડી છે કે તે વળી આવા જોગીને માટે, શું તે નિર્માણ થએલી કે તે એને પ્રાપ્ત થાય? વળી ત્રીજો કોઈ વૃદ્ધ પુરૂષ બોલી ઉઠયો કે મ્હારાજ પદ્મિની-સ્ત્રી મળવી દૂર્લભ છે માટે મિથ્યા શ્રમ છોડી દો. નાગાર્જુન બોલ્યા કે હે વૃદ્ધ પુરૂષ, આ યુવાનિયાઓ, હુ કોણ છું એ વિષેના અંધકારમાં હોવાથી, મ્હારી ચેષ્ટા કરેછે તે હું સમજુ છું પૃથ્વિ વિષે વાસૂકી નાગનો પુત્ર નામે નાગાર્જુન કહેવાય છે તે હું પોતે છું. નાગાર્જુન નામ સાભળતાંજ પેલો વૃદ્ધ પુરૂષ તેને સાષ્ટાંગ દંડવત કરી સ્તુતિ કરવા લાગ્યો કે હે મ્હારાજ અમારો અજ્ઞાનથી થયેલો અપરાધ કૃપા કરી ક્ષમા કરો. નાગાર્જુને કહ્યું કે હે વૃદ્ધ પુરૂષ એ વીશે ફીકર ન કરમાં. વૃદ્ધ પુરૂષ બોલ્યો, અમારા ધન ભાગ્ય કે આપના દર્શનનો લાભ પ્રાપ્ત થયો, તમારૂં કલ્યાણ થાઓ. એમ કહી નાગાર્જુન તો ચાલતા થયા. પોતે મહા તર્કબાજ હોવાથી રસ્તે ચાલતાં વિચાર કીધો કે ગામ ગપાટાનું મૂળ ભંગીનો* અખાડો છે માટે ત્યાં જવાથી મનોર્થ પૂર્ણ થશે એમ ધારી તેણી તરફ પગલાં ભરવા માંડયાં. શોધ કરતાં તે સ્થળે ગયા તો કોઈના હાથમાં ગાંજાની ચલમ રહી ગઇ છે, કોઇ ભાંગના કટોરા ચઢાવે છે, તો કોઇ કસુંબા વગેરેમાંજ મશગૂલ છે ને કેટલાક તો કેફની મૂનમાં ગપધ્યાન ચલાવતાજ બેઠા છે, આ પ્રમાણેના દેખાવની કેફાધિન જન મંડળીમાં જેવા નાગાર્જુન દાખલ થયા કે તરતજ કોઇ ભાંગ, તો કોઇ ગાંજાની ચલમ તો કોઈ કસુંબો વગેરે આણી તેનો આદર સત્કાર કરવા લાગ્યા. પછી નાના પ્રકારની પણ સાંભળ્યાથી દૂર એવી વાતોના ગપાટાના સંબંધમાં સ્ત્રી વિષય દાખલ કરી નાગાર્જુન બોલ્યા કે હું નથી ધારતો કે આમાંથી કોઈએ પદ્મિની સ્ત્રીને જોઇ હોય. આ સાંભળી અંદરથી એક અફિણી બોલી ઉઠયો કે મહારાજ એમ તે શું કહો છો; અત્રેથી સાઠ કોશને અંતરે પ્રતિષ્ઠાનપૂર નામે મ્હોટું શેહેર છે ને ત્યાંના રાજા શાલિવાહનની અર્ધાંગના નામે ચંદ્રલેખા કરીને છે તેજ માત્ર સાંપ્રત કાળમાં પદ્મની સ્ત્રી છે. મનની મૂંઝણ દૂર થવાથી નાગાર્જુન, ત્યાં વધુ કાળ ગ-

* ભાંગ વગેરે કેફ વસ્તુનો ઉપભોગ કરનારા.

મન નહી કરતાં, સત્વર ત્યાંથી ઉઠી આકાશ માર્ગે પ્રતિષ્ઠાનપૂરમાં આવી પહોંચ્યા. પોતે શેહેરમાં દાખલ થઇ તદબીરે શાલિવાહનને ત્યાં ચાકર તરીકે રહ્યા. ચારે પ્રકારની સ્રીની પરિક્ષા કરવાના જ્ઞાનમાં પોતે કુશળ હોવાથી નાગાર્જુનની મનોવૃત્તિ, તેની કાન્તિ, રૂપ,ગુણ અને વાચા વગેરે ઉપરથી ચંદ્રલેખા પદ્મિની સ્રી છે એમ સંપૂર્ણ રીતે ખાત્રી થવાથી, જેમ બને તેમ જલ્દી તેનું હરણ કરવા તરફ દોરવાઇ. પરન્તુ રાણિ ચંદ્રલેખા દિવસના વખતમાં સખી સહવર્તમાન મંડળમાં બેશી આત્માને આનંદ આપવામાં અને રાત્રીને વિષે પતિ સેવામાં રોકાયલી રહેવાથી નાગાર્જુનને તેણીનું હરણ કરવામાં કાંઇ લાગ ફાવે નહીં. મનમાં એવી પણ ધારતી કે ચંદ્રલેખાનું હરણ કરતાં શ્રીપાર્શ્વનાથજીની પ્રતિમાનું હરણ ન થઇ જાય. આ પ્રમાણેના વિચારમાં ને વિચારમાં કેટલાક દિવસ વિત્યા પછી, હવે આ સ્થળે વધૂ વખત રહેવાથી કંઈ કાંદો નહી કાઢીએ એવી ધારણાથી, લોભી નાગાર્જુને એવી તરકયુકિત વાપરી કે લાગ જોતાં જોતાં એક દિવસ, રાજા રાણીના રાત્રી ગમનાર્થે, શયનગૃહમાં જવા અગાઉ, પોતે નાગાર્જુન, નિશાચરની માફક અંદર દાખલ થઇ, હમેશાં નહી ઉઘાડા રાખવામાં આવતા બારણાની સાંકળ, નકુચાથી વિખુટી કરીને ચુપચુપ બ્હાર નિકળી આવી મનમાં મકલાવવા લાગ્યા કે હવે આજે તો મનોર્થ પૂર્ણ થશે ખરો. અને થયું પણ તેમજ. રાજા રાણી જે દ્વારે શયનગૃહમાં દાખલ થયાં તે દ્વાર બંધ કરી નિર્ભય પણે, સ્વસ્થ પણ અર્ધાંગના સાથની, મનના અનેક પ્રકારના દુઃખોની વીસ્મૃતી કરાવતી, ક્રિડામાં ચુસ્ત મનથી, નાના પ્રકારના વૈભવો ભોગવી, તથા મન રમણિય વાદ વિવાદ કરી, બેઉ જણાં, અત્તરાદિ સુગંધિથી ભરપૂર એવા પલંગ ઉપર નિદ્રાવશ થયાં. આગ, નાગાર્જુન પણ એજ તર્કની લેહેરમાં ઘૂમે છે કે કયારે તે રાજા રાણી નિંદ્રાવશ થાય કે ચંદ્રલેખાનું હરણ કરૂં. પછી માંજાર જેમ ઊંદરના શિકારને માટે તેમ નાગાર્જુન ચંદ્રલેખાના શિકારને માટે આસ્તે આસ્તે, રાજા રાણિને પોઢવાના ઓરડાનું જે દ્વાર કપટ કારણાર્થે, સાંકળ રહિત રાખેલું તેણી તરફ જઈ, કાન દઇ કોઇને સ્વર નહિં સંભળાવાથી, તથા ઉઘડતા બારણાના મદ અવાજે સુતેલા રાજા રાણી જાગૃત ન થાય એવી રીતે ધીમેથી તે દ્વાર અર્ધ ખુલ્લું કરી

માંહે દ્રષ્ટિ કરી, રાજા રાણી ભર નિંદ્રામાં છે એવી ખાત્રી થવાથી, અંદર પ્રવેશ કીધો. પછી રત્ન જડિત શૈયા આગળ જઇ ચંદ્રલેખાને અદ્ધર ઉંચકી લઇ આકાશ માર્ગે શેઢી નદીને કાંઠે આવિ પ્હોચ્યો. ચંદ્રલેખા, પોતાને જંગલમાં આવી પડેલી જોઇ, મૂર્છાંગત થઇ પડી. પછી શુદ્ધિમાં આવી આજુ બાજુ જોયું તો કોઈ દૃષ્ટે પડયું નહી તેથી કોમલાંગિ, અતિ ગભરાટમાં પડી અચાનક સ્થાનભ્રષ્ટ થયેલું, તથા જંગલનો બિહામણો દેખાવ જોઈ, તેમજ ક્રુર પશુઓના પોકાર તથા સર્પના સુસવાટા સુણવાથી, પદ્મિની તો હેબકીજ ફાટી ગઇ. બોલવા જાય તો કંઠ બંધ થઇ ગયેલો, જોવા જાય તો આંખે આંધળી, ને સુણવા જાય તો કાને બ્હેરી એવી અવસ્થામાં સપડાયેલી, નિષ્કપટી, ચંદ્રલેખાને પાછી મૂર્છાંગત થતી હાલતમાં જોઈ નાગાર્જુન પ્રત્યક્ષ થઇ બોલવા લાગ્યા કે હે! ભગિની તુલ્ય ચંદ્રલેખા તું ધભરાઇશ માં. આ મ્હા તેજસ્વિ શ્રી પાર્શ્વનાથજી મ્હારાજની પ્રતિમા સમક્ષ કહું છું કે, વિષયાર્થે, તેમજ અન્ય પ્રકારના બીજા દુષ્ટ વિચારોથી મેં ત્હારૂં હરણ કર્યું નથી પણ માત્ર પદ્મિની સ્ત્રી હસ્તે પારાનું મર્દન થયા વિના ધારેલી ક્રિયા સિદ્ધ થઇ શકતી નથી, તે કરાવવાના હેતુથી, હે ભગિની તુલ્ય ચંદ્રલેખા આ સ્થળને વિશે તને આણી છે. માટે સત્વર, આ મહા પ્રતાપી શ્રીપાર્શ્વનાથજી મ્હારાજની પૂજ્ય પ્રતિમા સમક્ષ, મનમાં ઉછળતા વિચારો બંધ કરી, સ્વસ્થ મને આ ઔષધિનું મર્દન કર. ખાત્રીથી માન કે એ કામ કર્યા વિના તહારો છૂટકો થનાર નથી. માટે મિથ્યા વાદમાં કાળ ગમન નહિ કરતાં ઝટ કામે વળગી જા. પ્રાતઃકાળ થતાં પહેલાં હું તને તહારા મહેલમાં પહોચાડીશ માટે એ તરફની કિન્ચિત માત્ર ચિંતા રાખીશ માં. પણ આટલું તો ખૂબ યાદ રાખજે કે જો આ વાત તું કોઈને પણ કહીશ તો તું, તહારા પતિ તથા પુત્રાદિ સહવર્તમાન કુટુંબના મૃત્યુની કાળ રૂપ થઇશ અને મહા વિસ્તરેલું રાજ્ય પાયમાલ થઇ જશે અને તેનો દોષ તહારા શિર ઉપર આવી પડશે. આવાં ભય ભરેલાં વચન સાંભળી નિરાધાર પદ્મિની જેની મુખાકૃતિ આકાશ ગંગામાં રહેલો ઈન્દુ, પોપટની ચાંચ તુલ્ય જેનું નાસિકા, નાગની ફેણુ સરખા જેના કેશ, અરે! જેના કોમળ હાથ તો જાણે કમળપત્રને ભૂલાવતાં હોયની એવી અનુપમ આ-

કૃતિની પતિવ્રતપણાના સકળ ગુણુ સંપન્ન ચંદ્રલેખા અરે! જેણે પા- ણીની કશલી સરખી સ્વહસ્તે કદી ખશેડેલી નહિં, સુખાલય છોડી જં- ગલનો દેખાવ જેણે કદી જોએલો નહિં, મધુર ગાયન શિવાય સિંહ, વ્યાઘ્રાદિક પશુઓના ત્રાસજનક પોકાર જેણે કદી સાંભળેલા નહિં તથા પરમ પ્રિય પતિ સખ્યાદિ સ્નેહીમંડળથી કદી વિખૂટી નહિં રહેલી એવી ચંદ્ર- લેખા, આવા દુ:સહ સંકટમાં સપડાવાથી, ઝાડીથી ગીચ્ચ એવા ઘોર વનને વિષે, તાડપત્રની ઝુંપડીમાં, શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા સમક્ષ, મનમાં ને મનમાં મૂંઝાતી તથા રૂદન કરતી ખલ મર્દન કરવા બેઠી. આવી કમળનયની કોમલાંગીને માટે આ શું થોડું દુ:ખ છે? પ્રતિનિશ[૧] આ પ્રમાણેનું દુ:ખ એનાથી કેમ સહન થઈ શકે!! પણ કરે શું. આવાં દુ:સહ સંકટમાં આવી પડેલી ચંદ્રલેખા મનમાં ને મનમાં બ- ળવાથી દિનપર દિન કૃશ થતી ગઈ. શાલિવાહને પ્રિયા કમલાક્ષી ચંદ્રલેખાને શરીરે કૃશાતી જોઇ ઔષધાદિ ઘણા ઈલાજ કર્યા પણ કાંઈ ટિકી લાગતી નથી. તેમ ચંદ્રલેખાથી ધાસ્તિને માટે ગુપ્ત વાત પ્રગટ પણ થઇ શકતી નથી. એવી રીતના ફસાટમાં ફસેલી ચંદ્રલેખાનું નાગાર્જુન પ્રતિનિશ હરણુ કરી જતા, અને પોતાનું ખલ ઘૂંટવાનું કામ કરાવી પ્રાત:કાળને વિષે પાછી તેણીના શયનગૃહમાં મૂકી જતા હતા. એક સમયે રાજા શાલિવાહન અચાનક જાગૃત થવાથી કોમલાંગિ ચંદ્રલેખા ઉપર હાથ નાખવા ગયો તો પોતાની બાજુમાં તેને સુતેલી જોઇ નહિં. રાજા આ દેખાવ જોઈ ઘણો વિસ્મય થયો ને વિચાર કરવા લાગ્યો કે આટલી રાત્રે એ કયાં ગઈ હશે!! આમ તેમ જોયું પણ દષ્ટે નહિં પડવાથી ક્રોધના ઉભરા ઉભરાવવા માંડ્યાં, ને હાથ- માં નાગી તરવાર લઈ, કયારે મળે કે એ રાંડ વ્યભિચારણીનું ડોકું કાપી પશૂ પક્ષિને ભોગ આપું એમ ક્રોધાવેશમાં બડબડતો તથા હાથમાં આમ તેમ નાગી તરવાર ફેરવતો મહેલ મધ્યે શોધ કરવા લાગ્યો, પણ નિરપરાધી ચંદ્રલેખા તે સમયે મહેલમાં હોય તો મળેને!!! રાજા અતિક્રોધાવેશમાં આવી મહેલમાં ઉપર નીચે તેમજ આજુ બાજુના ખાંચાખૂંચા અને ઓ- રડાઓમાં શોધ કરવામાં ગુંથાયલોછે એટલામાં પ્રાત:કાળનો સમય થવાથી, પ્રપંચી નાગાર્જુન, ગુપ્ત રીતે ચંદ્રલેખાને શૈયામાં સુવાડી ત્યાંથી પલા-

૧ નિત્ય રાત્રીએ.

યન કરી ગયા. રાજા પાછો શયનગૃહમાં આવ્યો તો ચંદ્રલેખાને પાસા ભેર સુતેલી જોઈ બોલ્યો. હે દુષ્ટ વ્યભિચારણી! ત્હારૂં કાળું મ્હોં મને બતલાવ માં. આ તરવાર તારૂં રકત પીવાને ટમટમી રહી છે માટે આ ત્હારા અંતકાળને સમયે, વ્યભિચારણી સ્ત્રીને પ્રભુ પ્રીતિ તો કયાંથી હોય એમ છતાં પણ તને ચેતાવું છું કે જો વ્હાલી હોય તો ત્હારા ઈષ્ટદેવની સ્તુતિ કરી લે. ચંદ્રલેખા થરથર ધ્રુજતી ને કાંપતી બોલી, હે પ્રાણ નાથ! આ દુનિયામાં મ્હારા દેવ અને ઈષ્ટદેવમાં હું તમને ગણું છું. સ્ત્રીને પતિ જેવો પ્રત્યક્ષ દેવ બીજો કોઇ નથી અને તેથીજ તમારી આગળ હાથ જોડી સ્તુતિ કરી કહું છું કે હે પ્રાણનાથ! હું નિરપરાધી છું. મ્હારી જાત ઉપર લગાડેલાં વિશેષણમાંથી હું કેવળ મુક્ત છું. જે દુઃસહ સંકટમાં હું સપડાયલી છું તે મ્હારાથી કહી શકાય એમ નથી, માટે હે પ્રાણાધાર! જો આપણા સહકુટુંબ પરિવારનું પરસ્પર શૌખ્ય જોવું વ્હાલા હો તો એ વાત સાંભળવા વિષેની ઝેરી આતુરતાનો ઘૂંટડો પાછો ગળી મ્હારો અપરાધ ક્ષમા કરો. રાજા સકળ વિદ્યામાં પ્રવીણ હોવાથી, સ્ત્રીના કહેવા ઉપર વિશ્વાસ નહિં રાખતાં, તેણીએ સજેલા વસ્ત્રાલંકાર, તથા મુખાર્વિંદનો દેખાવ અને મસ્તક ઉપરના કેશની સ્થિતિ વગેરેની પરિક્ષા કરવા ઉપરથી, એ વ્યભિચાર રહિતછે, એવી મનને ખાત્રી થવાથી, તરવાર હાથમાંથી મુકી દેઇ, ચન્દ્રલેખાને, તેણીના દુઃસહ સંકટમાં આવી પડ્યાનો પ્રકાર પૂછવા લાગ્યો. ત્યારે ચંદ્રલેખાએ જવાબ દીધો કે હે પ્રાણના પ્રાણ! કૃપા કરી હું અબળાના કહેવા ઉપર વિશ્વાસ રાખી, એ વાત સાંભળવાની હઠ છોડી દ્યો. કારણ કે એ વાત કહેવાથી આપનો તેમજ આપણા સંતાનાદિ સહકુટુંબ અને રાજ્યનો નાશ થશે અને તે હત્યાનું મૂળ હું થઈશ, માટે કૃપા કરી મને માફ કરો. પણ જ્યારે હઠ છોડે ત્યારે રાજા શાના. શાલિવાહનની અતિ હઠ જોઇ, હવે કહ્યા વિના સિદ્ધિ નથી એમ ધારી ખેદયુક્ત ચંદ્રલેખા બોલી, હે પ્રિય સ્વામિનાથ! જે બનવા કાળ હોય તે બનો, પણ તમારી હઠ ભરેલી પણ આજ્ઞા, તેનું ઉલ્લંઘન નહિં કરવાથી હું કહું છું કે નાગાર્જુન નામે યોગી, પ્રતિનિશ અત્રે આવી, મને નિંદ્રાવસ્થામાં આકાશ માર્ગે, ખંભાત આગળ આવેલી સેઢી નદીને કાંઠે લઇ જઈ, શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમા સામે બેસાડી, મ્હારા જા-

ણી લીધા મુજબ, કોટીવેધી રસ ઉત્પન્ન કરવાને પારાનું ખળ મર્દન કરાવે છે અને દિનકરોદય થતાં પહેલાં પાછા આકાશ માર્ગે મને અત્રે મેલી જાય છે. આ સાંભળી શાલિવાહન તો મહા ઊંડા વિચારસાગરમાં પડયો પણ ધૈર્યામૃત પાન કરી, ચંદ્રલેખા પ્રત્યે બોલ્યો કે હે પ્રિયે! તું ગભરાઇશ માં. મ્હારો વિચાર એમ છે કે નાગાર્જુનનો ક્રોધ સમાવવાને માટે આપણે આપણા બે પુત્રો સહિત તે સ્થળે જઇ સાષ્ટાંગ દંડવત કરી તેની સ્તુતિ કરવી. ચંદ્રલેખા બોલી, પ્રાણપતિ! આ ઉત્તમ પ્રકારનો વિચાર, દૈવકૃપાયે મનમાં ઉત્પન્ન થવાથી, મને શેર લોહી ચઢયું. જરૂર આજ આપણે એજ પ્રમાણે કરવું. એમ વાતો કરી સ્નાનાર્થે રાજા રાણી વિખુટાં પડ્યાં.

પછી સ્નાનાદિ નિત્ય ક્રિયામાંથી મુક્ત થઇ નાગાર્જુનની સેવામાં હાજર થવાને તેઓ જવાની તૈયારી કરતા હતા, એ સમયમાં ચાર મહા પંડિતો પોતપોતાનો લાખ લાખ શ્લોકનો એક એક ગ્રંથ બનાવી પોતપોતાની વિદ્વત્તા બતાવવાને શાલીવાહનના દરબારમાં આવી, પ્રત્યેક ગ્રંથની ખૂબીનું વર્ણન કરવા લાગ્યા પણ શાલિવાહને, જવાની ઉતાવળમાં હોવાથી, તેમજ ગ્રન્થ પણ દીર્ઘ કદના તેથી, તેનું યથેષ્ટ વર્ણન સાંભળવાને આ વખત અનુકૂળ ન હોવાથી પંડિતોને કહ્યું કે એક શ્લોકમાં એ પ્રત્યેક ગ્રંથનો અભિપ્રાય કહી જાઓ. તે ઉપરથી પંડિતો જે શ્લોક બોલ્યા (તે પૃ૦ ૨૮ ટી૦ જુ૦ ) તેનો ભાવાર્થ નિચે મુંજબ છેઃ—

અર્થઃ—આત્રેય નામના પંડિત બોલ્યા કે મ્હારા વૈદકશાસ્ત્રનો સાર, અજીર્ણાશમાં ભોજન ન કરવું. એટલોજ છે. પછી કપિલ નામના બીજા પંડિતે કહ્યું કે મ્હારા સાંખ્ય શાસ્ત્રનો સાર માત્ર એટલોજ છે કે, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી. વળતી બૃહસ્પતિ (ગુરૂ) બોલ્યા, કે મ્હારા નીતિશાસ્ત્રનો સાર, એકદમ કોઈનો વિશ્વાસ ન કરવો, એજ છે. પછી ચોથા પંડિત પાંચાલે (બાભ્રવ્ય) કહ્યું કે મ્હારા કામશાસ્ત્રનો સાર, કોમળમાં કોમળપણું સ્ત્રીઓને વિષે રહ્યું છે એટલોજ માત્ર છે.

આ પ્રમાણે પ્રત્યેક ગ્રંથનો, ટૂંકમાં પણ સઘળો ભાવાર્થ દર્શાવતો સાર સાંભળી શાલિવાહને, પ્રસન્ન થઇ તેમની મન કામના ધાર્યા કરતાં અધિક પૂર્ણ કરી, (તથા પાછળથી એ ગ્રંથોનો જગ વિષે પ્રચાર પણ કર્યો) તેમને વિદાય કરીને, શાલિવાહન, પોતાના બે પુત્રો તથા અર્ધાગના

ચંદ્રલેખાને લઇ ચારે જણાં વાયુવેગી અશ્વો ઉપર સજ્જ થઈ સેઢી નદિને કાંઠે નાગાર્જુનની સેવામાં હાજર થવાને નગર છોડી માર્ગે પડ્યા. વિકટ પણ ચંદ્રલેખાને જાણીતે રસ્તે અશ્વ ફેંકવાથી તેઓ જોત જોતામાં સેઢી નદીને કાંઠે નાગાર્જુન યોગીના આશ્રમ આગળ આવી પહોંચ્યાં. પછી ચારે જણાં, નાગાર્જુનને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, જાણે નાગાર્જુનના કીધેલાં છળ ભર્યાં કૃત્યો વિષે ચંદ્રલેખાથી જાણ પડી એમ છતાં પણ, તે વિષેનો તેઓના મનમાં બિલકુલ કિનો કે ક્રોધ નથી, એવો દેખાવ દેખાડીને તેની વિનય પૂર્વક સ્તુતિ કરવા લાગ્યા કે હે મહારાજા તમારે શર્ણે આવેલા સેવકોના અપરાધ કૃપા કરી ક્ષમા કરો. નાગાર્જુન મહાબુદ્ધિશાળી તથા પૂગેલી માયા હોવાથી, તેઓના દેખાવ ઉપરથી, ચારે જણાનું સાથે આવવાનું કારણ તરત સમજી ગયા. રાજાએ પણ ટૂંક વખતમાં નાગાર્જુન સાથે ધાઢી મિત્રાચારી કરીને પોતાના બે પુત્રોને યુદ્ધવિદ્યા શિખવા માટે તેની મરજીથી ગુરૂ સેવામાં રાખી, પોતે રાજા રાણી ત્યાંથી નાગાર્જુનને વંદન કરી વિદાય થયાં. નાગાર્જુનને પોતાનું કામ સિદ્ધ થઇ જવાથી, હવે વધુ ચંદ્રલેખાની ગરજ રહી નહિં. કોટીવેધી રસના તૈયાર થયલા બે કુપ્પાઓ, પેલા બે રાજ્યપુત્રોથી છૂપા રાખવાના હેતુએ રાત્રિને સમયે, કોઇ ગુહ્ય સ્થળને વિષે દાટવાને પોતે ચાલ્યા. પેલા બે રાજ્યપુત્રોને નાગાર્જુનની રાંધનારીથી નાગાર્જુનને મારી નાખવાની યુક્તિ માલમ પડવાથી તે પ્રમાણે સજ્જ થઇ રહેલા બેઉ રાજ્ય પુત્રો, ગુપ્ત રીતે નાગાર્જુનની પૂંઠે પૂંઠે ચાલ્યા. જેવા નાગાર્જુન રસ કુપ્પા સંતાડી પાછા ફર્યા કે તરતજ પેલા બે રાજપુત્રોએ, અંધારી રાત્રિનો લાભ લેઈ, પૂંઠેથી, નાગાર્જુનને દર્ભની ઝૂડિથી ઝૂડવા માંડ્યા. એટલે એતો, સિદ્ધ કરેલા કોટીવેધી રસનો ઉપભોગ નહિં કરતાં, આખરે મૃત્યુ પામી ગયા. નાગાર્જુનગુરૂને ગુરૂદક્ષણામાં સ્વર્ગવાસ આપી બેઉ રાજપુત્રો, પેલી સંતાડેલી કોટીવેધી રસની કુપ્પીઓ કાઢી લઇ સ્વદેશ તરફ ચાલતા થયા. પણ તેમનાથી કમનશીબે જઇ શકાયું નહિં. બનાવ એવો બન્યો કે કોટીવેધીરસનો ઉપભોગ કરવાને એ બેઉ રાજપુત્રો પણ પાત્ર નથી એમ તેના અધિષ્ઠાયક દેવતાએ જાણી, બેઉ રાજપુત્રોના જીવ દેહથી વિખૂટા કરી સિદ્ધ કરેલા રસના કુપ્પા લઈ ચાલતા થયા. આ કોટીવેધી રસ ઉત્પન્ન થવામાં પરિણામ એ નિપજ્યું કે, નાગાર્જુન

પાદલિપ્તાચાર્યની પ્રથમ ધારણા પ્રમાણે, કાંઇ ફાયદો ન કાઢતાં, મૃત્યુ પામ્યા અને પિતાનું શિક્ષણ ન માનતા, બેઉ રાજપુત્રો કિમીયાના છંદમાં પડવાથી, રાજ્ય ન ભોગવતાં મૃત્યુ પામી ગયા.

જે જગ્યાએ નાગાર્જુને કોટીવેધી રસ સિદ્ધ કરવાને પારાનું સ્થંભન કર્યું, તે જગ્યા આજ સ્થંભનપૂર (ખંભાત) ના નામથી ઓળખાય છે. એ ખંભાતમાં પૂર્વે કહેલી પ્રભાવિક શ્રીપાર્શ્વનાથજી મહારાજની પ્રતિમાનું સ્થાપન નવાંગિવૃત્તિ કરનાર શ્રી અભયદેવસૂરીએ કર્યુંછે. તે પ્રતિમા આજ સ્થંભણાપાર્શ્વનાથના નામથી ઓળખાય છે, અને તેનો ઇતિહાસ ડાકટર પી. પીટર્સન સાહેબના સને ૧૮૮૫—૮૬ ના રિપોર્ટને ૨૪૬ પાને બતલાવેલોછે.



# શાલિવાહન સપ્તશતી.

એક સમયે વિદ્વાન પણ ગરીબ, ભિક્ષા માગી ગુજરાન ચલાવનાર એવા એક બ્રાહ્મણને, મૃત્યુના બીછાનામાં પડેલો જોઇ, અસાધ્ય રોગમાંથી મુક્ત થશે નહિં એવી મનમાં ખાત્રી થવાથી, તેની અર્ધાંગના બોલી, હે સ્વામિનાથ! આ ક્ષણભંગુર દુનિયાની મોહજાળમાંથી મનોવૃત્તિ ખેંચી લઇ, પ્રભૂ ભક્તિ માર્ગે જવા દ્યો. પોતાના સ્વામિને વધારે ગભરાટ થતો જોઇ, મહા રૂદન કરતી તેના મોઢા ઉપર મોઢું રાખીને બોલી હે પ્રાણનાથ! અજાણપણાથી કાંઇ પણ મ્હારાથી અપરાધ થયો હોય તેને માટે આપની ક્ષમા માગું છું. મનોભિલાષ દૂર કરવા માટે સ્વામી પ્રત્યે બોલતાં આ સ્ત્રીની જીભ અચકાય છે પણ કરે શું? બોલ્યા વિના બોર વેચાતાં નથી તેથી આખરે એ સુપાત્ર સ્ત્રી, રખેને તેના પૂછવાથી સ્વામિના મનમાં માઠું આવશે એવા વિચારની મનપર અસર થયેલી પ્રીક્ષા ચેહેરાથી, ગદગદિત કંઠે બોલી. આપણી સ્થિતિથી અંજાણ નથી એમ છતાં પણ મ્હારા નિર્વાહાર્થે જે કાંઇ કહેવું હોય તે હે પ્રાણાધાર! આ વખત કહો તો વધારે સારૂં. પેલા વિદ્વાન બ્રાહ્મણે જવાબ દીધો કે હે પ્રિયે! તને રોકડ આપવા

જેવું મ્હારી પાસે કાંઇ દ્રવ્ય નથી પરંતુ લે આ ચાર શ્લોક તને આપી જાઉ છું, તે પ્રત્યેકની કિંમત જે કોઇ એક કરોડ રૂપીઆ આપે તેને વેચાતા આપી, ત્હારો નિર્વાહ ચલાવજે. આ પ્રમાણે કહી ચાર શ્લોક આપી બ્રાહ્મણ તો સ્વર્ગવાસી થયો. પછી પેલી બ્રાહ્મણી પોતાના મૃત્યુ પામેલા ધણીની ઉત્તરક્રિયા વાસ્તે તેના આપેલા શ્લોક લઇ તરતની વિધવા હોવાથી રાત્રિને સમયે બજારમાં વેચવા ગઇ. મ્હોટી મ્હોટી પેઢીઓ ઉપર જઇ પેલા શ્લોક બતાવી તે પ્રત્યેકની કિંમત એક એક કરોડ રૂપીઆ કહી. આ સાંભળી લોકોએ અણઘટતાં વિશેષણ વાપરી હડેધુત કરી તેને કાઢી મેલી. આથી પેલી વિધવા નિરાશ થઇ એક ખૂણામાં ઉભી રહી રૂદન કરતી હતી. એવામાં નગર ચર્ચા જોવા માટે નિકળેલા શાલિવાહનનું તે સ્થળે આવવું થયું. આ વિધવા સ્ત્રીને તિરસ્કાર કરીને લોકોએ કાઢેલી તે તેણે જોએલું તે ઉપરથી શાલિવાહન તે સ્ત્રી પાસે જઈને પૂછવા લાગ્યો કે હે બાઇ! તું કોણ છે અને શા વાસ્તે રૂદન કરે છે? તે ઉપરથી પેલી વિધવાએ પોતાનું વૃત્તાંત કહી ચારે શ્લોક રાજાને બતાવ્યા તે વાંચી જોયાથી તેની અદ્‌ભૂત ખુબી જોઈ તે સ્ત્રીને ચાર કરોડ મહોર આપી વિદાય કરી.

પછી બીજે દિવશે શાલિવાહને પ્રાતઃકાળમાં દંતધાવનાદિ કર્મ કરી રહ્યા બાદ મહા વિદ્વાનોની સભા મેળવી, ચાર ક્રોડ મહોરો આપી ખરીદ કીધેલા ચારે શ્લોક, તેમાં રજુ કીધા તેમાંના એક શ્લોકમાં મુક્તાહાર, બીજામાં વેણીદંડ, ત્રીજામાં ભુકતોદ્‌ગિર્ણ અને ચોથામાં તાળાહળનું વર્ણન કરેલું છે. તે પ્રત્યેક શ્લોકના અર્થ નિચે મુજબ છેઃ—

૧ લા શ્લોકનો અર્થ એવો થાય છે કે "પુષ્ટ, સજ્જડ ને શિખર સમ છે સ્તન જેના, એવી કોઈ સ્ત્રીનો મોતીનો હાર, તેને નિવાસ કરવાનું સ્થાન જે હૃદય તેને પામતો નથી એટલુંજ નહિં પણ તે હૃદય સ્થળ પ્રાપ્તિ થવાનો માર્ગ સરખો પણ ન મળવાથી, વિકટ જગ્યામાં ગભરાયલા બેબાકળા માણસની માફક ભૂરાંટો પડીને, યમુના નદિના, પર્વત સાથે અથડાતા પ્રવાહના ફીણના સમૂહની પેઠે આમ તેમ ભમે છે, એવું કોઈ કામાભિલાષી પુરૂષ વર્ણન કરે છે."

૨ જા શ્લોકમાં એવો અર્થ રહેલો છે કે "કાળો ને ચળકતો વેણિ-

દંડ[1], કોઇ દેવાંગના સ્ત્રીના સુરત[2] રૂપી મહા નિધાન[3]નું રક્ષણ કરવાને માટે, રત્નનિધિ[4] ઉપર ભમતા સર્પની પેઠે, તે સ્ત્રીના નિતંબના[5] ભાગ ઉપર, ભમતો શોભે છે."

૩ જા શ્લોકનો એવો અર્થ છે કે "હે પ્રિયસખિ ! સંભોગ કાળને વિષે અતિશે સુંદર સંતોષકારક જે જે સુખ ઉત્પન્ન થયેલાં ભોગવાય છે તે સર્વે વિરહ[6] દશામાં અતિશે દુઃખદાઈ થાય છે." એટલે જેમ સુંદર પદાર્થ, ભોજન કરતી વખતે તો હોંસે હોંસે ભોગવાય છે, પણ જ્યારે ઉલટીને રસ્તે, પેટમાં એક કણ સરખો ન રહેતાં, બિલકૂલ બ્હાર નિકળતી વખતે જેવી દશા પ્રાપ્ત થાય છે તેવી દશા વિરહી સ્ત્રીની થાય છે. અર્થાત—ભોગવેલાં સુખના સ્વાદ કરતાં સેંકડો ઘણાં તેજ સુખ, દુઃખરૂપ થઈ સંતાપે છે.

૪ થા શ્લોકનો અર્થ એવો લાગેછે કે "જાણે કોઈ [7]કૃશાંગિ સ્ત્રી, શંકાપાત્ર નિરૂત્સાહ[8] થતા પુરૂષને જોઇ, પોપટ પ્રત્યે દૃષ્ટિ કરી કહેતી હોય કે "હે પોપટ ! ચાંચવતી હાલેલાં પાકાં આમ્રફળની પેઠે આ તૂટી પડશે એમ તું ન જાણીશ. પણ આતો કઠીણ ત્વચાવતી ઘણું વિંટાયલું પરિપક્વ શાલી[9] ક્ષેત્ર સમાન છે." અર્થાત્ પોપટને યથેષ્ટ ભોગવવા યોગ્યછે.

હવે કેટલાક પંડિતોનો એવો પણ મત છે કે શાલિવાહને, ઉપલા ચાર શ્લોક સુધાં નવ કરોડ રૂપીઆ આપી બીજા ચાર શ્લોક ખરીદેલા જેનો ભાવાર્થ નિચે મુજબછેઃ-

૧ લા શ્લોકનો ભાવાર્થઃ—"હે શિષ્ય ! કદળી સ્થંભ સદૃસ[10], શાસ્ત્રમાં કહેલા લક્ષણ યુકત સત્પુરૂષો કે જેઓ સાહ્માને મનગમતું

---

૧. વેણિદંડ=કેશપાશ=લાંબા છૂટા ગુંથેલાવાળ (અંબોડો નહી વળેલો પણ ચીના લોકની માફક ગુંથેલા પગ સુધી લટકતા રહેલા તે.) ૨. સુરત=સંભોગ. ૩ નિધાન=ભંડાર. ૪ રત્નનિધિ=આ ઠેકાણે દાટેલા દ્રવ્યનો ભંડાર. ૫ નિતંબ=કેડની પાછળનો નીચેનો ઉપસેલો ભાગ. ૬. વિરહ=સ્ત્રિ પુરૂષનો વિયોગ. ૭ કૃષાંગિ=પાતળાં શરીરવાળી સ્ત્રી. ૮. નિરૂત્સાહ=ઉમંગ રહિત=જેનો ઉમંગ મટી ગયોછે એવો. ૯. શાલી=એક જાતની ડાંગેર. ૧૦ તુલ્ય.

ફળ આપવામાં, કોઈ વખતે પોતાના અમૂલ્ય દેહવટિકનો નાશ થશે એવું પણ વિચારતા નથી, તેવા સત્પુરૂષોની આગળ અતડા રહેલા મનુષ્યે પોતાનો હઠાત્કાર મુકી દઈ, તેમની અવગણના ન થાય એવી રીતે વર્ત્તવું એ યોગ્ય છે."

૨ જા શ્લોકનો અર્થઃ—"ગુરૂજનોમાં[1] એવો સ્વભાવ છે કે, જેમ વિંધ્યાચળ પર્વત, સરસ તથા શુષ્ક બેઉ વૃક્ષોમાં તફાવત ન ગણતાં તેમને નિરંતર ધારણ કરે છે તેમ પોતાને આશ્રિત થયેલા નિર્ગુણપુરૂષોનો પણ તેઓ ત્યાગ કરતા નથી."

૩ જા શ્લોકનો એવો ભાવાર્થ છે કે "પ્રથમથીજ કોઇ પ્રકારે કોઇ પુરૂષ તેમજ સ્ત્રીના મનમાં એવું ઠશી જાય છે કે મ્હારા સ્નેહનો આધારભૂત એટલે પ્રીતિને નિવાસ કરવાનું સ્થળ (પુરૂષના મનમાં) આ સ્ત્રી, તેમજ (સ્ત્રીના મનમાં) આ પુરૂષ છે. એવું વિચારી ખરા સ્નેહરૂપી ખીલાથી જોડાયલાં સ્ત્રી પુરૂષ, જો કે બીજાં અધિક રૂપાદિ ગૂણોથી ભરેલાંને જોઇને પણ તેનું અવલંબન ન કરતાં, ઘર મધ્યેના આડા ઉભા પરસ્પર જોડાયલા ભારોઠીઆની પેઠે, મરતાં સુધી કદી જુદાં પડતાં નથી."

૪ થા શ્લોકનો ભાવાર્થઃ—સકળ સ્ત્રી પુરૂષોને આનંદ ઉપજાવનાર એવો જે શુક્રનો[2] પરિમળ[3] છે, તે શું નવા ને રસ સહિત ચંદનવૃક્ષનો હોય ? નહીંજ.

એજ પ્રમાણે કદળી તરૂ, વિંધ્યગિરિ, સ્નેહાધાર ને ચોથો ચંદનદ્રુમ એવા અર્થના શ્લોક પણ શાલિવાહને નવ કરોડ મહોરોથી વેચાતા લઇ, જગ વિષે પ્રસિદ્ધ એવો શાલિવાહન સપ્તશતિ નામનો ગ્રંથ પ્રગટ કર્યોછે. એ વેચાથી લીધેલા શ્લોકો (ગાથા)માંના કેટલાક શ્લોક આજ પણ એ ગ્રંથમાં જોવામાં આવે છે. એ પ્રમાણે શાલિવાહન નામના રાજાનો પ્રબંધ પુરો થયો.

---

૧ માત પિતા વગેરે શિક્ષકો. ૨ વીર્ય. ૩ સુગંધ, સંભોગ. અર્થાત્ સંભોગ કાળને વિષે ઉપજતા આનંદ રૂપ સુગંધથી જેવું માણસનું મન પ્રફુલિત થાય છે તેવું ચંદન વૃક્ષના સુગંધથી થતું નથી.

# वनराजादि प्रबन्धो



વનરાજાદિ પ્રબન્ધો કહેવાને ઉપક્રમમાં* શીલવૃત્ત સંરક્ષણ વિષેનું વૃત્તાંત નીચે મુજબછે:—

પૂર્વે જેમાં છત્રીશ લાખ ગામ આવેલાં એવા કન્યકુબ્જ દેશમાં કલ્યાણકટક નામની રાજધાનીમાં ભૂદેવ (ભૂય, ભૂવડ અથવા ભૂયડ કરીને પણ કહેતા હતા એ) નામે રાજા રાજ્ય કરતો હતો. એક સમયે પ્રાતઃકાળમાં રાજપાટિકાર્યે‡ ચાલતાં ચાલતાં એક હવેલીના ગોખમાં બેઠેલી કોઇ અતિ રૂપવાન સ્ત્રીને જોઇ રાજાનું મન સન્માર્ગથી ભ્રષ્ટ થયું. આ દુષ્ટ મનોવૃત્તિમાંથી મુકત થવાને ઘણુંએ બળાત્કારે પોતાના મનને રોકી રાખતાં પણ તેની લગામ હાથમાં નહીં રહેવાથી આખરે તે ચિત્તહર સ્ત્રીનું હરણ કરવાનો નિશ્ચય કરી, સાથે રાખેલા પોતાને પાણી પાનાર પુરૂષને એવો સખત હુકમ કર્યો, કે સૂજે તે પ્રકારે પેલી મનહર કમલાક્ષિને અમૂક મહેલ મધ્યે શીઘ્ર લાવ. આ પ્રમાણેનો હુકમ કરી ચિત્તભંગ થયેલો રાજા પાછો ફરી પોતાના મહેલમાં ગયો.

હવે બનાવ એવો બન્યો કે જે સ્ત્રી હરણ કરી લાવવાને રાજાએ પેલા પાણી પાનારને હુકમ કર્યો તે તેની પોતાની સ્ત્રી હોવાથી તે બાપડો તો ઊંડા વિચારમાં પડી ગયો, કે હવે કરવું કેમ! પણ કરે શું? "ગમે તેમ થાવ, પણ રાજાનો હુકમ લોપવો નહિં" એવા વિચારમાં ગરકાવ એવા ચ્હેરા સહિત પોતાના ઘરમાં પ્રવેશ કરી રાજાની નીચ બુદ્ધિ વિષે અર્ધાંગના આગળ વાત કહી. વાતની મતલબ તે સ્ત્રિ સહજમાં પામી અને કહ્યું કે હે પ્રાણનાથ! અદ્યાપિ સુધી સાચવી રાખેલા શીલવ્રતનો હું ભંગ થવા નહીં દઈશ, માટે એ વિષેની મન ચિંતા દૂર કરી, રાજા કોપાયમાન ન થાય માટે તે સ્થળને વિષે હમણાં તો ચાલો. પછી મુકરર કરેલા મેહેલમાં પોતાની સ્ત્રીને લેઇ જઇ ત્યાં મુકી તે પુરૂષ પોતાના રાજાને એ વિષેની ખબર કરવાને ગયો. રાજા પણ ઘણોજ કામાન્ધ થવાથી તત્કાળ તે

---

*જ્ઞાન પૂર્વક આરંભ. ‡સવાર સાંજ રાજાનું ફરવા નીકળવું તે.

મેહેલમાં આવી પહોંચી, કાંઈ પણ હાસ્ય વિનોદ કર્યા વગર, "હે પ્રિયે!" એમ કહી એકદમ તે સ્ત્રીને પોતાની બાથમાં લીધી. પણ પેલી સ્ત્રી પતિવ્રતા હોવાને લીધે પોતાનું અંગ સંકોચતી રાજા પ્રત્યે બોલી, હે રાજન! તમો ધર્મિષ્ટ તથા સર્વદેવતારૂપ થઈ, તમારે મ્હારા જેવી નીચ દાસીમાં આવો ખોટો અભિલાષ રાખવો ઘટતો નથી. તે સ્ત્રીના વચનરૂપી અમૃતથીજ રાજાનો કામાગ્નિ જરા શાંત પડયો. એટલે તે બોલ્યો, હે સ્ત્રી! તું જાતે કોણછે? તેણે પ્રત્યુત્તરમાં કહ્યું, હે પિતા તુલ્ય રાજન! હું તમારી દાસી છું. એટલુંજ નહિ પણ દાસાનુદાસી છું. ત્યારે રાજાએ કહ્યું, ત્હારાં ભેદ ભરયાં વચનથી સંપૂર્ણ રીતે મ્હારી શંકા દૂર થતી નથી માટે જે ખરી વાત હોય તે સત્વર કહી દે. સ્ત્રીએ ઉત્તર વાળ્યો, હે મ્હારાજ! વિશેષ તો શું કહું, પણ આપને પાણી પાનારની હું પતિવ્રતા સ્ત્રી છું.

આ પ્રમાણે એ પતિવ્રતા સ્ત્રીનું બોલવું સાંભળી અંતરમાં અત્યંત ચમત્કાર પામતા રાજાનો સર્વકામ શાંત પડી ગયો. એટલુંજ નહિ, પણ શરમિંદો પડી, દિંગમૂઢ જેવો બની ગયો ને પેલી સ્ત્રીને પોતાની પુત્રી સમાન ગણીને જવાની આજ્ઞા આપી, પોતે પણ મ્હા પશ્ચાતાપ કરતો રાજ મંદીર તરફ પાછો ચાલ્યો. ગુન્હેગારને શિક્ષા થવીજ જોઇએ, એમ ધારી પોતાથી થયેલા અપરાધને માટે, પોતાના મનમાં ન્યાય કર્યો જે "કામભાવથી તે સ્ત્રીના શરીરને સ્પર્સ કરેલા મહારા બેઉ હાથ મહા પાતકી છે," એમ વિચારી, તેનો નિગ્રહ કરવાની ઈચ્છાએ, મધ્ય રાત્રે ઉઠીને, પોહોરેદારને સખત હુકમ આપ્યો કે આ ગવાક્ષની+ બહાર નિકળતા માણસના હાથને તત્કાળ છેદી નાંખવા. એમ કહી પછી કોઇ ન જાણે એવી રીતે, તેજ ગવાક્ષમાં રાજાએ પોતાના બેઉ હાથ લાંબા કરી, બહારથી પેલા પોહોરેદાર પાસે છેદાવી નંખાવ્યા.

હવે રાજાના બેઉ હાથ મધ્ય રાત્રે પેહેરેદારે કાપી નાખ્યાની ખબર પ્રાતઃકાળમા પ્રધાનોને થતાં તુરત ત્યાં દોડી આવી તેને શિક્ષા કરવા હુકમ કર્યો, પરંતુ રાજાએ શિક્ષા કરવાનો નિષેધ કર્યો. એ રાજા શિવભક્ત હોવાથી માળવામાં કુડગેશ્વર મ્હાકાળ મ્હાદેવના મંદિરમાં જઈ, તે દેવનું અતિશે આરાધન કરવા બેઠો. તે મ્હાદેવની પ્રસન્નતાથી

---

+ગવાક્ષ=ગોખ.

રાજાના બેઉ હાથ પાછા પ્રથમ હતા, તેવાજ થયા; પણ મ્હાદેવના આ-પેલા આ હાથ વતે હવે સંસાર સંબંધી કામ નહિં કરવું એમ ધારી રાજાએ સઘળો માળવા દેશ તથા પોતાનું સઘળું અન્ત:પૂર તે દેવને અર્પણ કરી, તેમની રક્ષા કરવાને માટે, પરમાર રાજાના પુત્રોને સઘળો અધિકાર સોંપી, પોતે તાપસી દિક્ષાનો અંગીકાર કરી એટલે તપસ્વી થઈ ત્યાંથી ચાલી નિકળ્યો. આ પ્રમાણે શીળવ્રત સંરક્ષણ વિષેનું જેવું સંક્ષેપમાં રસ ભર્યું વૃત્તાંત વાંચનારના જાણવામાં આવ્યું તેવુંજ સંક્ષેપમાં શીલવ્રતધારીના (શીલાંગ સૂરિના) પ્રભાવથી વનરાજનું શૌર્ય ભર્યું વૃત્તાંત નીચે મુજબછે:--

હવે તેજ કન્યકુબ્જના એક દેશ રૂપ ગૂજરાતની ભૂમિમાં, વઢિયાર નામના દેશમાં, પંચાસર નામે ગામમાં, ચાવડાવંશના બીજ રૂપ બાળકને, વણ એટલે બાણ નામે વૃક્ષની ડાળીએ ઝોળી બાંધી તેમાં સુવાડી, તેની માતા (જયશેખર રાજાની નાશી ગયેલી રાણી નામે રૂપસુંદરી) ઈંધણાં ખોળતી હતી, એટલે, ઝાડના સૂકાં સૂકાં ડાળાં ભાંગી એકઠાં કરી ભારો કરતી હતી, તે સમયે જૈનના મ્હોટા આચાર્ય નામે શીલગુણસુરી, કોઇ પ્રસંગથી તે જગ્યાએ આવી ચડ્યા. પાછલો પોહોર થઇ ગયો છે તોપણ, બાળકનું તડકાથી રક્ષણ કરનાર, તે વૃક્ષની થંભેલી છાયા જોઈને, શીલગુણસુરીએ વિચાર કર્યો કે આ વૃક્ષની છાયા થંભી રહીછે તેનું કારણ એજ છે કે, ઝોળીકામાં રહેલા આ કોઈ પુણ્યશાળી બાળકનો પ્રતાપ છે. એવો મનમાં નિશ્ચય થવાથી, આ બાળક આગળ જતાં જિન સાસનનો (જૈન માર્ગનો) મ્હોટો પ્રભાવિક પુરૂષ થશે એવી આશાએ તે બાળકની માતાનું દુ:ખ શાંત કરી આજીવિકાનો બંદોબસ્ત કરી તેની પાસેથી તેબાળકને પોતાના સ્વાધીનમાં લઇ અપાશરામાં આણ્યો. પછી તે આ ચાર્યની શિષ્યાઓમાં મ્હોટી વીરમતી નામની આરજાએ પરિપાલન કરેલો, ને ગુરૂએ જેનું નામ વનરાજ સ્થાપન કર્યું છે એવો તે બાળક વૃદ્ધિ પામતો આઠ વર્ષનો થયો ત્યારે, તેને દેવ પૂજાનો વિનાશ કરનારા ઉંદરોની રક્ષા કરવાના અધિકારનું કામ સોંપ્યું. પણ આ બાળકે તો જૈન ધર્મથી ઉલટું કામ કરવા માંડયું. પેલા ઉંદરો ઉપર લોષ્ટ (ગલોલ) ફેંકી તેનો પ્રાણઘાત કરવા માંડયો; તે જોઇ ગુરૂએ તે કામ નિષેધ કર્યું તોપણ પેલા બાળકે તો એવો ઉત્તર વાળ્યો કે ગુરૂ મ્હારાજ! ચોથા ઉ-

પાયથીજ (એટલે દંડથીજ)એ સાધ્યછે. બાળકનાં હિંમત ભર્યા લક્ષણ જોઈ, તથા એની જન્મકુંડળીમાં રાજ યોગ પડયોછે, માટે નિશ્ચે આગળ જતાં એ મ્હોટો રાજા થશે, એવી ખાત્રી થવાથી, તે આચાર્યે તે બાળક પાછો તેની માને અર્પણ કર્યો. પછી તે બાળકે સ્વજનેતા સહીત, કોઈ પલ્લિભૂમિમાં[1] પોતાના મામા (સુરપાળ) સાથે રહી, ચોર વૃત્તિથી સર્વ જગ્યાએ ધાડ પાડવાનું કામ ચાલુ કર્યું. એક દિવસ કાકર નામે ગામમાં, કોઈ વ્યાપારીના ઘરમાં ખાતર પાડી, તેમાં પેશી દ્રવ્ય ચોરતાં દધિપાત્રમાં વનરાજનો હાથ પડયો, કે તરતજ "ઓ–મને ખાધો તો," એ પ્રકારે ચમકી તે ચોરેલું સઘળું ધન ત્યાંજ રેહેવા દઇ ઘર બ્હાર નિકળી ગયો. બીજે દિવસે પ્રાતઃકાળમાં પેલા વ્યાપારીની બ્હેન શ્રીદેવી કંઇ કામસર દહીં લેવાને ગઇ, તો તે પાત્રમાં પડેલી હાથની રેખા ઉપરથી એવું ધાર્યું કે "આ કોઈ ભાગ્યવાન મ્હાપુરૂષ છે ને એ મ્હારા ભાઈ રૂપ છે, માટે તેને જોયા વગર મારે ભોજન ન લેવું" એવી પ્રતિજ્ઞા લઈ તેની શોધ કરાવતાં "એ વનરાજજ છે" એમ ખાત્રી થવાથી તેને રાત્રે ગુપ્ત રીતે પોતાના ઘરમાં બોલાવીને ભોજન કરાવ્યું તથા ખરચીપાણી પણ આપી ઘણો ઉપકાર કર્યો, ત્યારે વનરાજે કહ્યું કે ગુરૂના પ્રતાપે જો મને રાજ્ય પ્રાપ્ત થશે તો, મ્હારા પટ્ટાભિષેક વખતે તને મ્હારી બ્હેન ગણીને તારેજ હાથે તિલક કરાવીશ. એવું પ્રતિજ્ઞા પૂર્વક વચન આપી ત્યાંથી ચાલતો થયો.

વળી એક દિવસ આવા પ્રકારની ચોરી કરવાના કામમાં ચોરોની સાથે પ્રવર્ત્તતા વનરાજે, કોઇ જંબા (એને ચાંપો પણ કહે છે) નામના વાણિયાને, કોઇ અરણ્ય પ્રદેશમાં રોકયો. તે વણિકે ત્રણ ચોરોને દેખી પોતાની પાસે રહેલાં પાંચ બાણમાંથી બે બાણ ભાંગી નાંખવા માંડયા, તે જોઇ પેલા ચોરોમાંથી વનરાજે પૂછયું કે તું આ બાણ શા સારૂ ભાંગી નાંખે છે? ત્યારે વણિકે જવાબ દીધો કે તમો ત્રણ ચોર છો, તે એક એકને એક એક બાણથી મારીશ, ત્યારે બે બાણ વધશે તે નીષ્ફળ જાણી ભાંગી નાંખ્યાં. આ પ્રકારનું તેનું બળ ગર્ભિત વચન સાંભળી, તેની પરિક્ષા કરવાના હેતુએ, કોઇ અમૂક વસ્તુ બતાવી, તેને એકજ બાણથી વિંધવાને કહ્યું. તે કામ તેણે અતિશે ચાલાકીથી કરેલું જોઈ તેઓ ઘણા

૧ વનમાં ભીલ લોકો ન્હાનાં ઝુંપડાં બાંધી વાસ કરે છે તે.

પ્રસન્ન થઈ તેને તેઓએ પોતાના ટોળામાં લીધો. તેની યુદ્ધ વિદ્યાથી ચમત્કાર પામેલા વનરાજે કહ્યું કે, મ્હારા પટ્ટાભિષેક સમયે ત્હને મ્હારો મ્હોટો પ્રધાન કરીશ; એમ કહી તેને વિદાય કર્યો.

હવે કન્યકુબ્જના રાજા ભૂવડે, ગુજરાત દેશ, પોતાની મહણિકા નામે કુંવરીના કંચુક[1] સંબંધમાં આપેલો, તે દેશની ખંડણી ઉઘરાવવાને રાખેલું પંચકુળે (જેમાં પાંચ મ્હોટા કુલવાન્ અધીકારીઓ રહેલા છે તે) વનરાજની હોંશીયારી જાણી, તે ખંડણી ઉઘરાવવાનું કામ વનરાજને (બરછીના અધીકાર સાથે) સોંપીને તે બીજા દેશ તરફ ચાલ્યું.

પછી તે પાંચ છ મહીને સોરઠ વગેરે દેશ તરફથી ખંડણી ઉઘરાવી પોતાના દેશ ભણી જવું હતું તેવામાં વનરાજે, તે લોકોને વિકટ માર્ગમાં ઘેરી મારી નાંખી, તેમની પાસે એક લાખ રૂપા નાણું અને જાતવંત ચાર હજાર તેજી ઘોડા હતા* તે સર્વે લુંટી લીધા, પણ કન્યકુબ્જના રાજાના ભયથી પોતે એક વર્ષ સુધી ગુપ્ત પણે (કાલુંભાર) વનમાં રહ્યો અને રફતે રફતે યુક્તીથી ધન અને બળ સંપાદન કરી કન્યકુબ્જના રાજ્યની સ્થિતિ ઉખેડી નાંખી. એવી રીતે ઘણી ફતેહ મેળવી પોતાના બાપનું ગયેલું રાજ્ય મેળવ્યું, તથા રાજ્યાભિષેકની વખતે નવું નગર વસાવવાની ઈચ્છાથી, શૂરવીર‡ ભૂમિની શોધ કરતાં કરતાં થાકી છેવટે તેઓ પીપલુડા તળાવની પાળ ઉપર આવી વિશ્રામ લેવા બેઠા. ત્યાં સાખડ નામે ભરવાડના પુત્ર અણહિલે તેઓને પૂછ્યું કે તમે શૂં શોધમાં ફરો છો? ત્યારે તે લોકોએ જવાબ દીધો કે નવું નગર વસાવવાને માટે શૂરવીર ભૂમિ ખોળીએ છઈએ. હમે ઘણી શોધ કરી પણ હજુ સુધી કાંઇ પત્તો લાગ્યો નથી. તું જંગલનો ભોમિયો છે માટે એ વિષે જો તને કંઇ ખબર હોય ને હમને કહે તો ત્હારો મ્હોટો આભાર માનીશું. ત્યારે અણહિલ બોલ્યો કે જો તે નગરનું નામ મ્હારે નામે રાખવાને કબુલ થાઓ

---

૧ કન્યાને પરણાવી પેહેરામણીમાં આપે છે તે.

* બીજી પ્રતોને મતે ૨૪ લાખ સોના મોહોર અને ૪૦૦ જાતવંત ઘોડા છે વળી બીજી પ્રતમાં ૧ લાખ કોરી જણાવેલી છે.

‡ ભૂમી જોવાને માટે, વનરાજે પોતાના વિશ્વાસુ માણસનો સમૂહ મોકલ્યો. તે લોક શૂરવીર

તો હું તમને તેવી જગ્યા બતાવું. આ પ્રમાણેનો કરાર તેઓ કબુલ થવા ઉપરથી અણહિલે, તે લોકોને જાલી વૃક્ષની સમીપે સસલાએ કુત્રાને ત્રાસ પમાડીને જેટલે દૂર સુધી હકાવેલો તેટલીજ માત્ર સર્વોત્તમ શૂરવીર ભૂમિ બતાવી. તે ઉપરથી એ સ્થળ ઉપર અણહિલપૂર નામનું નગર વસાવી, વિક્રમ સંવત ૮૦૨ ના વર્ષમાં વૈશાખ સુદ ૨ ને વાર સોમે, જાલી વૃક્ષના મૂળ ઉપર બંધાવેલા ધવળગૃહમાં[૧], રાજ્યાભિષેકના મુહૂર્ત વખતે, કાકર ગામની રેહેનાર શ્રીદેવીને બોલાવી, વનરાજે વચન આપ્યા પ્રમાણે તેને હાથે તિલક કરાવ્યું. આ રાજ્યાભિષેક વખતે વનરાજની ઉમ્મર આશરે ૫૦ વર્ષની હતી. પછી વનરાજે અરણ્ય પ્રદેશમાં મળેલા જંબા નામના વણિકને પોતાનો પ્રધાન કરી સ્થાપ્યો. ત્યાર બાદ પંચાસર ગામથી શીલગુણ સુરીને ભક્તિ સહિત બહુ માનથી મેહેલ મધ્યે લાવી પોતાના સિંહાસન ઉપર બેસાડી, પોતે કૃતજ્ઞ શિરોમણી છે માટે, સઘળું રાજ્ય તેમને અર્પણ કરવા માંડયું. પણ આચાર્ય પોતે નિસ્પૃહ હોવાથી તેનો તેમણે સ્વીકાર કર્યો નહીં. પછી વનરાજે, તે આચાર્યના પ્રત્યુપકાર બુદ્ધિમય થયેલા આદેશથી, શ્રી પાર્શ્વનાથજી મ્હારાજની પ્રતિમાએ સુશોભિત, પંચાસર નામનું ચૈત્ય[૨] કરાવી તેમાં પોતાની (વનરાજની) આરાધક[૩] મૂર્તિ કરાવી તેનું પણ સ્થાપન કર્યું. તેમજ વળી વનરાજે ધવળગૃહના પ્રાંત ભાગમાં કંઠેશ્વરી (કંટેશ્વરી) દેવતાનો પ્રાસાદ પણ કરાવ્યો છે.

ગૂજરાતમાં પેહેલો મ્હોટો રાજા ગુર્જર જાતમાં વનરાજ થયો એ રાજ્ય જૈનાચાર્યોએ મંત્ર બળથી સ્થાપન કરેલું તેથી સ્વાભાવિક રીતે જૈન મતને નહીં માનનારા લોકો આ રાજ્યની વીશેષ કારકીરદી જણાવતા નથી. એ મતલબનો સંસ્કૃતમાં શ્લોક પૃ૦ ૩૫. જુઓ

વનરાજે પોતાનું (૧૦૯) એકસો નવ વર્ષ (૨) બે માસ અને (૨૧) એકવીશ દિવસનું આયુષ્ય ભોગવ્યું તેમાં (૫૯) ઓગણસાઠ વર્ષ (૨) બે માસ ને (૨૧) એકવીશ દિવસ રાજય કરી પોતે સંવત ૮૬૨ ના વર્ષમાં સ્વર્ગવાસી થયો.

---

૧. ધવળ, મ્હોટા; ગૃહ=મેહેલ. ૨. મંદીર. ૩. ભક્તિ કરતી; જાણે પોતે શ્રી પાર્શ્વનાથજી મ્હારાજની ભક્તિ કરતો તેની સામે ઉભો હોય એવી ઢબની; મૂર્તિ=પોતાની પ્રતિમાં, કરાવી.

પછી વનરાજનો પુત્ર યોગરાજ સંવત ૮૬૨ના વર્ષમાં અષાડ સુદ ૩ ને વાર ગુરૂએ, અશ્વિની નક્ષત્ર ને સિંહલગ્નમાં ગાદીએ બેઠો. તેને ત્રણ પુત્રો હતા. એક દિવસ તે ત્રણ પુત્રોમાંથી ક્ષેમરાજ નામના કુમારે રાજાને કહ્યું કે દેશાન્તરીય બીજા રાજાના વ્હાણો, સમુદ્રમાં પવનનું તોફાન લાગવાથી વિખરાઇ ગયલાં, બીજા સમૂદ્ર તટથી, શ્રી સોમેશ્વર પત્તન (પ્રભાસ પાટણ)માં આવ્યાં છે, અને તે વ્હાણો તેજશ્વી ૧૦૦૦ ઘોડા તથા ૧૫૦ હાથ્થી વગેરે બીજી કરોડો વસ્તુથી ભરેલાં છે; તે સર્વે આપણા દેશ ઉપર થઇ પોતાના દેશ ભણી જશે. માટે જો સરકારની આજ્ઞા હોય તો તેને પકડી લૂંટી લાવીએ. એ પ્રકારનું પોતાના કુમારનું વચન સાંભળી રાજાએ તેનો નિષેધ કર્યો; ત્યારે ત્રણે કુમારે પિતાથી છાના એકઠા થઇ વિચાર કર્યો કે મ્હારાજા ઘણા વૃદ્ધ થયા છે તેથી તેમની બુદ્ધિ પણ વિકળ[૧] થઇ છે; માટે તેમની બુદ્ધિ પ્રમાણે ચાલવામાં લાભ શો એવા પ્રકારના વિચાર કરી ત્રણે ભાઈઓ એક મત થયા કે એ કામ આપણે ગુપ્તપણે કરવું. એમ ઠરાવ કરી તેઓએ પોતાના દેશ પ્રાંત ભૂમિમાં ગુપ્ત સૈન્ય સજ્જ કરી, કોઇ ન જાણે એવી ચૌર વૃત્તિએ, આવતાં વ્હાણો ઉપર હુમલો કરી, તેમાંની સર્વ માલ મતા છીનાવી લાવી, પોતાના બાપની આગળ રજુ કરી. તે જોતાંજ રાજાને સ્વાંતઃકર્ણમાં કોપ ઘણો ઉત્પન્ન થયો, પણ તે વખતે ગમ ખાઇ, મૌનવૃત્ત ધારણ કરી, તેમને કાંઈ પણ સારૂં નરસું વચન કહ્યું નહિં. ક્ષેમરાજને પોતાનાં કરેલાં કૃત્યો વિષે પિતા તરફથી કાંઇ પણ ખુલાસો ન મળવાથી, તેણે પોતાના પીતાને "મૌન વૃત્ત ધારણ કરી બેસવાનું" કારણ પૂછ્યું; ત્યારે રાજાએ ખુલાસો કર્યો કે જો આ તમારૂં કરેલું કૃત્ય સારૂં કહું તો પારકા ધનની ચોરી રૂપ પાતકનો હું વિભાગી થાઉ, અને જો નરસું કહું તો મ્હારા ઉપર તમો સર્વેની અરૂચી થાય, માટે આ વખતે મૌન રાખવું એજ મારે શ્રેય છે; પણ પ્રથમ મેં જે ના કહી તેનું કારણ જો તમે જાણવાને ઇચ્છતા હો તો તેનો ઉત્તર સાંભળોઃ—

અન્ય દેશના રાજાઓ એકઠા મળી એક બીજાના રાજ્યની પ્રસંશા કરતી વખતે આપણા રાજ્ય વિષે એમ બોલતા હતા કે, ગુજરાતમાં રાજ્ય કરનાર રાજા તો ચોર વૃત્તિના છે માટે તેઓ આપણી પંક્તિમાં ન

૧ ગાંડી.

ગણાય; વગેરે એવાજ પ્રકારની ટીકા કરી તેઓ ઉપહાસ્ય કરતા હતા. એ વાત આપણી તરફના મનુષ્યોએ પત્ર વ્યવહારે આપણને જણાવ્યાથી, મનમાં ખેદ પામી પૂર્વજોની કલંકવાળી રૂઢી મુજબ ન વર્તવાથી હાલમાં આપણા વૃદ્ધોને લાગેલું તે કલંક સર્વ લોકના હૃદયમાંથી નિસરી ગયું અને સઘળા રાજાઓની પંક્તિમાં આપણે પણ ગણાવવા લાગ્યા, પણ થોડા ધનનો લોભ કરનાર તમોએ, પૂર્વજનું ગયલું કલંક આજ પાછું તાજું કર્યું; એટલું કહી રાજાએ પોતાની આયુદ્ધશાળામાંથી ધનુષ્ય મંગાવી કહ્યું કે તમો ત્રણમાંથી જે અધિક બળવાન હોય તે આ ધનુષની પણછ ચઢાવો. એવું રાજાનું વચન સાંભળી તે ત્રણે ભાઈઓએ પોત પોતાનું સામર્થ્ય વાપરી જોયું, પણ કોઈથી તે ધનુષની પણછ ચઢાવાઇ નહિં; ત્યારે રાજાએ પોતે તે ધનુષ્ય ઉચકી લઇ, એક ક્ષણ માત્રમાં તેની પણછ ચઢાવી, એક શ્લોક કહ્યો. (પૃ૦ ૩૭ જુ૦) તેનો અર્થ:--

" રાજાની આજ્ઞાનો લોપ કરવો, સેવક લોકોની આજીવિકાનો છેદ "
" કરવો તથા સ્ત્રીઓને જૂદી શૈયામાં (પોતાથી દૂર) સૂવાડવી એ "
" ત્રણે (રાજા, સેવક અને સ્ત્રી) નો શસ્ત્ર વિનાનો વધ કર્યો "
" કહેવાય. " એ પ્રકારનો નીતિશાસ્ત્રનો ઉપદેશ છે; માટે શસ્ત્ર વિના મારો વધ કરનાર તમોછો તેથી હવે તમને હું શિક્ષણ પણ શું કરૂં? માટે મારે હવે જીવતાં, પણ મુવેલા જેવા થઇ રહેવું, તેના કરતાં મરવું એ વધારે સારૂં છે. એમ કહી રાજાએ મૌન ગ્રહણ કર્યું અને પ્રાયોપવેશનવૃત્ત[1] ધારણ કરી, ચિતા પ્રવેશ કરી પોતાની ૧૨૦ વર્ષની વૃદ્ધ ઉમરે દેહ ત્યાગ કર્યો.

કોઇકના મત ઉપરથી માલમ પડે છે કે એ રાજાએ પોતાની ઈષ્ટ દેવિ ભટારિકા યોગિનિશ્વરીનો પ્રાસાદ પોતાના રાજ્યમાં કરાવ્યો છે.

એ રાજા ૩૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. એના પછી એનો પુત્ર ક્ષેમરાજ સંવત ૮૯૭ માં ગાદીએ બેઠો. એણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું.

એના પછી એનો પુત્ર ભૂયડ સંવત ૯૨૨ માં ગાદીએ બેઠો ને ૨૯ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. એણે શ્રીપત્તનમાં ભૂયડેશ્વર નામના મહાદેવનો પ્રાસાદ બંધાવ્યો છે.

---

1 અન્નજળનો ત્યાગ કરવો તે.

એના પછી એનો પુત્ર ત્રૈરિસિંહ સંવત ૯૫૧ માં ગાદીએ બેઠો તે ૨૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

તે પછી એનો પુત્ર રત્નાદિત્ય સંવત ૯૭૬ માં ગાદીએ બેઠો તે ૧૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

એના પછી એનો પુત્ર સામતસિંહ (ભૂયડદેવ) સંવત ૯૯૧ માં ગાદીએ બેઠો તે ૭ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

એ પ્રકારે ચાવડા વંશમાં ૭ રાજા થઈ, એ વંશની સમાપ્તિ સંવત ૯૯૮ માં થઇ.

હવે પૂર્વે કહેલા ભુયડરાજાના વંશના (ભુવનાદીત્યના) રાજ, બીજ અને દંડક નામના ત્રણ સગા ભાઈઓ સોમેશ્વરની યાત્રા કરી પાછા વળતાં અણહિલપાટણમાં આવી પ્હોંચ્યા. ત્યાં ઘોડો ફેરવવા નિકળેલા રાજા સામતસિંહને જોયો. એ રાજાયે અજ્ઞાતપણે ઘોડાને ચાબખ મારી તે જોઈ પેલા ત્રણ ભાઇમાંથીએક જણ હં–હં કરતો માથું હલાવી પીડા પામતો બોલ્યો, તેના સાદથી ચમકીને રાજાએ પોતાના અશ્વને ઉભો રાખી તેને "હં હં" એમ કરવાનું કારણ પૂછયું; ત્યારે તેણે જવાબ દીધો કે અતિશેં વખાણ કરવા તેમજ ન્યૂન્છન[૧] લેવા યોગ્ય તમારા અશ્વની ગતિ છતાં, તે તમો ન સમજવાથી તમે ઘોડાને ચાબુક મારી તે જોઈ, જાણે તે ચાબુક મારી પીઠ ઉપર પડી હોય ને મને કમકમાટો છુટયો હોય, ને તેનાથી મારૂં મર્મ સ્થળ ભેદાયું હોય, એવી રીતની પીડાકારી લાગણી લાગવાથી હું "હં -હં" કરીને બોલ્યો. એવું તેનું વચન સાંભળી ચમત્કાર પામી તે રાજાએ પોતાનો અશ્વ તેને આપીને કહ્યું કે જોઉ વારૂ, તું કેવી રીતે અશ્વ ફેરવે છે તે મને બતાવ. ઘોડો જેવો તેજસ્વી છે તેમજ તેનો અસ્વાર પણ તેવોજ મળવાથી, તેને જોનારા માણસો, ઘોડાની ચાલમાં તેમજ તેને ફેરવવામાં તેના ઉપર સ્વાર થયલા માણસની છટા જોઇ ન્યૂન્છન લેતા હતા. રાજાએ પણ તે જોઈ વિચાર કર્યો કે નિઃશંક આ કોઈ ઉત્તમ કુળનો પુરૂષ છે; એમ ધારી લીલાદેવી નામની પોતાની બ્હેનને તેની સાથે પરણાવી. પછી કાળાન્તરે તે ગર્ભવંતી તો થઇ પણ તેથી તે મ્હા કષ્ટ પામવા લાગી. તેમાં પરિણામે તેનું મરણ સમીપ આવ્યું જોઈ પ્રધાન લોકોએ વિચાર કર્યો

૧ ઓવારણા.

કે લીલાદેવી મરશે તેની સાથે તેનો ગર્ભ પણ મરણ પામશે. એવો સર્વેને નિશ્ચય થવાથી તેનું પેટ ચીરી છોકરાને બ્હાર કાઢી લીધો. એ છોકરો મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન થવાથી તેનું નામ મૂળરાજ પાડ્યું. બાળ સૂર્યની[1] પેઠે તેજસ્વિ ને પરાક્રમી થવાથી સર્વ પ્રજાને તે ઘણો પ્રિયંકર થયો. યુવાવસ્થામાં આવ્યા પછી રાજ્ય કરતા પોતાના મામાનું રાજ્ય, એણે પોતાના પરાક્રમથી ઘણું વધારી આપ્યું. એથી એનો મામો ઘણો મદોન્મત થયો. પછી તો એ એવું કરવા લાગ્યો કે કોઇ કોઇ વખત મૂળરાજને રાજ્યાભિષેક કરી પોતાની રાજ્ય ગાદીએ બેસાડે, ને વળી મદ ચઢે ત્યારે ગાદી ઉપરથી તેને પાછો ઉઠાડી પણ મૂકે. આ પ્રકારનો બનાવ બનવા માંડયો તે દિવસથી આરંભીને ચાવડા વંશના રાજાઓનું દાન ઉપહાસ કરવા યોગ્ય થયું. મૂળરાજને ગાદીએ બેસાડે ને પાછો ઉઠાડે એમ ઘણી વખત થવાથી તે ક્રોધયુક્ત થઇ, પોતાના મામાનો પ્રાણ કાઢવા વિષેનો તેના મગજમાં ફાંટો આવ્યો. એક દિવસ મૂળરાજને પાછો રાજ્યાભિષેક કરી તેના મામાએ પોતાની ગાદી ઉપર બેસાડયો છે તે સમયમાં, મામાને પડેલી આદત સમજી, પોતાનો પરિવાર સજ્જ કરી, મામાને સ્વર્ગપૂરી દેખાડવામાં તૈયાર થઇ રહ્યા હતો તેજ વખતમાં, બનવા કાળ સર્જિત છે માટે વિકળ મામાએ મૂળરાજનું પુનઃ ઉત્થાપન કરવા માંડયું તે સમયે મૂળરાજ, તેનેજ સ્વર્ગવાસ કરાવી સંવત ૯૯૮ માં પોતાની ૨૧ વર્ષની ઉમરે ખરો સ્વતંત્ર રાજા થઇ બેઠો.

એક સમે સપાદલક્ષ નામનો (નાગોર અથવા સાંબેરનો) રાજા, મૂળરાજ સાથે યુદ્ધ કરી તેને જીતવાના હેતૂએ ગૂજરાતની હદ ઉપર ચઢી આવ્યો. તેમજ ત્યાં તૈલંગ દેશના તૈલિપ નામે રાજાનો બારવ (બારપ) નામનો સૈનાપતિ પણ તેજ વખતે ચઢી આવ્યો. બેઉ દેશના રાજાઓનું લશ્કર એકિ વખત ચઢી આવવાથી મૂળરાજ પોતાના પ્રધાનો સાથે વિચાર કરવા લાગ્યો કે જો આપણે પ્રથમ સપાદલક્ષની સામે યુદ્ધમાં પડીશું તો તે સમયનો લાભ લઈ તૈલિપનો સૈનાપતિ બારવ; તેમજ બારવ સામે પ્રથમ યુદ્ધ કરીશું તો સપાદલક્ષ રાજા, આપણા ઉપર ઓચિંતો હુમલો કરી આપણો પરાભવ કરશે; માટે હવે આપણે કરવું કેમ? ત્યારે સુજ્ઞ પ્રધાને

---

૧ ઉગતા સૂરજની

જવાબ દીધો કે હાલમાં રણસંગ્રામ સળગાવવાં કરતાં કેટલાક દિવસ કંથાદુર્ગ (કંથકોટ—એ કચ્છની પાસે છે) માં જઇ નિર્ગમન કરવા એ વધારે યોગ્યછે. કારણ કે એટલામાં નવરાત્રિના દિવસ આવી પહોંચવાથી એ સપાદલક્ષ રાજા પોતાની રાજધાની શાકંભરી (સાબર) માં જઇ સ્વગોત્ર દેવિનું આરાધન કરવામાં ગુંથાશે તે વખતે આ બારપ સેનાપતિને આપણે નિર્વિઘ્ને હરાવી એકદમ સપાદલક્ષની પણ ખબર લઈશું. એવી રીતનું પ્રધાનોનું વચન સાંભળી મૂળરાજ બોલ્યો, એ યુક્તિ તો તમોયે ઠીક શોધી કાઢી, પણ એવા હેતુએ કિલ્લામાં ભરાવવાથી આ પણે હિચકારા ગણાઈશું અને તેથી લોકોમાં આપણી હાંસી થશે. ત્યારે પ્રધાને કહ્યું કે પશુયુદ્ધમાં ઘેટો જે પાછો હઠી ધસે છે, તે વધારે જોરથી સામાવાળાને મારવા સારૂ અને સિંહ જે તલપ મારતી વખતે પોતાનું અંગ સંકોચી નાખે છે, તે ઘણી ઊંચી તલપથી શિકારને એકદમ પકડવા સારૂ; તેમજ હૃદયમાં ગુપ્ત વૈર રાખનાર કે જેનો મંત્ર વિચાર ગુપ્ત છે એવા બુદ્ધિવાન પુરૂષો, બીજા ક્ષુદ્રજ અલ્પબુદ્ધિવાળા માણસોથી થયેલી અવગણનાને સહન કરે છે. એવાં તે પ્રધાનોનાં ઉદાહરણ યુકત વચનથી મૂળરાજે કંથાદુર્ગમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણેની મૂળરાજની યુક્તિ, ગૂર્જરદેશનું આક્રમણ કરતા સપાદલક્ષરાજાના જાણવામાં આવવાથી, નવરાત્રીના દિવસ આવ્યા ત્યારે, પોતે સ્વરાજ્યમાં ન જતાં, જે ઠેકાણે પડાવ નાખ્યો હતો તેજ ઠેકાણે, શાકંભરી નામનું નગર વસાવી, ત્યાં પોતાની ગોત્રદેવિ મંગાવીને નવરાત્રિના ઉત્સવનો આરંભ કર્યો. આ વાત મૂળરાજના જાણવામાં આવવાથી, પોતે ક્રોધાયમાન થઇ આવી પડેલા ફ્સાટમાંથી મુકત થવા માટે પોતાના તર્કને અનુસરી જાણે પોતે લહણિકા કરવા સમારંભથી પોતાના સર્વે ન્હાના મ્હોટા શૂરા સામંતોને એકઠા કરતો હોય એવી રીતનું બ્હારથી ડોળ બતાવી, તેમના ઉપર સંકેતયુકત પત્રિકાઓ મોકલી આપી. પત્રદ્વારે તેમને સૂચવ્યું કે "તમારે સપાદલક્ષ રાજાના કટક સમીપ અમૂક દિવસે અને અમૂક વખતે સંકેત સાધવાને આવી પહોંચવું, અને હું પણ અમુક વખતે ત્યાં હાજર થઈશ. પણ બ્હારથી એવું ડોળ બતાવવું કે મૂળરાજ લહણિકા કરે છે માટે ત્યાં જઇયે છીયે એવા ભેદ ભર્યા પત્રો લખી મોકલ્યા પછી તે આવનાર સામંતોના પરાક્રમ, કીર્ત્તિ અને

કુળને ઘટતું આદરમાન આપવાને કેટલાક રાજપુત્રોનો નિર્દ્ધાર કરી તેમને અગાઉથી તે સ્થળે મોકલ્યા. પછી પોતે ઠેરવેલે દિવસે અતિ વેગવાળી સાંઢણી ઉપર બેશી તેનો સેવક સાથે લઈ દડમજલથી ઘણી પૃથ્વિ ઉલ્લંઘન કરી પોહ ફાટતાંજ અકસ્માત સપાદલક્ષ રાજાના કટક આગળ આવી, જાણે કોઇ તેનો ઈષ્ટમિત્ર મળવા આવ્યો હોય તેમ, આસપાસના કટકનો કંઈ પણ વિચાર ન કરતાં, સાંઢણી સહિત એ રાજાના તંબુમાં પ્રવેશ કરવાના દ્વાર આગળ આવી સાંઢણી ઉપરથી ઝટ ઉતર્યો. આ રાજતંબુની રક્ષા નાગી તરવારથી કરતો દ્વારપાળ ઉભો હતો. તે પ્રત્યે મૂળરાજ હાથમાં તરવાર રાખી બોલ્યો. અરે દ્વારપાળ! આ વખતે ત્હારો રાજા શું કરે છે અને તે કયાં છે? અહિંથી જા, અને ત્હારા રાજાને વિદિત કર કે ગૂર્જરદેશના મ્હારાજ શ્રી મૂળરાજ ત્હારા રાજદ્વારના તંબુ આગળ આવી બીરાજ્યા છે. એમ બોલતાં બોલતાં આસપાસના દ્વારપાળોને પોતાના વિશાળ બાહુ બળથી વિખેરી, સર્વેને ત્રણા માત્ર ગણી, મદોન્મતપણે, પ્રતિઆજ્ઞાની રાહ ન જોતાં આગળ ધસ્યો અને જે વખતે આગલો દ્વારપાળ સપાદલક્ષ રાજાને મૂળરાજ પધાર્યાના સમાચાર વિદિત કરે છે એટલામાં, મૂળરાજ પોતે તે રાજાની સમક્ષ આવી તેના સુવર્ણમય પલંગ ઉપર સિંહની પેઠે ગર્જતો બેઠો. મૂળરાજ આ પ્રમાણે અકસ્માત પ્રગટ થવાથી સપાદલક્ષ રાજા કિંચિત ભયભિત થઈ સ્તબ્ધ રહ્યો; પણ સ્હેજ વારમાં પાછો શુદ્ધિમાં આવી પોતાના પલંગ ઉપર બેઠેલા શૂરવીરને પ્રશ્ન કર્યો કે તમેજ શ્રી ગુર્જરદેશના મ્હારાજા મૂળરાજછો? મૂળરાજે જવાબ દીધો કે હા, તે નામની કીર્તિ મને છે. એવું મૂળરાજનું પ્રતિવચન સાંભળી સપાદલક્ષ રાજા પોતાના અતિથિ મૂળરાજનું સન્માન કરવાને કંઈક વધુ સમયસુચક બોલવાનું આરંભે છે, એટલામાં તો, મૂળરાજના પ્રથમ સંકેત પ્રમાણે તેના શૂરા સામંતોએ ચાર હજાર ઘોડેસ્વાર સહિત તે રાજ તંબુને ચારે પાસથી ઘેરી લીધો. આ જોઇ મૂળરાજે સપાદલક્ષ રાજાને કહ્યું, કે હે રાજન! આ ભૂમંડળમાં મને યુદ્ધ આપે એવો સકળ ગુણ સંપન્ન અતિ બળવાન કોઈ મુગટધારી મ્હારાજા મારી નજરમાં હજુ સુધી આવ્યો નથી, પરંતુ હું એમ કલ્પના કરૂં છું કે તેવા તમે છો; અને એ સમય અત્રે આપના યુદ્ધાર્થે પધારવાથી મ્હને અનાયાસે પ્રાપ્ત થયો હતો,

પણ જેમ અતિ દુર્લભ અને ઉત્તમ સ્વાદિષ્ટ ભોજનને આરોગવાની વખતે, મક્ષિકા અકસ્માત તેમાં પડી મરવાથી જેવું તે ભોજન ત્યાગ કરવા યોગ્ય થાય છે, એ ન્યાએ તેલંગ દેશના તૈલિપ નામે રાજાનો સેનાપતિ બારપ ગુજરાત ઉપર ચઢી આવવાથી આપણા યુદ્ધમાં વિલંબ થયો છે, તેથી હું ઘણો ખેદ યુક્ત થયોછું. માટે એ બારપ સેનાપતિને શિક્ષા કરીને હું પાછો ફરૂં, ત્યાં સુધી આપે નિસ્પક્ષપાતે સ્થિર અહિંયાંજ રહેવું, અને પછી આપણે યુદ્ધ રસનો પરસ્પર અનુભવ કરીશું એવો મ્હારો દ્રઢ નિશ્ચય જણાવવા માટે મ્હારૂં અત્રે આવવું થયું છે. મૂળરાજનું આ પ્રકારનું વચન સાંભળી તે રાજાએ કહ્યું, કે તમારા જેવા મ્હોટા મ્હોટા હિંમતવાન રાજાને ધન્ય છે, કે શત્રુના અગણિત દળની વચ્ચે અને શત્રુની સમક્ષ એક કટારીના બળ ઉપરજ ઝૂમી એક સાધારણ માણસની પેઠે આવવું એવા સાહસિક ધૈર્યવાન અને બળવાન રાજાની સાથે શત્રૂતા રાખવી તેના કરતાં તેની સાથે મિત્રતા રાખવી એ વધારે હું પ્રસન્ન કરૂં છું. માટે આ દેહાંત સુધી આપની સાથે મિત્રતા રાખવા ઈચ્છું છું. આવું રાજાનું બોલવું સાંભળી મૂળરાજ તેના જવાબમાં હા, એમ કરવું ન ઘટે, ઘટે, એમ ના, હા, કરતો તથા તે રાજાયે કરેલા ભોજનના આમંત્રણને કબુલ, નાકબુલ, કરવાનું ડોળ બતાવતો એકાએક પોતાની સમશેરને રમાડતો જેવી રીતે આવ્યો, તેવીજ રીતના સાવધાનપણાથી ઝડપબંધ ત્યાંથી ઉઠી તંબુની બ્હાર આવી, પોતાને માટે રાહ જોતી સાંઢણી ઉપર સ્વાર થઈ પોતાના લશ્કર સાથે કુચ કરી એકદમ બારપ સેનાપતિના લશ્કરને છાપો માર્યો. અને દાતરડાથી ખેડુત ઘાસ કાપે તેમ તેના લશ્કરનો ઘાણ કાઢી વિજય મેળવી તેના દશ હજાર ઘોડા અને અઢાર હાથી લૂંટી લઈ હર, હર, મ્હાદેવના પોકાર અને જયના ડંકા દેતો ત્યાંથી પાછો ફર્યો; અને થોડે દીવસે સપાદલક્ષ રાજાના વસાવેલા શાકંભરી નામના નગરમાં આવી પોહોચ્યો. પણ તે અરસામાં સપાદલક્ષ રાજા, મૂળરાજની બારપ સાથેની જીત સાંભળી પલાયન કરી ગયો હતો. આ જોઇ મૂળરાજના હર્ષનો કંઈ પાર રહ્યો નહિં; અને પોતે જે વિઘ્નમાં આવી પડેલો હતો તેમાંથી નિવૃત થયો તે નામને અમર કરવાને પોતે શ્રીપત્તનમાં મૂળરાજ વસહિકા ને મૂંજાળ દેવસ્વામિનો પ્રાસાદ કરાવ્યો. પછી પોતે ભક્તિ

ભાવે દર સોમવારે શિવ દર્શન કરવાનો નિયમ રાખ્યો. તેમાં તેની દૃઢ ભક્તિ જોઈ મૂળરાજને તેના મંડલિક નગરના મુકામે શ્રી સોમનાથ મ્હાદેવે સાક્ષાત દર્શન દીધાં. તે કારણથી મૂળરાજે તે સ્થળે મૂળેશ્વર નામના શિવલિંગની સ્થાપના કરી. આથી શિવે, વિશેષ પ્રસન્ન થઇ ઉપદેશ કર્યો કે હું તને નિરંતર પ્રસન્નછું માટે હવેથી હું તહારા અણહિલપાટણમાં મ્હારા સેવક સહિત નિવાસ કરૂંછું, અને તેનો પરચો તને ત્હારા નગરમાંજ માલમ પડશે; એમ કહી શિવ અદૃશ્ય થયા. થોડે દિવસે મૂળરાજ અણહિલપાટણમાં આવ્યો ત્યારે ત્યાંના વાવ, તળાવ, કુવા વગેરે સઘળા જળાશયોનાં પાણી ખારાં થયલાં જોઈ તેને ખાત્રી થઇ કે સાક્ષાત શ્રી સોમેશ્વર મ્હાદેવ પોતાના સેવક સમુદ્ર સાથે મારા નગરમાં પધાર્યા છે માટે મ્હારે યથા શક્તિ પૂર્વક તેમની ભક્તિ કરવી એવા વિચારથી તેમના નિવાસને વાસ્તે અણહિલવાડમાં ત્રિમૂર્તિ પ્રાસાદ કરાવ્યો, જેથી સઘળાં જળાશયો પાછાં મીઠાં થયાં.

આ ચમત્કારથી રાજાનું મન શિવભક્તિમાં વધારે ભેદાયું. અહર્નિશ "શિવ શિવ" ધ્યાન લાગ્યું. પોતાના સ્થાપન કરેલા શિવાલયમાં શું કરવું અને શું ન કરવું તેના વિવેચનમાં પોતાનો કાળ ગમન કરવા લાગ્યો. પ્રથમ તો દેવાલયમાં ભક્તિમાન બ્રહ્મચારી તપસ્વિ પૂજારીની જરૂર છે એવી મનમાં પ્રેરણા થવાથી તેવા પૂજારીની શોધ કરાવવા માંડી. શોધ કરાવતાં એવી ભાળ મળી કે શ્રી સરસ્વતી તીરે કંથડી નામનો મ્હાન તપસ્વી નિવાસ કરી રહ્યો છે. તેનો નિયમ એવો છે કે તેણે એકાન્તરીએ ઉપવાસ કરવો ને પારણાં પાંચ ગ્રાસ ભિક્ષા માગી કરવાં. આ ઉપરથી શ્રી મૂળરાજે પ્રથમ તો આ તપસ્વીના દર્શનલાભ લેવાનો વિચાર કર્યો કારણ કે એના મનમાં એમ આવ્યું કે જો હું એને આમંત્રણ કરી બોલાવીશ તો આવે કે ન આવે, માટે જાતેજ એ સ્થળે જઈ સાક્ષાત એ તપસ્વીનાં દર્શન કરી મનોભિલાષ પૂર્ણ કરવો; એવો વિચાર કરી પોતે બીજે દિવસે સરસ્વતી તીરે જઈ કંથડી તપસ્વિની ખોળ કરી તેનો શરણાગત થયો. પણ એ કંથડી આ વખતે ચોથીઆ તાવની વારીના પંજામાં સપડાયલો હોવાથી તેણે વિચાર્યું કે હું આ દુષ્ટ જ્વરને આધીન રહી રાજાનું સન્માન શી રીતે કરી શકીશ તેથી તેણે એ ચોથીઆ તાવને પોતાની એક પુરાણી ઓઢેલી કંથામાં સમાવી પોતે જ્વર મુક્ત થઇ રાજાનું

સન્માન કરવામાં તત્પર થયો. બેઉ જણા વાતચિત કરતા બેઠા છે, એ-વામાં રાજાની નજર ત્યાં પડેલી પેલી કંથા ઉપર પડી. એ કંથા થરથર ધ્રુજતી હતી એ જોઇ રાજાએ અચંબો પામી તે કંપવાનું કારણ આશ-પાશ ખોળ્યું પણ કાંઇ ન માલમ પડવાથી વિસ્મિત થઇ, તપસ્વિને પ્રશ્ન કર્યો કે હે મ્હારાજ! આ કંથા નિર્જીવ છતાં કંમ્પેછે કેમ? યોગીરાજે માથું ધુણાવી મંદ હાસ્ય કરી કહ્યું કે હે રાજન! હું જ્વરથી સપડાઇ સૂતેલો હતો એવામાં આપના આવાગમનની વાત સાંભળી એ જ્વરને હાલમાં શરીરથી વેગળો કરી આ કંથાને સ્વાધીન કર્યો છે; માટે જ્વરના સ્વાભાવિક ગુણે કંથા કમ્પે છે. આ સાંભળવા ઉપરથી રાજાએ તપસ્વિને પ્રશ્ન કર્યો કે જ્યારે યોગિરાજો યોગબળે જ્વરનો અલ્પકાળ ત્યાગ કરી શકે છે, ત્યારે સર્વથા કેમ ત્યાગ કરી સકતા નથી? રાજાનું આ પ્ર-શ્ન સાંભળી કંથડીએ તેનો ઉત્તર શિવપુરાણનો શ્લોક (પૃ૦ ૪૪ જુ૦) બોલી કર્યો, જેનો અર્થ નીચે પ્રમાણે છે.

અર્થઃ—"પૂર્વેના સંચિત કર્મથી રોગની પ્રાપ્તિ થાય છે. એ રોગ આ દેહને ભોગવવા એ અવશ્ય છે; અને તે ભોગવ્યા વગર પ્રારબ્ધ કર્મથી મુક્ત થવાતું નથી માટે તેમાંથી મુક્ત થવાને માટે તપસ્વિઓ વ્યાધિઓની પીડા સહન કરે છે."

હે રાજન! ઉપલા કારણથી મેં એ ચોથીઆ તાવનો સર્વથા પરિત્યાગ કર્યો નથી. આ વાત સાંભળી રાજાને, એ કન્થડી પોતાના શિવાલયના અધિકારનું સંપૂર્ણ પાત્રછે, એવી ખાત્રી થવાથી તેણે એ કન્થડીને ઘણા વિનય સાથે કહ્યું, કે હે મહારાજ! મેં અણહિલપાટણમાં ત્રિમૂર્ત્તિ પ્રાસાદ બંધાવ્યોછે તેમાં અધિકારી આપને કરવાના હેતૂએ હૂં અત્રે આવ્યો છું; માટે કૃપા કરી મ્હારો મનોરથ પૂર્ણ કરશો. આ સાંભળી તે કન્થડી ત-પસ્વિએ રાજાને સ્મૃતિનું વાક્ય (પૃ. ૪૪ જુ.) કહી સંભળાવ્યું, જેનો અર્થ નીચે પ્રમાણે છે.

અર્થઃ—હે રાજન! "રાજ્યના અધિકારીને ત્રણ માસે, મઠના અધિ-કારીને ત્રણ દિવસે અને પુરોહિત (રાજાનો ગોર) ને એક દિવસમાં નર્ક પ્રાપ્ત થાય છે." એમ જેની શીઘ્રતાયે નરકમાં પડવાની વાંછા હોય તેનું એ કામછે.

માટે હે રાજન ! આ સંસાર સમુદ્ર નિર્વિઘ્ને તરવાના હેતુએ અદ્યાપિ સૂધી ઉપલા અધિકારોથી હું દૂર રહ્યો છું તો હવે આ આખરની વખતે, આખો સમુદ્ર તરી હું શું ગાયના પગલામાં (ખાબોચિયામાં) બૂડું? માટે કોઇ બીજા તપસ્વિને શોધી લ્યો. આ સાંભળી રાજા કંઇપણ તેને વધારે આગ્રહ પૂર્વક ન કહેતાં, "આપનું કહેવું વ્યાજબી છે" એમ કહી તેની આજ્ઞા માગી ત્યાંથી ચાલતો થયો. બીજે દિવસે યોગિરાજને ભિક્ષા કરવા નીકળ્યા જોઇ રાજાએ તેને આમંત્રણ કર્યું; અને તેનેજ પોતે બંધાવેલા ત્રિમૂર્તિ પ્રાસાદનો અધીકારી કરવામાં, એક રીતે નહિં તો બીજી રીતે પણ પોતાનો મનોભિલાષ પૂર્ણ કરવા માટે, દૂધપાક ને માંડાની રસોઈ તૈયાર કરાવી. પછી એક તામ્રપત્ર ઉપર "મ્હારા દેવાલયનો અધિકાર તમને અર્પણ કર્યોછે" એવી નોંધ કરી તે તામ્રપત્ર પેલા માડા (જાડી રોટલી) ના પડમાં છૂપાવી, તેના ભિક્ષાપાત્રમાં દૂધપાક સાથે અર્પણ કર્યું. તપસ્વિ આ કપટથી અણજાણ હતો તેથી ભિક્ષા ગ્રહણ કરી ત્યાંથી પાછો વળ્યો. ચાલતાં ચાલતાં શ્રી સરસ્વતિ તીરે આવી પોહોચ્યો, પણ તે નદીએ તપસ્વિને હમેશના નિયમ પ્રમાણે માર્ગ આપ્યો નહિં, તેથી પોતે ચિન્તામગ્ન થઇ, સરસ્વતિએ નહિં માર્ગ આપવામાં પોતાનો શો દોષ છે તેનો વિચાર કરવા લાગ્યો. મન મન્થન કરતાં આખરે તેનું લક્ષ, મળેલી ભિક્ષા તપાસવા તરફ દોડયું તેથી તેને તપાસી જોતાં માંડાના પડમાં ગુપ્ત કરેલું તામ્રપત્ર એને માલમ પડયું. તે જોતાંજ તપસ્વી તો અતિ ક્રોધાયમાન થઈ મૂળરાજ ઉપર રાતો ને પીળો થવા લાગ્યો, એટલામાં અગમચેતિ મૂળરાજે ત્યાં હાજર થઈ અતિ વિનય પૂર્વક વચન વાપરી તેને શાંત પાડયો. પછી તપસ્વિ કન્થડીએ કહ્યું કે જમણે હસ્તે ગ્રહણ કરેલી ભિક્ષા મ્હારાથી વૃથા થતી નથી, તેમ દેહ સાર્થક કરવા અદ્યાપી સુધી અતિ કષ્ટ વેઠી કરેલાં તપમાં વિઘ્ન કરી હું નર્ક પામવા ઇચ્છતો .નથી, માટે સવળ માર્ગ એ છે કે મ્હારો શિષ્ય વૈજલદેવ નામે એક રાજવંશી તપસ્વીછે તે હે રાજન ! તમારા દેવાલયના અધિકારનું પાત્ર છે, માટે આ અધિકાર મ્હારી તરફથી તેમને અર્પણ કરી આપનું મનવાંછીત કાર્ય સિદ્ધ કરો. આ વચન માથે ચઢાવી રાજાએ ત્યાંથી પાછા ફરી વૈજલદેવની પાસે જઈ સર્વે બિનાથી વાકેફ કર્યો; ત્યારે તેણે કહ્યું કે હું મૂળ રાજવંશી

છતાં તત્ ગ્રહસ્થાશ્રમ સુખેયુક્ત નિર્વિઘ્ન બ્રહ્મચર્ય ભોગવુંછું ગ્રહસ્થાશ્રમ માટે દરરોજ મ્હારી સેવામાં ૩૨ વારાંગના, ૮ પળકેશર, ૪ પળ કસ્તુરી, ૧ પળ કપૂર આટલુંતો ન્હાવાની સામગ્રીમાં અને ઓઢવાને ૧ શ્વેત છત્ર એ વિગેરે સઘળું પૂર્ણ કરવાની અને તેને પેટે ગરાસ બાંધી આપવાની જો તમારી શ્રદ્ધા હોય તો તમારૂં મનો વાંછિત કામ હું માથે લઊં. આ માંગણી રાજાએ કબૂલ રાખીને તે તપસ્વિ ભૂપતિ વૈજલ્લદેવને પોતાના ત્રિપુરૂષ પ્રાસાદના અધિકારનો અભિષેક કર્યો. જે સ્થલે એને અભિષેક કર્યો તે સ્થળ આજ કાંકરોળ નામના ગામથી ઓળખાય છે.

વૈજલ્લદેવને ત્રિમૂર્તિ દેવાલયના પૂજારીનો અધિકાર મળ્યા પછી તેણે એ કામ એવી તો ભક્તિમય નિષ્ટાથી ચલાવવા માંડયું કે જગતમાં એજ એક અદ્ભૂત નિષ્કપટ બ્રહ્મચારી છે એવી તેની મોટી કીર્તિ થવા લાગી. આ પ્રકારની તેની કીર્તિ સાંભળવા ઊપર મૂળરાજની રૂપ ગર્વિતા પટરાણીને વિશ્વાસ બેઠો નહિં, તેથી તેણીએ એ બ્રહ્મચારીના નિષ્કપટ બ્રહ્મચર્યનું પારખુ જોવાનો નિશ્ચય કરી, એક દિવસ પોતે સોળે શણગાર સજી, પુષ્પ, ધૂપ દીપાદિ પૂજાપાથી ભરેલી સોનાની રત્ન જડિત થાળ હાથમાં લઈ, પૂર્ણિમાના ચંદ્રને લજ્જા પમાડતી ત્રિમૂર્તિ પ્રાસાદ તરફ ચાલી. પ્રથમ શિવપૂજન કરી પોતે વૈજલ્લદેવના એકાન્તાલયમાં ગઇ તો ત્યાં હાંડી ઝુમ્મરાદિ દિપકનો ઝગઝગાટ થઈ રહ્યો છે, પુષ્પાત્તરાદિનો સુવાસ બ્હેકી રહ્યો છે, અને કર્ણને આનંદ પમાડનારા નાના પ્રકારના વાજિંત્રોમાંથી પોતાની મેળે મધુર સ્વર નિકળી રહ્યાછે, એવા રમણિય મહેલમાં રત્ન જડિત સૂવર્ણમય પલંગ ઉપર વૈજલ્લદેવ બ્રહ્મચારીને આનંદમાં બેઠેલા નિહાળી, તે રાજ્ઞિએ તેને છળવા માટે હાવ ભાવ કટાક્ષ સહિત નૃત્ય કરી કામાગ્નિ પ્રદિપ્ત કરનાર રાધાકૃષ્ણના સંભોગ શૃંગારની ગરબી ગાઇ પણ વૈજલ્લદેવને તેનો કંઈ પણ અસર થયો નહિં. આખરે વૈજલ્લદેવને પોતાનો કામાગ્નિ શાંતિ કરવા સ્પષ્ટ રીતે જાહેર કર્યું; પણ એ બ્રહ્મચારીએ તે પણ ન સ્વિકારતાં, ઉલટું તિરસ્કારથી તે રાજ્ઞિના રૂપાભિમાનને તુચ્છ થૂંક રૂપ ગણી. પોતે ચાવતા તાંબુલના રસની પિચકારી તેના અંગ ઉપર મારી, તેથી રાણીના શરીર ઉપર જે જે ઠેકાણે પાનની પિચકારીના છાંટા ઉડયા તે સઘળી જગ્યાએ કોડ થયા. આ જોઇ તે રાજ્ઞી અત્યંત ખેદ

પામી પશ્ચાત્તાપ કરી પુનઃકોડ રહિત થવા માટે અત્યાગ્રહ પૂર્વક તેની વિનતી કરવા લાગી. ત્યારે વૈજલ્લદેવે કહ્યું કે અહર્નિશ મ્હારા ન્હાવણનું ત્યાગ કરેલું પાણી શરીરે મર્દન કરવાથી તું પાપમુકત થઈશ અને ત્હારો કોડ પણ જતો રહેશે. આ વચન સાંભળી રાણી પોતાના મ્હેલમાં ગઈ અને નિરંતર તે પાણીનું મર્દન કરવાથી થોડે કાળે કોડ મુકત થઇ. પણ એજ રોગ મૂળરાજને થવાનું જાણવા યોગ્ય કારણ નિચે પ્રમાણે છે.

પૂર્વે પરમાર રાજાના વંશમાં કીર્તિરાજ નામે દેશાધિપતિની કામલતા નામે પુત્રી હતી. તે બાલ્યાવસ્થામાં સખી સહવર્તમાન એક દિવસ સંધ્યા કાળને સમયે કોઈ પ્રાસાદમાં બાળ રમત રમતી હતી. રમતાં રમતાં તે- માંની એક સખી તે દેવાલયના રંગમંડપમાં આવેલા એક સ્થંભને વળ- ગી બોલી કે આ (સ્થંભ) મ્હારો ધણી; તેમજ દરેક સખી એક એક સ્થંભને વળગીને તેને પોત પોતાનો ધણી કરી કહેવા લાગી. પણ કામલતા જરા ઉભી રહી દમ ખાતી હતી તેને પેલી સખીઓએ પૂછયું કે અલી હવે ત્હારો વર કિયો તે બતાવ! કામલતાએ આમતેમ દ્રષ્ટી ફેંકી તો સંધ્યા કાળના અંધકારને લીધે, એક સ્થંભને અઢેલી બેઠેલા ફુલડા નામ- ના એક ગોવાળીયાને ન જોઇ શકવાથી, રમતના ઉમંગમાં આવેલી કા- મલતા એકદમ તેને વળગી પડી બોલી કે આ મ્હારો વર. એટલામાં પેલો ગોવાળિયો હાલી ઉઠયો તેને નજરમાં ઘાલી, ચાલતી રમતની સમા- પ્તિ કરી સર્વે સખીઓ પોતપોતાને ઘેર વેરાઇ ગઈઓ.

પછી વર્ષાન્તરે એ કામલતાને પરણવાની વખત આવવાથી એના મા બાપે સુરૂ, કાન્તિવાળા અને કુલ દિપક વરો શોધી કાઢી તેની પ્રસન્નતા વાસ્તે બતાવવા માંડ્યા. પણ કામલતાએ તેમાંથી કોઈનો પણ સ્વિકાર ન ક- ર્યો ને પોતાના મનમાં ઘોળાયાં કરતો વિચાર બ્હાર પાડવાની આ સારી તક જોઇ, તે બોલી ઉઠી, કે હે પૂજ્ય માત પિતા! મ્હારો મન કલ્પિત પણ દ્રઢ નિશ્ચય સાંભળી મ્હારા ઉપર કોપાયમાન થશો માં. એક સમે બાળ ક્રીડા કરતી વખતે એક ફુલડા નામના ગોવાળિયાને અગર જો બાલ્યા- વસ્થામાં "મ્હારો વર" એમ ત્હેને મ્હારાથી કહેવાઈ ગયું તોપણ મેં ત્હેને મ્હારા મનથી મ્હારા પતિ તરીકે માની લીધો છે. માટે હવે એ શિ- વાયના અન્ય પુરુષો મ્હારે ભાઇ બાપ સમાન છે. આ પ્રમાણે તડને ફડ

કરતા કામલતાના મુખથી ખરતા શબ્દો સાંભળ તેના માત પિતા વાચા બંધ થયાં એને અન્તે એ ગોવાળિયાને વરવામાં પોતાની પુત્રીનો અત્યાગ્રહ જોઈ નિરૂપાય થયેલાં મા બાપે તે ગોવાળિયાને બોલાવી તેની સાથે તેને પરણાવી.

એ કામલતાને એક પુત્ર થયો જેનું નામ તેણે "લાખો" પાડયું હતું. એ લાખો આજ "લાખો ફુલણીઓ" એ નામથી ઓળખાયછે. કાળાન્તરે તે કચ્છ દેશનો મ્હોટો વિખ્યાત રાજા થયો. એ રાજા યશોરાજ દેવનો પૂર્ણ ભકત હોવાથી તેના વરદાનના બળે કરી એકાએક કોઈથી ન જીતાય એવો મ્હા સમર્થ રાજા થયો. એ રાજાએ ૧૧ વખત મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડી પાછું હઠાવ્યું હતું. એ દ્વેષથી લાગ જોઇ, એક વખતે એ લાખાને કપિલકોટી નામના કિલ્લામાં એશઆરામ કરવામાં પડેલોજોઈ મૂળરાજે તેના ઉપર ઓચિન્તો હૂમલો કરી તેને ઘેરી લીધો. લાખો શત્રૂના હાથમાં એવા વખતમાં સપડાયો, કે આ વખતે તેનો માહેચ નામનો શૂરવીર મ્હાન યોદ્ધા, જેને એણે બીજા મુલક ઉપર લશ્કર આપી જીતવા મોકલ્યો હતો તે પણ પાછો આવ્યો ન્હોતો. માહેચ લાખાનો જમણો હાથ હોવાથી તેનું સ્મરણ કરવા લાગ્યો કે જો આ વખતે માહેચ હોય તો મૂળરાજના સૈન્યની જોત જોતામાં ચટણી કરી નાંખે. આ વાત મૂળરાજના જાણવામાં આવવાથી તેણે એ માહેચને આવવાના સઘળા માર્ગો પોતાના લશ્કરથી બંધ કર્યા. એ અરસામાં માહેચ પોતાનું કાર્ય સિદ્ધ કરી ઘસ્યો ચાલ્યો આવતો હતો, પણ માર્ગમાં મૂળરાજના માણસોએ તેને અટકાવી કહ્યું, કે જો તમારે તમારા રાજને મળવાની ઘણી જરૂર હોય, તો તમારાં શસ્ત્રો આ સ્થળે મૂકી છડે દોપટ્ટે જાઓ. પોતાનો રાજા સંકટમાં સપડાયલો જાણી, ગમે તેમ પણ તેને મળી, તેનું હિત કરવાના હેતૂએ આ મ્હા બુદ્ધિવાન માહેચે આ વખત તેના વચન રૂપ ઝેરનો પ્યાલો પી જઇ, પોતાનાં શસ્ત્ર ત્યાંજ મૂકી, ખાલી હાથ હલાવતો પોતાના રાજા પાસે આવ્યો. બેઉ રાજાનું દ્વંદ યુદ્ધ ચાલી રહેલું જોઈ પ્રથમ તેણે પોતાના રાજાને નમસ્કાર કર્યો. પછી તેને શૌર્ય ચઢાવનારાં વાકયો (પૃ૦ ૪૬ જુ૦) કહ્યાં તેનો અર્થ નિચે પ્રમાણે છે:—

ભાવાર્થ:—"ગુપ્ત ન રહેતા સૂર્યના પ્રકાશની પેઠે બારણે છતાં થઈ

શત્રુરૂપી અંધારૂ પાછું ન હઠાવ્યું તો, લાખા નામને નિકૃષ્ટપણાનો[1] મ્હોટો બટ્ટો લાગે; માટે શત્રૂને તો મારેથીજ છૂટકો છે. પોતાના પુરમાં પધારવાને પ્રતિજ્ઞા કરેલા ગણત્રીમાં આઠ કે દસ દિવસજ બાકી રહ્યા છે." એ વગેરે અનેક પ્રકારના સૌર્ય ગર્ભિત વાકયો કહી "યા હોમ" કરી શત્રૂ ઉપર તૂટી પડવા ઘણો ઉશ્કેર્યો, તેથી તેણે ત્રણ દિવસ સુધી તો મૂળરાજ સાથે ભારે દ્વંદયુદ્ધ મચાવ્યું, પણ ચોથે દિવસે "હવે મ્હારાથી મૂળરાજ જીતાશે નહિં" એવા વિચારમાં પોતે પડયો. કારણ કે મૂળરાજ સોમેશ્વર મ્હાદેવનો કટ્ટો ઉપાસક હોવાથી તેના શરીરમાં રૂદ્રકળાનો[2] આવેશ થયો હતો. આ કારણથી આખરે મૂળરાજે લાખાને મારી નાખ્યો. આટલાથી સંતોષ નહિં પામતાં, મૃત્યુ પામી રણસંગ્રામ ભૂમિ ઉપર પડેલા લાખાની ડાઢી મૂછો પવનથી હાલતી જોઇ,તેને ડબાવવા માટે અપમાન પૂર્વક પોતાના પગથી સ્પર્શ કર્યો. આવું તેનું અધમ કાર્ય જોઇ, કિલ્લામાં રહિ નિહાળતી લાખાની જનેતાએ મૂળરાજને શ્રાપ દીધો કે તૂં અને ત્હારો વંશ લૂતી રોગથી નાશ પામો.

આ યુદ્ધને લગતા કવિના અલંકાર ગર્ભિત શ્લોક (પૃ૦ ૪૭ જુ૦) નો ભાવાર્થ નિચે પ્રમાણે છે.

અર્થઃ—૧. જેમ અગ્નિકુંડમાં લક્ષ હોમ કરવાથી મેઘજળની ધારા છૂટેછે, તેમ મૂળરાજે પોતાના પ્રતાપ રૂપી મ્હાઅગ્નિમાં લક્ષ હોમને ઠેકાણે લાખાની આહુતિ આપી, તેથી તેની ઘણી સ્ત્રીઓના નેત્રમાંથી અશ્રુધારાઓ ચાલવા લાગી.

૨. જેમ માછી સમૂદ્રમાં પડી પોતાની લાંબી જાળમાં મચ્છ કચ્છ વગેરે લાખો જીવોને હણી પાછો આવતાં તેનો જેવો દેખાવ માલમ પડેછે તેવો દેખાવ, કચ્છપતિ લાખાને મારી, સંગ્રામ રૂપી સમૂદ્રથી છૂટા પડતા, મૂળરાજનો હતો.

આ પ્રકારે લાખાની ઉત્પત્તિ તથા વિનાશની સમાપ્તિ થઈ.

વળી મૂળરાજની બીજા કવિઓએ અલંકાર યુક્ત કરેલી સ્તુતિનો અર્થ નિચે પ્રમાણે છે.

---

૧. અધમ, નીચ.

૨. સંહાર કરતા શિવ.

૧ "પૃથ્વિ ઉપર દાન રૂપી લતાનો જન્મ મ્હા સામર્થ્યવાનને જીતનાર"
"બળીરાજાથી થયો; દધિચિ ઋષિના દાનથી એ લતાનું મૂળ બંધાયું;"
"રામના રાયજમાં તે લતાને નવા અંકૂર ફુટયા; કર્ણ રાજાના વખત"
"માં તે લતાને કળીયો પ્રાપ્ત થઇ; સાહસાંક રાજાના વખતમાં તેને"
"પુષ્પ આવ્યાં; એમ છતાં પણ એ દાન રૂપી લતા અદ્યાપિ સુધી"
"નિષ્ફળ હતી, પણ હે મૂળરાજન્ ! ત્હારા દાનથી તો એ લતાને"
"મૂળથી તે ટોચ સુધી સ્વાંગે ફળ પ્રાપ્ત થયાં". અર્થાત્—મૂળરાજ
ના જેવો દાનેશ્રિ કોઇ થયો નથી.

૨ "જેમ કોઇ પ્રેમી પુત્ર પોતાના પોષણ કરનારનું મરણ થયા પછી"
"તેની પાછળ સ્નાન કરી, હાથમાં દર્ભ લઇ જળના ખોબલા ભરી"
"તર્પણ કરી પિંડ ક્રિયા કરે છે, તેમ હે મૂળરાજન્ ! ત્હારા શત્રૂના"
"પ્રાસાદ (મ્હોટી મ્હોટી ઇમારતો) પોતાના ગત થયલા ધણી "લા-"
"ખાની" પાછળ પિંડ ક્રિયા કરવા વાસ્તે વર્ષા ઋતુમાં મેઘ જળ-"
"થી સારી પેઠે સર્વાંગે સ્નાન કરેછે, પોતામાં પ્રગટ થયેલી (ઉગેલી)"
"દૂર્વારૂપી દર્ભ ગ્રહણ કરી પરનાળોમાંથી પડતા જળના પ્રવાહરૂપી"
"ખોબલા ભરી જાણે, તર્પણ કરેછે, અને આજુ બાજુથી તૂટિ પ-"
"ડતી મોટી મોટી ભેખડોરૂપી મહોટા ગોળ મટોળ પિંડ પ્રદાન કરી"
"જાણે શ્રાદ્ધ ક્રિયા કરતા હોય એવો દેખાવ આપે છે."

અર્થાત્—હે મૂલરાજન્ ! તેં ત્હારા શત્રૂના વંશનો એવો નાશ કર્યો કે તેની પાછળ પિંડ દાન આપે એવો કોઈ બાકી રહ્યો નહિં.

એ પ્રમાણે મૂળરાજે ૫૫ વર્ષ સુધી નિષ્કન્ટક રાજ્ય કર્યું. એક દિવસ સંધ્યાકાળની આર્તિનો વિધિ સમાપ્ત થયા પછી રાજાએ પ્રસાદીરૂપ પોતાના મુખવાસનું તાંબૂલ એક વંઠ નામના પોતાના સેવકને આપ્યું. તે તેણે બે હાથે સન્માન પૂર્વક ગ્રહણ કરી જોયું તો તેમાં ઝીણા ઝીણા ક્રમિ પડેલા તેની દૃષ્ટે પડયા. આ વાત તેણે રાજાને નિવેદન કરી તે સાંભળતાંજ રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેણે સંન્યસ્ત દિક્ષાગ્રહણ કરી. પછી પ્રથમ તેણે પોતાના જમણા પગના અંગુઠામાં અગ્નિપ્રદિપ્ત કરી હસ્તિ વગેરેના મ્હોટાં મ્હોટાં દાન આઠ દિવસ પર્યંત આપ્યાં. એને લગતા વર્ણનના કવિના કરેલા શ્લોક (પૃ. ૪૮ જુ.) નો અર્થ નીચે પ્રમાણે છે.

અર્થઃ—"જેમ કોઈ પુરૂષ પોતાના કરતાં અધિક પ્રતાપિ પુરૂષથી જી-"
"તાયલો હોય ને તે જેમ ફગફગ ઉડતા કેશ સહિત પોતાનું"
"માથું નીચું નમાવી ચરણમાં મુકી ઘણા વિનયથી તે અ-"
"ધિક પ્રતાપિ સ્વામિની પ્રાર્થના કરે, તેમ ઊંચા જતા ધૂમાડા"
"રૂપી જેના કેશ છે ને જે મૂળરાજના પ્રતાપથી જીતાઇ જ-"
"ઈને તેના જમણા પગના અંગુઠામાં વળગી પડેલો છે એવા"
"અગ્નિની પીડાસહન કરતો વિનય કરવા યોગ્ય તે મૂળરાજ"
"સૂર્યમંડળને પણ ભેદીને આગળ ચાલ્યો, તો અન્યપ્રતાપિ"
"પુરૂષના પ્રતાપનો એ પરાભવ કરે તેમાં શી નવાઈ?"

ઈત્યાદિ સ્તુતિથી સ્તવન કરેલો મૂળરાજ સ્વર્ગવાસી થયો.

એના પછી સંવત ૧૦૫૩ માં શ્રાવણ શુદિ ૧૧ ને શુક્રવાર પુષ્પ નક્ષત્ર ને વૃષભ લગ્નમાં ચામુંડ નામે રાજા ગાદીએ બેઠો. તેણે શ્રીપત્તનમાં ચન્દનાથ અને ચાચિણેશ્વર દેવનો પ્રાસાદ કરાવ્યો. એ રાજા ૧૩ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

પછી સંવત ૧૦૬૬ માં વલ્લભરાજદેવ ગાદીએ બેઠો. એ રાજાએ માળવા ઉપર ચઢાઇ કરીને ધારા નગરીનો કોટ ઘેરી લીધો, પણ તેવામાં અકસ્માત શિલિનો રોગ ઉત્પન્ન થવાથી તે મરણ પામ્યો. એ રાજાએ ૫ માસ ને ૨૯ દિવસ રાજ્ય કર્યું. એ રાજાને બીરૂદાવળી (નેકી)નો પોકાર "રાજદમનશંકર" તથા "જગઝંપણ" એ બે પ્રકારે કરવામાં આવતો હતો.

એના પછી એજ વર્ષમાં એટલે સંવત ૧૦૬૬ માં એનો ભાઈ દુર્લભરાજ ગાદીએ બેઠો. એણે પ્રથમ પોતાના ભાઈ વલ્લભરાજના શ્રેય માટે મદનશંકર નામનો પ્રાસાદ કરાવ્યો. પછી શ્રીપત્તનમાં સપ્ત માળનો ધવળગૃહ જેમાં દાનશાળા, હસ્તિશાળા તથા ઘટિકા ગૃહ છે તે, તથા દુર્લભ સરોવર નામનું તળાવ બંધાવ્યું. એ રાજા ૧૧ વર્ષ ને ૬ માસ રાજ્ય કરી, પોતાના ભાઇના પુત્ર[1] ભીમને રાજ્યાભિષેક કરી પોતે તીર્થ નિવાસ કરવાની ઇચ્છાએ કાશિ તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં માળવ દેશ આવ્યો. ત્યાંના રાજા મુંજરાજે તેને અટકાવી કહ્યું કે આ મ્હારી હદ છે

---

૧ બીજી પરતમાં પોતાનો પુત્ર ભીમછે.

માટે આ તમે ધારણ કરેલાં છત્ર ચમ્મર વગેરે રાજ ચિન્હો અત્રે છોડો અને કાપડીનો વેશ લઇ એટલે ભગવા લુગડાં પેહેરી અહિયાંથી પરવરો; અગર તેમ કરવાની ઇચ્છા નહિં હોય તો તમો રાજ ચિન્હ ધારણ કરો છો માટે મ્હારી સાથે યુદ્ધ કરો. આ સાંભળી રાજા વિચારમાં સ્થિર થયો. પોતાના ધારેલાં ધર્મ કાર્યમાં અન્તરાય આવી પડયો, એમ દુર્લભ-રાજના મનમાં વિચાર ઉત્પન્ન થવાથી, સઘળી હકીકત ભીમરાજને નિવેદન કરાવી પોતે વખત વિચારી જઈ મુંજરાજના કહેવા પ્રમાણે કાપડીનો વેશ ધારણ કરી કાશિ ક્ષેત્રમાં જઈ પરલોક સાધ્યો.

ઉપલા બનાવથી માળવા અને ગુજરાતના રાજા વચ્ચે શત્રુતાનું બીજ રોપાયું.

આ પ્રસંગમાં ઉપર ગવાઈ ગયલા માળવાના તિલાટ રાજા મુંજ-નું ચરિત્ર નિચે પ્રમાણે છે.

---

# मुंजराज प्रबन्ध.

પૂર્વે માળવામાં પરમાર વંશનો સિંહદન્ત (સિંહભટ શ્રીહર્ષ) નામે રાજા હતો. એ રાજા વૃદ્ધાવસ્થાને પામ્યો તોપણ એને કંઈ પુત્ર પ્રાપ્તિ ન થવાથી એનું રાજ્ય એના પિત્રાઇઓ લેવાને ટમટમી રહ્યા હતા પણ બનતા સુધી પોતાનું રાજ્ય તેમના હાથમાં નહિં જવા દેવાના વિચારથી એ વિશેની કાંઇ પણ ગોઠવણ કરવા સારૂ પોતાના વિશ્વાસુ પ્રધાનો સાથે મસલત કરી, આખરે એવો વિચાર કર્યો કે હાલ નગરમાં એવી વાતની ચર્ચા ચલાવવી કે રાણીને ગર્ભ રહ્યો છે. પછી એટલામાં જો કોઈનું તરતનું જન્મેલું ભાગ્યશાળી બાળક મળી આવશે તો તો ઠીકજ છે નહિં તો પછી પડશે તેવા દેવાશે. આ પ્રકારનો ઠરાવ અમલમાં લાવી તે વિશે રાણીને વાકેફ કરી નગરમાં વાત ચર્ચાવી.

દૈવ યોગે બનાવ એવો બન્યો કે સિંહદન્ત રાજા એક સમયે રાજ્યપાટિકામાં ફરતો ફરતો કોઇ વનમાં જઈ ચડયો તો ત્યાં ઉગેલા શરવણ મધ્યે મુંજના ભોથામાં તરતનું જન્મેલું ખુબ સુરત બાળક કોઇ મુકી

ગયલુ તેના દિઠામાં આવવાથી, પોતાને પુત્ર પ્રાપ્તિની ઘણી અપેક્ષા હતી માટે અતિપ્રેમથી તેને ઉચકી લીધો. આજુ બાજુ જોયું પણ કોઇ તેનું વાલી વારસ નજરે ન પડવાથી, ઈશ્વરે આજ પુત્રની મને બક્ષિસ કરી એમ પોતાના મનમાં માની લઇ, તે પુત્ર રાણીને સ્વાધિન કર્યો તે તખતે વધામણીમાં નોબત પ્રમુખ વાજિંત્રોનો ધડધડાટ આખા નગરમાં કરાવી મેલ્યો જેથી સઘળા લોકોને ખબર થઈ કે રાણીને પુત્રનો પ્રસવ થયો. ને તેથી ઘેર ઘેર રાજપુત્રના જન્મોત્સવનો મ્હોટો સમારંભ થયો, અને પિતાએ એનું સાર્થક નામ મુંજ* પાડયું. આ સપગલાના પુત્રથી રાજાને બીજો સિંધલ (સિંધુલ) નામનો પુત્ર પ્રાપ્ત થયો, પણ તે બ્હાદુરીમાં કાંઇ મુંજથી ચઢે એવો ન્હોતો. મુંજ સિંધુલ કરતાં સકળ ગુણ રૂપમાં સમ્પન્ન હોવાથી રાજાનું મન પોતાની વૃદ્ધાવસ્થાએ મુંજને રાજ્યાભિષેક કરવા તરફ લોભાયું, તેથી રાજાએ એક દિવસ અવસર જોઈ મુંજના શયનગૃહમાં પ્રવેશ કર્યો, તે વખતે મુંજે પોતાની અર્ધાગનાને પડદામાં રાખી અતિ માન પૂર્વક રાજાનું સન્માન કર્યું. પછી મુંજ સાથે વાતપરથી વાત ચલાવતાં ચલાવતાં, આજુ બાજુ કોઇ ત્રાહિત માણસ દૃષ્ટે ન પડવાથી, રાજાએ તેની ઉત્પત્તિ વિષે અથથી તે ઇતી સુધી વૃતાંત કહી સંભળાવ્યું, તે સાંભળતાંજ મુંજરાજની આંખમાંથી અશ્રુધારાઓ ચાલવા લાગી. તે જોઈ રાજાએ તેને છાતી સરસો ચાંપી, દિલાસો આપી અન્તે કહ્યું કે ત્હારી અંતઃકરણ પૂર્વક ભક્તિથી સંતોષ પામી, મ્હારા ખરા પુત્રને રાજ્યાધિકાર ન આપતાં તને આપું છું, પણ એટલું કરજે કે તેની સાથે, પોતાના સગા ભાઇની માફક અતિ પ્રીતિ ભાવથી વર્તજે. ને ત્હારા કરતાં ન્હાનો હોવાથી તેને કદી દગો દેતો નહિં. આ વાત મુંજરાજે કબૂલ રાખી વિનય પૂર્વક નમસ્કાર કર્યો. પછી એ સિંહદન્ત રાજા મૂહૂર્ત્ત વખતે મુંજરાજને રાજ્યાભિષેક કરી મરણ પામ્યો.

હવે સિંહદન્ત અને મુંજ વચ્ચે થયેલી ગુહ્ય વાત મુંજની રાણીએ પડદામાં રહી સાંભળેલી તે ઉપરથી એ સ્ત્રી કેવા પેટનીછે, તે વિષેની પરિક્ષા કરવાના હેતુએ, એક દિવસ રાજા રાણી બેઉ નાના પ્રકારના હાસ્ય વિનોદથી મન રંજન કરતા હતા, તે સમયમાં મુંજરાજે તે રાણીના પિયેરીયા

* મુંજના ભોથાંમાંથી મળેલો માટે.

સંબંધી વાતનો ઉપાડ કરી તેમને મેણાં ટોણાંથી ભરેલા શબ્દો વાપર્યા. મુંજના શબ્દો બાણરૂપ થઈ પડવાથી મુંજની રાણીએ જવાબ દીધો કે હા, મ્હારા ભાઈ બાપ તો કલંકથી ભરેલા છે પણ તમો તમારી જાતનોજ વિચાર કરોની કે તમેજ ક્યાં સિંહદન્તના ખરા પુત્ર છો? એતો ન બોલ્યામાં નવ ગુણ.

આ ઉપરથી મુંજરાજે તેની તૂલના કરી વિચાર કર્યો કે સુજે તેવી ડાહાપણ ભરેલી સ્ત્રી હોય તોપણ તેના પેટમાં ગુહ્ય વાર્તા ટકી શકતીજ નથી એવું નીતિશાસ્ત્રનું વચન છે માટે હવે એ રાંડને જીવતી રાખવાથી મારી ગુહ્ય વાર્તાનો ફેલાવ થશે કારણ કે એ હલકા પેટની હોવાથી મ્હારી આગળ મ્હારી ગુહ્ય વાત પ્રગટ કરતાં એને આંચકો ન પડયો તો એની ખરી સખીઓ આગળ ખુલ્લી કરતાં એ શાની ડરે?! માટે એનોજ વધ કરવો એ શ્રેષ્ટ છે, એમ ધારી એકદમ ક્રોધમય થઇ પોતાની તરવારથી તેનું શિર છેદન કરી નાંખ્યું[૧].

પછી એ રાજાએ પોતાના પરાક્રમથી સ્વરાજ્યમાં ઘણો વધારો કર્યો, પણ પોતે કુસંગતિથી ઉન્માર્ગે ચાલ્યો અને રાજ્યનો સઘળો વહિવટ, સમસ્ત સજ્જનોમાં બુધ્યાદિબળમાં શ્રેષ્ટ એવા એક રૂદ્રાદિત્ય નામના પોતાના પ્રધાનને સોંપી સ્વચ્છંદે કાળ ગમન કરવા લાગ્યો.

એક દિવસ કાન્તિમાં બીજો કંદર્પ એવો મુંજરાજ પોતાના પાણીદાર અશ્વ ઉપર સ્વાર થઈ, નમતા પહોરના મંદ મંદ વાયુની લહેરમાં ને લહેરમાં, તેણે પોતાના રાજ્યથી બાર કોશ દૂર કોઈ માંડલિક રાજાના નગરમાં પ્રવેશ કર્યો તો ત્યાં કોઈ ધનાઢય પણ નીચ વર્ણની પુત્રી શોળે શણગાર સજી દેવાંગના સરખી શોભતી પોતાના મેહેલના ઝુલતા ઝરૂખામાં બેઠેલી, તેણે મુંજરાજને દૂરથી આવતો જોતાંજ, "આ કોઇ યુવાન મ્હારી તૃષ્ણા તૃપ્ત કરે તેવો નર છે." એમ તેના મનમાં આવવાથી, દાસીને તેને લઈ આવવાનો હુકમ કરી, પોતે ઝરૂખામાંથી મુખ બ્હાર કાઢી મુંજરાજ પ્રત્યે કટાક્ષ બાણ ફેંકતી ઉભી રહી. એટલામાં મુંજરાજની નજર પણ તેજ મ્હેલના ઝુલતા રવેશ ઉપર જવાથી તેમાં ઉભેલી ચંદ્રમુખીના કટાક્ષબાણથી બેભાન થઈ મૂર્છા પામતા મુંજને ઝટ પેલી દાસીએ ઝાલી

૧ ગુજરાતના ભીમરાજાની એ પુત્રી હતી.

લીધો શીતળવાયુથી ક્ષણમાત્રમાં મૂર્છા વળી દાસીએ તેને મેહેલ મધ્યે આવવાને વિનંતી કરી. પરદ્વાર પ્રવેશ કરવામાં રાજાને અચકાતો જોઇ ચંદ્રમુખીએ ઝરૂખામાં ઉભા રહી નેત્રદ્વારાએ પોતાનો સંકેત સમજાવ્યાથી મુંજરાજે પોતાના અશ્વને કોઈ ગંભીર વડવૃક્ષ નીચે બાંધી, તે મેહેલ મધ્યે પ્રવેશ કર્યો. પછી નાના પ્રકારના વૈભવ ભોગવ્યા બાદ વિખુટા પડતી વખતે ચંદ્રમુખીએ નેત્રાંશુ સહિત અતિ પ્રેમભાવ દર્શાવ્યો, તેમજ મુંજરાજ પણ તેને જોયા વિના સઘળું અંધારૂ દેખતો એવા પરસ્પરના સ્નેહ બંધથી કામાંધ થઇ દર રાત્રીએ પોતાની અતિ વેગવાળી ચિરિકલ્લા નામની સાંઢણી ઉપર બેશી ત્યાં જતો અને પ્રાતઃકાળમાં પોતાના મેહેલમાં પાછો આવતો. એમ કેટલાક દિવસ સુધી તો ચાલ્યું, પણ આખરે પાપનો ઘડો ફુટયા વિના રહ્યો નહીં. કોઈ પ્રકારે એ વાત એના ભાઈ સિંધુલના જાણવામાં આવવાથી તેણે એ વાત નગરમાં ચર્ચાવી મેલી; તે કારણાર્થે કલંક-મુક્ત થવાના હેતુએ, પોતાની આંખની પુતળી ચંદ્રમુખીને ત્યાં જવું મોકુફ રાખ્યાથી ચંદ્રમુખીએ, તેના ઉપર પત્ર મોકલી પુછાવ્યું કે તમે હમણાં કેટલાક દિવસ થયા આવતા નથી તેનું કારણ શું? તેના પ્રત્યુત્તરમાં મુંજરાજે એક દોધક છંદ (પૃ૦ ૫૬ જુ૦) લખી મોકલ્યો તેનો અર્થ નીચે પ્રમાણે છેઃ-

અર્થઃ—"મુંજરૂપ દોરડી તૂટી પડી તેનું કારણ શું તું દેખતી નથી? એવી તું ગમાર છે? આષાડનો મેઘ ગાજે એટલે પૃથ્વિ ચિકણા કાદવવાળી થયા વિના કેમ રહે?"[૧]

હવે સીન્ધલ મુંજથી ન્હાનો પણ તામસી મનોવૃત્તિવાળો હોવાથી, મુંજની મરજી વિરૂદ્ધ વર્તવામાં રાજાની આજ્ઞા ભંગ થાય છે, એવો જેના મનમાં ખ્યાલ આવતોજ નથી એવા, નઠોર સીન્ધલને તેની રીતભાત સુધારવાને મુંજે ઘણોએ સમજાવ્યો પણ તે મૂળ ઉપર લીપણ જેવું માલમ પડવાથી, હમેશનું દુઃખ ટાળવાને માટે મુંજરાજે તે નફ્ફરા સીન્ધલને આખરે દેશનિકાલ કર્યો અને પોતે સુખ શાન્તિમાં રાજ્ય કરે છે, પણ હવે સીન્ધલની શી ગતિ થઈ, તે નીચે પ્રમાણે છે.

---

૧ લોક નિંદારૂપી મેઘગર્જના=લોકમાં, હું ત્હારે ત્યાં આવું છું. તેમાં મ્હારી નિંદા થાય છે તેથી હાલમાં મેં મારૂ આવવું બંધ કીધું છે. એ વીશે શું તારા જાણવામાં કંઇજ આવ્યું નથી?

દેશનિકાલ થયેલો સીન્ધલ ગૂર્જર દેશમાં આવી, કાશહૃ નામના નગરની પાસે ન્હાના, ન્હાના ઝૂંપડાવાળું ગામ વસાવી ત્યાં કાળક્ષેપ કરવા લાગ્યો. એક વખતે આશ્વિન કૃષ્ણુપક્ષની ચતુર્દશિની રાત્રીએ, શિકાર કરવામાં મ્હોટું મહાત્મ્ય છે એમ પોતે સમજી, હાથમાં ધનુષ બાણ લઈ વગડામાં નિકળ્યો; તે ફરતો ફરતો, ચોર લોકને ફાંસી દેવાની ભારેવ ભૂમિ આગળ આવી જુવે છે, તો ચળકતા તારાના અલ્પ પ્રકાસથી, થોડે છેટે એક સુહર જેવા પશુનો આભાશ દીઠો; તેવોજ પોતે ઘૂંટણિયે પડી તે શિકાર કરવા સારૂ ધનુષ ઉપર બાણ ચઢાવ્યું. તેમાં એ એવો તો એકાગ્ર બની ગયો કે પોતાના ઘૂંટણ નીચે કોઇ ચોરનું શબ આવેલું તેનું જ્ઞાન સરખું પણ તે વખતે એના જાણવામાં આવ્યું નહિં, બનાવ એવો બન્યો કે તે શબમાં તે વનવાસી કોઈ ભૂતે પ્રવેશ કરી જરા શરીર હલાવી સંકેત કીધો પણ સીન્ધલનું ચિત્ત શિકારમાં એટલૂં તો લીન થયલું કે પોતાના ઘૂંટણ નીચે કોણ છે, અને તે શું કરે છે, તે વિષેની તપાસ કરવાનો પણ જેના મનમાં ખ્યાલ સરખો ઉત્પન્ન થતો નહોતો એવો વજ્ર-હૃદયિ સીન્ધલે તેણે, તે પ્રેતના સંકેતને લક્ષમાં ન લેતાં, શિકારની મોટી લહેરમાં ને લહેરમાં એક હાથે પોતાના ઘૂંટણ નીચે હાલતા શબને દબાવી, સચોટ ધનુષ બાણથી તે સુહરને માર્યો, કે તરતજ ત્યાંથી એકા છલંગે ઉડી શિકારને મુવેલો જોઇ તેના કાન પકડી ઘસડી લાવે છે એટલામાં તો, શબને ઉભું થઈ ખડખડ હાસ્ય કરતું તેણે જોયું. આ વખતે, સીન્ધલ, મનમાં કોઇ પણ પ્રકારની શંકા ન રાખતાં, તેના સન્મુખ જઇ ઉભો રહ્યો. તેને જોઈ શબ ખડખડ હસી બોલ્યું, "ખૂબ મ્હોટો શિકાર માર્યો." આ સાંભળી સીન્ધલ બોલ્યો "ત્હારા ધારેલા સંકેત પ્રમાણે સુહરનો સારો શિકાર થયો કે નહિ ?" આ પ્રમાણે સીન્ધલને હિમ્મત ગર્ભિત ભાષણ કરતો જોઈ તે છિદ્રાન્વેષી શબ બોલ્યું, "ધન્ય છે તને, ત્હારૂં ધૈર્ય ગર્ભિત સાહસિકપણું જોઈ હું ત્હારા ઉપર પ્રસન્ન છું, ત્હારી ઇચ્છા હોય તે વર માગી લે". સીન્ધલે જવાબ દીધો "મ્હારૂં બાણ પૃથ્વી ઉપર ન પડે એવો વર આપ;" તથાસ્તુ કહી ફરી બીજો વર માગવા માટે સીન્ધલને સૂચના કરવાથી તેણે કહ્યું

૧ ભય ઉપજાવે એવી

"એવો વર આપ કે આખા જગતની લક્ષ્મી મ્હારે સ્વાધીન થાય." આ પ્રમાણે વર માગવામાં પણ તેનું સાહસિકપણું જોઈ ચમત્કાર પામેલો પ્રેત બોલ્યો કે માળવાના મુંજરાજનો વિનાશ સમીપે આવ્યો છે, માટે નિશ્ચે હવે ત્હારે ત્યાંજ જવું; કારણ કે એ રાજ્ય ત્હારાજ વંશમાં પ્રાપ્ત થનાર છે. આ ઉપરથી સીન્ધલે માળવાના કોઇ પેટા ગામમાં જઈ નિવાસ તો કર્યો, પણ એ વાત મુંજના જાણવામાં આવવાથી તેણે ખાત્રીદાર છૂપા જાસૂસો મોકલી તેને પકડાવી મંગાવી તેની આંખો ફોડી કાષ્ટના પિંજરામાં કેટલાક દિવસ સુધી રાખી અન્તે તેને પોતાના રાજ્યમાં નજર કેદ રાખ્યો

પછી સીન્ધલને ભોજ નામનો પુત્ર પ્રાપ્ત થયો, તે એવો તો ચતુર નિકળ્યો કે થોડા વખતમાં તેણે રાજકીય શસ્ત્ર માત્રનુ જ્ઞાન મેળવ્યું એટલુંજ નહિં પણ ૩૬ પ્રકારના આયુદ્ધની શિક્ષા સંબંધીના ગ્રંથો ભણી, ૭૨ કળા રૂપી સમુદ્રનો પારગામી થયો તથા સમસ્ત સત્પુરૂષોના લક્ષણોથી ભરપૂર તે બાળક દિનપર દિન વૃદ્ધિ પામતો ગયો. એ ભોજનો જન્મ થયો તે વખતે કોઇ વિદ્વાન જોશીએ તેનું ભવિષ્ય કહી સંભળાવ્યું તે વિષેનો શ્લોક ( પૃ૦ ૫૭ જુ૦ ) તેનો ભાવાર્થ નીચે મુજબ છે.

અર્થઃ—" ૫૫ વર્ષ ૭ માસ ને ૩ દિવસ સુધી ગૌડ દેશ સહિત આખા દક્ષિણ દેશનું ભોજરાજા રાજ્ય ભોગવશે. "

ઉપર મુજબનું ભોજનું વૃત્તાંત મુંજરાજને શ્રવણ થતાંજ તેણે વિચાર કર્યો કે " જ્યારે ભોજને રાજ્ય ગાદી પ્રાપ્તથવાનો સંભવ છે ત્યારે તે મ્હારા પુત્રને કેમ મળે? માટે પ્રથમથીજ જો હું તેનું નિકંદન કરીશ તો મ્હારા પુત્રને રાજ્ય પ્રાપ્તિ થવામાં કંઈ ભય ભરેલું રહેશે નહિં ". આવા દુષ્ટ વિચારની મનમાં ભરપૂર અસર થવાથી મુંજરાજે મારાઓને બોલાવી હુકમ કર્યો કે, મધ્ય રાત્રીએ ભોજને વનમાં કોઈ ન જાણે એવી વિકટ જગ્યામાં લઇ જઇ મારી નાખવો. આ પ્રમાણે હુકમ કરી રાજાએ શયન ગૃહમાં પ્રવેશ કર્યો.

પછી રાજાના હુકમ પ્રમાણે મારાઓ મધ્ય રાત્રે ભોજને પકડીને અરણ્ય મધ્યે લઈ ગયા પણ તેના શરીરનું અનહદ માધુર્ય જોઇ તેના

ઉપર તરવાર ચલાવવામાં તે નિર્દય લોકોને પણ દયા ઉત્પન્ન થઇ. નીર-અપરાધી ભોજને મારી નાખવામાં મારાનો હાથ ઉપડતો નથી તેમ રાજા-ના હુકમનો લોપ થઇ શકતો પણ નથી તેથી હવે એને મારવો કે ન મા-રવો એ વીશેના વિચારમાં ને વિચારમાં પ્રભાતનો સમય થવા આવ્યો ત્યારે આખરે ન છૂટકે કહ્યું કે હે ભોજ! "હવે તું ત્હારા ઇષ્ટ દેવને યાદ કરી લે." આ સાંભળતાંજ ભોજનું લોહી ઉડી ગયું પણ મન સ્થિર રાખી એક શ્લોક લખી આપી કહ્યું કે આ શ્લોક મુંજરાજને હાથો હાથ આપજે. હવે ત્હારા રાજાની આજ્ઞા પ્રમાણે જે કરવું હોય તે સત્વર કરી લે.

પ્રથમથી દયા ઉત્પન્ન થયેલી તેથી અને વળી આ શ્લોકમાં કોણ જાણે શા પ્રકારનો અર્થ રહ્યો હશે અને તે વાંચવાથી રાજાનું બોલવું કેવા પ્રકારનુ થાય છે તે જાણી લીધા પછી ભોજનુ જેમ કરવું ઘટશે તેમ ક-રીશુ એમ વિચારી તેને ઘોર અરણ્યને વિષે કોઈ ન જાણે એવે અમુક ઠે-કાણે થોડો કાળ નિવાસ કરાવી તે મારાઓ ત્યાંથી પાછા ફરી મુંજરા-જના દરબારમાં આવ્યા અને ભોજનો આપેલા શ્લોક (પૃ૦ ૫૮ જુ૦) નો પત્ર તેને અર્પણ કર્યો તેનો અર્થ:—

સત્યુગના આભૂષણ રૂપ માન્ધાતા રાજા તે પણ આ પૃથ્વિને ભોગ-વી ચાલતા થયા; વળિ પૃથ્વિ ઉપર રાજ્ય કરનાર અને જેણે સમુદ્રમાં સેતુ બાંધી રાવણને મારયો એવા માહા સમર્થ શ્રી રામચંદ્રજી તેનું પણ નામ માત્ર અવશેષ રહ્યું, તેમજ વળી બીજા પણ યુધિષ્ટિર આદિ જે જે રા-જા આજ સુધીમાં પૃથ્વિ ઉપર રાજ્ય કરતા થઇ ગયા તે સઘળા રાજાઓ આજ પૃથ્વિને મ્હારી મ્હારી કરી ભોગવી ચાલતા થયા છે પણ આ પૃ-થ્વિ હજુ સુધી કોઇની સાથે ગઇ નથી, પણ હે મુંજ! ત્હારા કૃત્યો ઉ-પરથી હું એમ કલ્પના કરૂં છું કે પતિવ્રતા સ્ત્રીની માફક આ પૃથ્વિ તો ત્હારી સાથેજ સતી થૈને આવશે"!!!

ઉપર મુજબનો અર્થ ગર્ભિત શ્લોક વાંચતાંજ મુંજરાજ અતિ ખેદ-યુક્ત થઈ અશ્રુપાત કરતો બોલ્યો "બાળહત્યા કરનાર મારા જેવાને ધિક્કાર છે" ઇત્યાદિ વચનો વાપરી પોતાના આત્માની નિંદા કરવા લાગ્યો.

આ બનાવ જોતા ઉભેલા મારાઓના ચ્હેરા ઉપર કાંઇ દીલગીરીનો આભાસ ન માલમ પડવાથી રાજાના મનમાં શંકા ઉત્પન્ન થઇ તેથી તેની

પ્રત્યે મુંજરાજ બોલ્યો "આ શ્લોકથી મ્હારૂં હૃદય ભેદાય છે! એના વિના હવે મ્હારૂં જીવતર વૃથા છે. આ ક્ષણભંગુર દૂનિયામાં હવે મ્હારે મ્હોડું બતાવવું એમાં મને ધિક્કાર છે" હવે એ ભોજ ન મળે તો દેહ ત્યાગ કરવો એવાં વચનો રાજાના મુખથી નિકળતાં સાંભળીને મારા એ કહ્યું કે હે રાજન્! અંતઃકરણ પૂર્વક તેને મળવામાં તારી પ્રીતિ જોઈ, કહું છું કે હજુ તે આ પૃથ્વિ ઉપર હયાતછે. એમ કહી પોતાના મનનો સઘળો ખુલાસો કર્યો. તે સાંભળતાંજ રાજાએ અતિ પ્રસન્ન થઈ તેને અરણ્યમાંથી બોલાવી મંગાવી યુવરાજ પદવી આપી ને મારાઓને મ્હોટો શિરપાવ આપી વિદાય કર્યાં. હવે એ અરસામાં તૈલંગ દેશનો તૈલિપ નામે રાજા માળવા ઉપર છ વખત હુમલો કરવા આવેલો પણ મુંજરાજે તેને છએ વખત મારી પાછો હઠાવેલો તોપણ સાતમી વખત ભારે લશ્કર તૈયાર કરી માળવા ઉપર ચઢી આવ્યો. આ વખતે મુંજરાજનો પ્રધાન રૂદ્રાદિત્ય કોઈ પ્રકારે ઉત્પન્ન થયલા શરીરના રોગથી પીડાતો હતો તેણે રાજાને તેની સાથે લડાઈ કરવામાં નિષેધ કરી કહ્યું કે, કોઇ પણ યુક્તિ બજે તેને સમજાવીને પાછો વાળો. પણ એ વાત રાજાની નજરમાં ન આવવાથી બોલ્યો "એની સાથે લડાઇ કર્યા વિના સિદ્ધિજ નથી" રાજાનો એવો આગ્રહ જોઇ રૂદ્રાદિત્યે તેને કહ્યું, "ભલે ત્હારી મરજી છે તો યુદ્ધમાં લડ પણ ગોદાવરી નદીને પેલે પાર જતો નહિં" કારણ કે તે શૂરવીર ભૂમી છે તેથી તેનો જય થશે એમ તેને પ્રતિજ્ઞા આપી લડવાને મોકલ્યો. પણ પ્રથમ મેળવેલી જીતના અહંકારથી, રૂદ્રાદિત્યનું વચન લોપી ગોદાવરીને સામે કાંઠે લશ્કર સહિત પોતાનો પડાવ નાંખ્યો- આ વાત રૂદ્રાદિત્યના જાણવામાં આવવાથી તેણે મનમાં વિચાર કર્યો કે હવે જરૂર રાજાની હાર થશે ને આખરે એ અત્યંત દુઃખી થશે. આજ સુધી આપણા રાજ્યની યશ યુક્ત વૃદ્ધિ થતી જોયલી ને હવે વૃદ્ધાવસ્થામાં આખરની વખતે તેની પડતી દશા જોવી, ને મારા શિષ્ય મુંજને શત્રુના હાથમાં સપડાયલો દુઃખ પામતો જોવો તેના કરતાં બળી મરવું એ વધારે ઉત્તમ છે એમ ધારી ચિતા ખડકાવી પોતે રૂદ્રાદિત્ય જીવતો બળી મુઓ.

હવે તૈલિપે છળ બળ વાપરી મુંજરાજના લશ્કરમાં ભંગાણ પાડી મું

જરાજને પકડી મુંજની દોરીથી બાંધી કેદ કરી સિંહ માફક કાષ્ટના પીંજરામાં ઘાલી પોતાના નગરમાં લાવી કેટલાક દિવસ સુધી તેમજ કેદ રાખ્યો, પણ પાછળથી નજર કેદ કરી તેની સરભરા કરવામાં પોતાની બ્હેન મૃણાલવતીને રાખી. તે ઘણી રૂપવાન નેબાલ અવસ્થામાંથીજ વિધવા થવાથી અતિ કામાતુર થઈ જેમ અતિ ભુખી વાઘેણ સારા શિકારપર તલપ મારે તેમ મુંજની કંદર્પ જેવી કાન્તીથી ભરપુર યુવા અવસ્થા જોઇ તેના ઉપર અતિ આસક્ત થઇ હાવભાવ કટાક્ષથી થોડા કાળમાં સ્નેહની વૃદ્ધિ કરી આખરે પોતાની મોહજાળમાં મુંજને ફસાવી તેની અર્ધાગના તુલ્ય થઇ સેવામાં રહી. આથી મુંજ પણ એની સાથે એટલો બધો લપટાઈ ગયો કે પોતાનું સઘળું દુઃખ વીસરી ગયો.

એક વખત મુંજરાજ દરપણમાં પોતાનું પ્રતિબીંબ ખુરશીપર બેશી જુવે છે તેવામાં ગુપ્ત રીતે પાછળથી ઉભેલી મૃણાલવતીનું મુખ દરપણમાં રાજાના જોવામાં આવ્યું. મૃણાળવતીને પણ પોતાની મુખ મુદ્રા દર્પણમાં રાજા કરતાં રૂપમાં ઉતરતી માલમ પડવાથી તેના ચ્હેરા ઉપર ગ્લાની આવેલી તેવો ચ્હેરો રાજાના જોવામાં આવવાથી તેણે એક દોહરો કહી સંભળાવ્યો (પૃ૦ ૫૯. જુ૦)

અર્થ-મુંજ બોલ્યો હે મૃણાલવતી, ત્હારી યુવાવસ્થા ગઇ તેથી ઝુરાઈશ માં. "શર્કરાના સેંકડો કટકા થતાં તેની મીઠાશ કાંઇ ઓછી થતી નથી પણ તેના કરતાં સ્ત્રીના શરીરનું તો જેમ જેમ મર્દન થાય તેમ તેમ ઉલટી મીઠાશ વધતી જાય છે માટે "મર્દનં ગુણ વર્ધનં," એ વાત સાચી છે એમ કહી તેના મનનું સમાધાન કર્યું.

હવે માળવામાં રહેલા પ્રધાનોએ મુંજરાજને કેદખાનામાંથી મુક્ત કરવાના હેતુથી, તેના શયનગૃહ સુધી જમીનમાં ગુપ્ત રીતે સણુંગ ખોદાવી, મુંજનો મેળાપ કરી, પોતાની સાથે પોતાના દેશમાં નાશી આવવાની યુકતી બતાવી પણ આ સ્ત્રીના વિરહને ન સહન કરતો તેમ ભયથી તે વૃતાંત મૃણાલવતીને ન કહી શકતો મુંજરાજ અતિશે ચિંતામાં પડયો. રાજાને ચિંતાતુર થયલો તથા તે વિષે કાંઈ પણ ખુલાસો ન કરતો જોઇ તેની મૂઢ બુદ્ધીની પરીક્ષા કરવા માટે કોઇ પ્રસંગે લૂણ વીનાની તેમજ કોઇ વખતે

લુણ વધારે નાખી બેસ્વાદ રસોઈ કરી રાજાને જમાડવા માંડયો પણ તે વિષે મુંજ કાંઇ તેને ન કહેતાં મુંગે મોઢે ખાયા કરતો તે જોઈ મૃણાલવતીએ ધાર્યું કે એના પેટમાં કોઈ પણ પ્રકારનો ચોર પેઠોછે ખરો. પછી એક દિવસ ઘણો સ્નેહ દેખાડી આલિંગન કરી ચુંબન કરી તેના મનનો ભેદ ભાગવા માટે પોતે અતિ આગ્રહ પૂર્વક પ્રતિજ્ઞા આપી તેના મનની ખરી વાત સર્વે જાણવાને મધુર વચનથી વાતનો ઉપાડકરી પુછવા માંડયું તે વખતે મુંજરાજ પણ ઘણો વિદ્વાન હોવાથી "સ્ત્રીનો વિશ્વાસ ન કરવો" એમ સમજે છે તે છતાં પણ ભાવીભાવ બનવાકાળ છે માટે મુંજરાજની સઘળી સમજણ મૃણાલવતીના પ્રેમરસના પ્રવાહમાં ઘસડાઇ જવાથી સઘળી ગુહ્યવાર્તા કહી સંભળાવી કહ્યું કે આ સણુંગમાં થઇ મ્હારા સ્થાનમાં જવાનો મ્હારો વિચાર છે, પણ હે પ્રિયે ! ત્હારા વિના જવું મને ઝેર જેવું લાગેછે માટે તું પણ મારી સાથે આવવાને સત્વર તૈયાર થા. ત્યાં તને મ્હારી મ્હોટી પટરાણી કરી મ્હારી પ્રસન્નતાનું ફળ દેખાડીશ. આ વાત સાંભળી મૃણાલવતી બોલી "ઘણું સારૂ સ્વામીનાથ! હું પણ તમને લઇ કોઇ પ્રકારે ગચ્છન્તિ કરવાની કલ્પનામાં ઘુમતી હતી, આ યુક્તિ ઠીકછે. એક ક્ષણ માત્ર કૃપા કરી ઉભા રહો; હું સ્હેજમાં મ્હારા આભૂષણનો કરંડીયો લઇ આવુંછું;" એમ કહી ત્યાંથી મેહેલ મધ્યે જઇ તે કાત્યાયિની[1] મૃણાલવતીએ વિચાર કર્યો કે, કપટથી ત્યાં લઈ જઇ, મને વૃદ્ધ જાણી મ્હારો પરીત્યાગ કરી બીજી સ્ત્રી વિષે જરૂર આસકત થશે માટે હુંજ પ્રથમ મારા ભાઇને કહીને એનું અત્રેજ કાત્યાયન (વિનાશ) કરાવી નાખું, તો કેવું ? એમ ધારી તત્કાળ પોતાનો ભાઇ જે તૈલીપ રાજા તેની પાસે જઈ મુંજરાજનો ગમન સંકેત કહી સંભળાવ્યો; તે શ્રવણ થતાં રાજા તો મુંજ રાજ ઉપર રાતો ને પીળો થઇ ગયો ને તત્કાળ પોતાના સેવકો મોકલી પકડાવી મંગાવ્યો ને તેની વિડંબના કરવા માટે તેના હાથ પગમાં બેડીઓ નખાવી. એવો સખત હુકમ કર્યો કે આ કટ્ટા શત્રુ મુંજ પાસે આખા નગરમાં ઘેરઘેરથી ભીક્ષા મંગાવી તેજ એને ખવરાવ્યા પછી એકદમ શૂળીએ ચઢાવવો.

રાજાની આજ્ઞા પ્રમાણે તેના પરિજનો મુંજરાજને સાથે લઇ હાથમ

---

૧ પેટમાં પાપ રાખી મ્હોટે મીઠાશ વાપરી વિનાશ કરનારી

રામપાત્ર આપી ઘેર ઘેર ફેરવી તેની પાસે ભિક્ષા મંગાવતા તે વખતે કોઇક પાષાણ -હૃદયના માણસો તેનો તિરસ્કાર કરી શ્વાન તુલ્ય રામપાત્ર-માં ભિક્ષા નાખતા તે જોઈ મુંજરાજને અતિશે વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો તેથી બોલ્યો તે તથા મુંજની દશા જોઈ બીજાઓના બોલેલાં વચનો (સં. પૃ. ૬૧ થી ૬૩ જુ.) તેમનો અર્થ નીચે પ્રમાણેછે:–

૧ ગમે તેવા પુરૂષને ફસાવવાને માટે, ચિત્તને હર્ષ ઉત્પન્ન કરનાર વિ-ષય સંબંધી નાના પ્રકારની વાર્તાલાપ કરવામાં ઘણી ચતુર એવી સ્ત્રીઓના ઉપર જે પુરૂપ વિશ્વાસ રાખેછે તે નિશ્ચે હૈયામાં અતિશે સીઝેછે. મહાપશ્ચાત્તાપ પામેછે.

૨ અહો ! હું બાળપણુમાંજ બળી–ઝળી તૂટી-ફાટી કેમ ન મુવો ને રક્ષાનો ઢગલો કેમ ન થઇ ગયો ! ! આ મુંજ માંકડાની માફક દોરીએ બંધાયલો ચાલે છે.

૩ હાથી, રથ, ઘોડા તથા પાયદલ વગેરે મ્હારૂં સર્વે લશ્કર છે પણ અરેરે ! ! આ વખતે તેમાંનું કોઇ મને ખપ લાગતું નથી. પરિજન રહિત થયોછું. ( ઉંચે સ્વર્ગ પ્રત્યે જોઈ કહે છે ) હે રૂદ્રાદિત્ય ! તું આ વખતે મ્હને સહાય થઈ સ્વર્ગમાં ખેંચી લે.

જેને ફાટાં તૂટાં વસ્ત્ર પેહેરાવેલાંછે. તથા જેના હાથમાં છાશ પીવાને રામપાત્ર આપેલું છે. એવા મુંજ પાસે ( ઘેર ઘેર ભિક્ષા મંગાવતી વખતે કોઈ જગ્યાએથી છાશ માગતાં, તેની સ્થિતિ જોઈ, કોઈ સ્ત્રી તેને મજાક પૂર્વક હસવાથી મુંજે તેને કહ્યું ) કે:—

૪ ચોદસેંને છોત્તેર હાથી જેના લશ્કરમાં અગ્રેસર ચાલતા હતા એ-વો હું મુંજરાજ તે આજ દૈવયોગે આ દશાને પ્હોંચ્યોછું; તે મ્હારૂં સઘળું સૈન્ય છતાં આ વખતે મ્હને ખપ લાગતું નથી તો હે સ્ત્રી! તું શાના ઉપર ગર્વ રાખે છે ?

( કોઇ વિદ્વાન પણ સન્યાસપણાનો ગર્વ રાખનાર ભિક્ષા કર-તી વખતે કોઇ અતિ રૂપવાન સ્ત્રીના ઝપાટામાં આવ્યા પછી પશ્ચાતાપની શાંતિ માટે મુંજની દશા જોઈ તે બોલ્યો ) કે:—

૫ હે મનરૂપી માંકડા ! " મ્હને સ્ત્રીએ આ પ્રકારે *ખંડીત કર્યો " એમ તું ઉદ્વેગ ના કર. તું વિચાર કર કે, રામ, રાવણને મુંજાદિ મ્હોટા મ્હોટા કિયા પુરૂષોને સ્ત્રીએ ખંડીત નથી કર્યા ?

(કોઇ સ્ત્રી રેંટિયો ફેરવતી હતી તે રેંટિયાની ચીસ સાંભળી તેને કોઇ ફરતા શન્યાસીના ગુરૂ કહેછે) કેઃ—

૬ હે યંત્રક ! હે રેંટિયા ! " આ સ્ત્રી મ્હને ભમાવી ચક્રિએ ચઢાવે છે " એમ ધારી તું રડ માં. સ્ત્રીના કટાક્ષ માત્રથીજ ભલભલાઓની ત્હારા જેવી ભ્રમણદશા થાય છે તો તુંતો એના હાથમાં સપડાયલોછું એટલે તું એ દશાએ પ્હોંચે તેમાં શી નવાઇ?

(ભિક્ષા માગતા માગતા મુંજરાજ રાજ મેહેલ આગળ આવ્યા ત્યારે તેની ફજેતી જોતી ગવાક્ષમાં ઉભેલી મૃણાલવતીના મન વેધક સાભિપ્રાય કટાક્ષથી મુંજ તેની પ્રત્યે કહે છે) કેઃ—

૭ હે મૃણાલવતી ! માણસને દુઃખ પડયા પછી જેવી મતિ ઉત્પંન થાય છે તેવી મતિ જો પ્રથમથીજ ઉત્પંન થતી હોય તો કોઇ માણસ દુઃખ વેઠેજ નહીં.

(મુંજને આવી દશામાં જોઈ તેની ચેષ્ટા કરનાર કોઇ દ્રવ્યવાન પુરૂષના પુત્રને, કોઈ જ્ઞાની પુરૂષ શિક્ષણ પૂર્વક કહેછે) કેઃ—

૧૦ દ્રવ્યથી અંધમૂઢ થયેલા હે યુવાન ! આપત્તિમાં પડેલાને જોઈ તું હસે છે ? લક્ષ્મિ કોઇને ઘેર સ્થિર થઇ રહેતી નથી એમાં શું આશ્ચર્ય ? જળયંત્ર ચક્રમાં (કુવામાંથી પાણી કાઢવાની રેંટમાળ)માં ઘડિયાં ભરાય છે ને વળી ઠલવાય પણ છે તે શું તું નથી દેખતો? એજ પ્રમાણે કોઇક ધનવાન થાયછે તેજ કાળે કરી દરિદ્રિ પણ થાયછે. તેમાં ઉપહાસ્ય કરવું એ મુર્ખતાનું લક્ષણછે.

(ઘેર ઘેર ભિક્ષા મંગાવી રહ્યા પછી રાજાની આજ્ઞા પ્રમાણે તેના પરિજનો મુંજને શૂળીએ ચઢાવવાને લઇ ચાલ્યા તે વખતે આત્મા, અધો ગતિને ન પામવા માટે મુંજરાજ પોતાના મનને બોધ કરે છે) કેઃ—

૧૧. હે મન ! હવે શોચના કરવી મેલી દે. તું વિચાર કર કે સર્વ

---

* બ્રહ્મચર્ય વ્રત્ત તથા માનનો ભંગ.

દેવતાના ગુરૂ સાક્ષાત્ શંકર તેની અવસ્થા પણ દૈવ વાંકો થ-
વાથી વિપરિત જોવામાં આવે છે; જેનું મ્હાસમર્થપણુ છતાં પણ
તેના અલંકારમાં જુવો તો (માણુસને કમકમાટો ઉપજાવે એવી)
રૂંઢમાળા છે, ને તેના *પરિજનમાં જુવે તો વિશાર્ણ×અંગવાળો
ભૃંગી નામે સેવકછે, ને તેના ઘરની સમૃદ્ધિમાં જુવો તો એક વૃદ્ધ
નંદિકેશ્વર નામે પોઠિયો છે; માટે હે મન ! આપણુ કોણ માત્ર
જેને માથે દૈવ વાંકુ થઇ રહ્યું છે તેની આવી દુર્દશા થાય તેમાં
શીનવાઈ ?

વળી પોતાની જાતને કહી સંભળાવે છે કેઃ—

૧૨. સમુદ્રરૂપી તો જેની આજુ બાજુ ખાઇ છે એવો લંકારૂપી
ગઢ તે, તથા તેનો ધણી જે દસ માંથાવાળો રાવણ તે પણ દૈવ
કોપથી એકદમ નષ્ટ થઇ ગયા. તો હે મુંજ તું શાનો ખેદ કરેછે?

આ પ્રકારે મુંજને સંસ્કાર વિતાવ્યા પછી તેને શુળી આગળ લેઇ
જઈ રાજાના પરિજને કહ્યું "હે મુંજ ! દેહસાર્થક કરવાને હવે તું ત્હારા
ઇષ્ટદેવનું સ્મરણ કરી લે, તે વખતે મુંજ બોલ્યો કેઃ—

"મ્હારા મરવાથી મ્હારી લક્ષ્મી રૂપી પટરાણી તો ગોવિંદને ઘેરથી
આવી હતી માટે તેતો પાછી ત્યાંજ જશે, ને બીજી વીરલક્ષ્મી
(કીર્તિરૂપી માહારાણી) તે પણ મ્હારા મરણથી પાછી શૂરવીર
પુરૂષોને ઘેર જશે,પણ સરસ્વતિરૂપી સતિ સ્ત્રી તો, સહગમન કરી
મ્હારી સાથેજ સ્વર્ગમાં પણ આવશે" હવે મ્હારે બીજા કોનું સ્મ-
રણ કરવું ? માટે ત્હારે હવે જે કરવું હોય તે સત્વર કરી લે.

આખરે ધીરતાથી આવાં દીનપણ શૂરાવેશથી ભરેલાં વચન બોલ-
નાર મુંજરાજને શૂળીએ ચઢાવ્યો, તે વખતે લોકોમાં અને નગરમાં
હા-હાકાર વર્તિ રહ્યો તેમજ સ્થાવર જંગમમાં એટલી બધી ઉદાશી પેસી
ગઇ કે નદિના જળ થંભી ગયાં તો પશુપક્ષિ તથા મનુષ્યની શી વાત
કહેવી !

આ પ્રકારનો બનાવ જોઇ જૈનાચાર્યો નીચે પ્રમાણેના અર્થનાં બે
કાવ્યો બોલી પોતાના શિષ્યોના અંતરનું સમાધાન કરતા હતા.

---

* આ ઠેકાણે પરિવાર. × ભાગલા શરીરનો

૮. અહો શિષ્યો ! આ વિષમ કર્મની ગતિતો જુવો ! યશના સમૂહરૂપ હાથી વગેરે ઘણા સૈન્યનોપતિ અવંતી દેશનો રાજા જે સરસ્વતીને રહેવાનું ઘર ( મ્હા વિદ્વાન ) ઈત્યાદિ સર્વે ગુણથી કૃતાર્થ થયલો મુંજરાજ કે જેને કર્ણાટકદેશના રાજાએ બંધીખાને રાખીને પણ પોતાના મ્હોટા પ્રધાનજી પેઠે સેવના કરેલો તે છેવટે બેહાલ થઈ શૂળીથી મરણ પામ્યો માટે કર્મને શરમ નથી.

૯. દેવતાનો અધિપતિ ઇંદ્ર જેવો તો જેનો મિત્ર છે ને સાક્ષાત્ યજ્ઞ પુરૂપ શ્રીરામચંદ્રજીનો તો જે જનક કહેવાય છે એવા દશરથ રાજા તે પોતાના પુત્રના વિરહદુઃખથી શૈયામાં ને શૈયામાં વિલાપ કરતા મરણ પામ્યા એટલુંજ નહી પણ તેનું શબ તેની પ્રિયા કૈકૈની હઠથી દેદિપ્યમાન કરેલા તેલની કોઠીમાં સાચવી રાખ્યા પછી તેને અગ્નિ સંસ્કાર પણ ઘણે દિવસે થયો; એ શું થોડું આશ્ચર્ય છે? માટે હે શિષ્યો કર્મની ગતિ ઘણી વિષમ છે.

મુંજને ધૂળીથી ભૂંડો કરી તેને શૂળીએ ચઢાવ્યો તોપણ તૈલીપ રાજાએ હજુ તેનો કેડો મેલ્યો નહિં. મૃત્યુ પામેલા મુંજનું ડોકું કાપી લેવડાવી તેને પોતાના રાજ્યમેહેલના આંગણામાં શૂળીકા ઉપર લટકાવી તેના મુખને દધીલેપન કરી તૈલિપ રાજા પોતાના ક્રોધને શમાવતો હતો.

એ પ્રકારની મુંજની અવસ્થા માળવામાં તેના પ્રધાનોના જાણવામાં આવ્યાથી મુંજના ભત્રીજા ભોજને રાજ્યાભિષેક કરી રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો.

એ પ્રકારે વિક્રમ પ્રમુખ રાજાઓનું જેમાં વર્ણન છે એવો પ્રબન્ધ ચિન્તામણીનો પ્રથમ સર્ગ સમાપ્ત થયો.



# ભોજ તથા ભીમરાજાનો પ્રબન્ધ.

જે સમયે છેલ્લો પ્રખ્યાત ભોજ રાજા માળવદેશમાં રાજ્ય કરતો હતો તેજ અરસામાં ગુજરાતની રાજ્ય ગાદી ઉપર ચૌલુક્ય વંશનો ભીમ નામે રાજા હતો. ભોજ રાજાને હમેશાં એવો નિયમ હતો કે પાછલી થોડી રાત્રી બાકી રહે, ત્યારે શય્યામાંથી ઉઠી સાવધાન થઈ મનમાં એવું ચિંતન કરતો જે લક્ષ્મી તથા આયુષ સમુદ્રના તરંગની પેઠે ચંચલ છે. એવી રીતે અનિત્ય ભાવનાનો વિચાર કરી સ્નાનાદિક પ્રાતઃકાળનું કૃત્ય કર્યા પછી દાન આપવાના મંડપમાં દાન દેવા બેસતો હતો તથા યાચકોને ચાકરો પાસે બોલાવી સન્માન કરી તે જેવી રીતની યાચના કરે તેવીજ રીતે તેઓને સુવર્ણટંક (સોના મોહોરો વિગરે) આપી સંતોષ પમાડતો હતો. આવી રીતે હમેશાં યાચકો જેટલું દ્રવ્ય માગે એટલું આપે છે, તેથી લક્ષ્મીનો ભંડાર ખાલી થઈ જઇ રાજા ભીખ માગતો થઇ જશે એવો વિચાર ધારી રાજાના ઉદાર ગુણને દોષ રૂપી માની, રાજાને બીજી રીતે ઉપદેશ નહી લાગે એવું સમજી, તેના દોહક નામે પ્રધાને સભા મંડપમાં ભારોટીયા ઉપર ખડીથી મોહોટા અક્ષરોમાં એક શ્લોકનું પદ લખ્યું જે (**आपदर्थे धनं रक्षेत्**) આપત્તિ કાળને વાસ્તે ધન રાખી મુકવું. રાજા હમેશાંના નિયમ પ્રમાણે પ્રાતઃકાળમાં સભામાં આવી જુવે છે તો ભારોટીઆ ઉપર ખડીથી લખેલું પદ દીઠામાં આવ્યું, તે વાંચી લખનારનો અભિપ્રાય સમજી, સેવકોને પુંછયું જે આ પદ કોણે લખ્યુંછે? ત્યારે શેવકો અગર જો કે એ વાત જાણતા હતા તોપણ કાંઈએ જબાપ ન આપતાં પ્રધાનના ભયથી મૌન રહ્યા. ત્યારે રાજાએ પણ તે પદના જવાબમાં જોડે બીજુ પદ લખ્યું જે(**भाग्यभाजः क चापदः**) ભાગ્યશાળીને આપદા કયાંથી હોય, એટલે જયાં સુધી ભાગ્યનું બળ છે ત્યાં સુધી આપદા આવવાનીજ નથી.

બીજે દીવસે પ્રધાને રાજાનું લખેલું પદ વાંચી તેના જવાબમાં તેની જોડે પોતે ત્રીજુ પદ લખ્યું જે (**दैवं हि कुप्यते कपि**) કોઈ વખતે દૈવ કોપ થાય ત્યારે ધનની ખરી જરૂર પડે છે, એવું પ્રધાનનું પદ વાંચી

તેના જવાબમાં રાજાએ પણ તેનીજોડે વળી એવું પદ લખ્યું જે (**संचयोपि विनश्यति**) સંચય કરેલું પણ નાશ પામે છે, એટલે જ્યારે દૈવ કોપ થાય છે ત્યારે સંચય કરી સાચવી રાખેલું સર્વ ધન મૂળમાંથીજ નાશ પામે છે, માટે દાન આપવું એજ શ્રેષ્ટ છે. આવી રીતે રાજાનો અદભૂત ગુણ જોઈ નિરૂત્તર થયલો દોહક નામે પ્રધાને બે હાથ જોડી શીર નમાવી રાજા પાસે અભયદાન માગી એવી વિજ્ઞાપના કરી જે એ પદો મેં લખ્યાં છે માટે મારો અપરાધ ક્ષમાં કરો.

ત્યાર પછી ભોજ રાજાએ વિચાર કર્યો કે મારા મન રૂપી મદોન્મત્ત મોહોટા હાથીને વશ કરવામાં જ્ઞાન રૂપી અંકુશની ખરી જરૂર છે; એમ વિચારી દેશ દેશાંતરોથી મોહોટા મોહોટા પંડીતોને પોતાની દાન શકતી રૂપી દોરથી બાંધી લાવી જેમ તેમણે માગ્યું • તેમ તેમની આજીવિકાનો બંદોબસ્ત કરી પાંચસો પંડીતોનો સમાગમ કરી વિદ્યાનંદ સમુદ્રમાં અખંડ મગ્ન રહી વિદ્યાનું ઉત્તેજન કરતો હતો. તે સમે કોઈ પંડીતોના કરેલા આર્યાછંદમાં ચાર શ્લોક હતા, તેને અતિશે સ્નેહથી નિત્ય સ્મરણ કરવા વાસ્તે પોતાના હાથમાં ધારણ કરેલા વીરવલય (કંકણ) માં ઝીણા **અક્ષરથી** કોરાવી ધારણ કરતો હતો તે (પૃ૦ ૬૫ જુઓ)

• અર્થઃ ૧

સ્વભાવથીજ ચંચળ એવી આ સંપત્તિ જ્યાં સુધીછે ત્યાં સુધીજ સામાને ઉપકાર કરવાનો અવસર છે. જ્યારે ત્યારે પણ પ્રાણી માત્રને વિપત્તિનો નિશ્ચય ઉદય થાય છે ત્યારે સામાને ઉપકાર કરવાનો અવસર મળતો નથી, માટે ચાલતા ચલણમાં જેટલો ઉપકાર બની શકે તેટલો કરી લેવો.

૨. સંપૂર્ણ કળા સહિત હે પૂર્ણિમાના ચંદ્ર! તું ત્હારા કર (કિરણ) ના સમૂહના સામર્થ્યથી આ સઘળા જગતને ઉજવળ કર. અર્થાત્ હે રાજન્! તું ત્હારા હસ્તથી ઉપાર્જન કરેલી સમૃદ્ધિથી આ જગતનું દારિદ્રય રૂપી અંધકાર દૂર કરી ઉજવળ કર. કેમકે આ જગતમાં દૈવનો એવો સ્વભાવ છે કે કોઇને પણ ઘણાકાલ સુધી સારી સ્થિતમાં રહેવા દેતુંજ નથી એટલે કોઈથી દૈવનું

સારૂ દેખી ખમાતુંજ નથી. એ વાત પણ ખેદ યુકત છે ( એ પ્રમાણે અન્યોકિત ગર્ભિત આ ઉપદેશ છે)

૩. હે સરોવર! યાચક લોકોને જળથી નિરંતર ઉપકાર કરવાને આ તારે અવસર છે કેમકે હાલ મેઘ વૃષ્ટિથી ત્હારામાં જળ ટંકો ટંક ભરેલું છે માટે સુલભછે પણ તે વિપરીત કાળ વખતે બિંદુ માત્ર પણ આપવું દૂર્લભ થઈ પડશે.

અર્થાત—હે રાજન્! યાચક લોકોને દ્રવ્યાદિથી ઉપકાર કરવાનો આ-શુભ સમય છે. તે સમય ગયા પછી સરોવરની પેઠે તારાથી લેશ માત્ર પણ ઉપકાર થઈ શકવાનો નથી એવી રીતે અન્યોકિત ગર્ભિત આ ઉપદેશ છે)

૪. ચોમાસામાં નદિનું પૂર ઘણું ચડયું હોય ને તેનો વેગ પણ અતીશેં આકરો હોય તોપણ તે ઘણા દિવસ સુધી રહેતું નથી પણ તે આવી ગયાનું ચિન્હ તટ ઉપર રહેલાં મૂળમાંથી ઉખડી ઘણા કાળ સુધી પડી રહેલાં વૃક્ષોથી માલમ પડે છે. તેમ લ-ક્ષ્મિનું સુજે તેવું પૂર ચડયું હોય તે ઘણુ કાળ સુધી રહેતું ન-થી પણ તે આવી ગયાનું ચિન્હ તેનાથી સારાં અથવા નરસાં જગત પ્રસિદ્ધ કૃત્યોથી માલમ પડે છે.

વળી ભોજરાજાએ પોતાને નિત્ય સ્મરણ વાસ્તે પોતાની મેળે એ-ક શ્લોક કરી કંઠાભૂષણની પેઠે કંઠે રાખી ઇષ્ટમંતની પેઠે નિરંતર જપ-તો હતો (તે શ્લોક પૃ૦ ૬૬ જુ૦)

તેનો અર્થઃ—આપવાનું ધન યાચક લોકોને સૂર્ય આતથમ્યો નથી ત્યાર પેહેલાં જે આપ્યું તે ખરૂં હું જાણુતો નથી કે તે ધન સૂર્ય આથમ્યા પછી પ્રાતઃકાળે કોનું થશે (તેનો ધણી કોણ થશે)

માટે હે પ્રધાન! ત્હારા જેવા પ્રેતપ્રાય (પ્રેતની માફક ભક્ષણ કરના-રા) લોકના કહેવાથી મ્હારૂ દાન આપવાનું કર્મ હું કેમ ઓછું કરૂં? ઇ-ત્યાદિ શિખામણ દેતો તથા પ્રવર્ત્તાવતો રાજા એક દીવસ રાજપાટિકાર્થે ભ્રમણ કરી આવતાં નદિને કાંઠે આવ્યો ત્યારે ત્યાં, ભોજ રાજાની કીર્તિ સાંભળી પોતાની વિદ્વતા બતાવવા સારૂ કોઇ બ્રાહ્મણ પોતાની સ્ત્રી સહિ-ત આવી, નગર બાહાર ધર્મશાળામાં નિવાસ કરી, સ્ત્રીની પ્રેરણાથી કાષ્ટ-

નો ભારો લઇ આવી નદિ ઉતરીને આવતો હતો તેને દેખી ભોજ રાજાએ પુછ્યું કે,(**कियन्मात्रं जलं विप्र** ) હે બ્રાહ્મણ ! નદિમાં પાણી કેટલું છે?.(**ब्रा० जानुदघ्नं नराधिप** ) હે રાજન્! જાનુદઘ્ન* ઢીંચણ પ્રમાણે ) છે ( **रा० ईदृशी किमवस्था ते**) ત્હારી આ પ્રકારની દુર્દશા કેમ છે? (**ब्रा० न सर्वत्र भवादृशा**: સર્વ જગાએ તમારા જેવા એટલે દારિદ્રના શત્રૂ વસતા નથી.

બ્રાહ્મણનું આ પ્રકારનું વચન સાંભળી સંતુષ્ટ થયેલા રાજાએ જે દાન અપાવ્યું તે મંત્રીએ ધર્મ વહિકામાં એટલે ધર્માદા આપેલું લખવાના ચોપડામાં શ્લોક રૂપે લખ્યું ('તે પૃ૦ ૬૬ જુ૦ )

અર્થઃ—જાનુદઘ્ન શબ્દ બોલવાથી પ્રસન્ન થયેલા ભોજ રાજાએ ત્રણ લાખ.રોકડ ધન તથા દશ મદોન્મત્ત હાથી આપ્યા.

એક દિવસ મધ્ય રાત્રીએ નિદ્રા ઉડી જવાથી અકસ્માત જાગી ઉઠેલા ભોજ રાજાએ આકાશમાં સુંદર નવા ઉગેલા ચંદ્રની અતિશે નિર્મળ શોભા જોઇ પોતાના અંતરમાં ભરેલી વિદ્વત્તા રૂપી સમુદ્રનું ઉભરાઈ જવું તેની એક છાલક સમાન નિચે લખેલું શિખરિણી વૃતનું અર્ધ કાવ્ય બોલ્યોઃ—

**यदेतच्चन्द्रान्तर्जलदलवलीलां प्रकुरुते**
**तदाचष्टे लोकः शशक इति नो मां प्रति तथा॥**

અર્થઃ--જે આ સંપૂર્ણ ચંદ્ર મંડળની વચ્ચે મેઘના લેશ જેવી શોભાને ધારણ કરનાર લાંછન જણાય છે તેને લોક સસલું (હરણ) એમ કહે છે પણ એમ મને લાગતું નથી.

એમ વારંવાર અડધું કાવ્ય, સર્વ પ્રાણિ અતિશે જંપી જવાથી શબ્દ રહિત નિર્મળ વખતે અગાશીમાં ફરતાં ફરતાં બોલતો હતો તે વખતે એવો બનાવ બન્યો કે રાજાના મ્હેલમાં કોઈ મહાવિદ્વાન્ પણ ચોરી કરવા પેઠેલો તેને કવિતા શક્તિનું ઘણુ જોર ઉભરાયુ તે સહન ન થવાથી તે કાવ્યનુ ઉત્તરાર્દ્ધ (છેલ્લાં બે પદ) બોલી ઉઠયો કેઃ—

* દઘ્નટ્પ્રત્યય વિદ્વાનોની જાણમાં હોય છે તેથી એ પણ કોઇ સારો વિદ્વાન્ હોવો જોઈયે એમ રાજાને માલમ પડયું.

**अहं त्विदं मन्ये त्वदरिविरहाक्रान्ततरुणी—**
**कटाक्षोल्कापातव्रणशतकलङ्काङ्किततनुम् ॥१**

અર્થઃ- હું તો એમ માનુંછું કે તમારા શત્રુ રાજાઓનો વિરહ થવાથી વનમાં રઝળતી તેમની તરૂણીઓ ચંદ્રોદયથી વાગેલા કામબાણની વ્યથામાં વ્યાકુળ થવાથી તે સ્ત્રીઓના ચન્દ્ર મંડળ સામા ઉલ્કાપાત સરખા કટાક્ષ બાણના સેંકડો પ્રહાર થવાથી છિદ્રરૂપ કલંકવાળો એ ચંદ્ર થયોછે.

એમ બોલવાથી ચમત્કાર પામેલા રાજાએ તે ચોરને અંગરક્ષક પાસે પકડાવી એક ઓરડામાં પુરી મુકાવ્યો. પછી પ્રાતઃકાળમાં સભા કરી તે ચોરને બોલાવી જે શીરપાવ રાજાએ આપ્યો તે મંત્રીએ ધર્મ વહિકામાં કાવ્ય રૂપે લખ્યો તે. પૃ૦ ૬૭ જુ૦ તેનો

અર્થઃ—મૃત્યુના ભયને પણ ન ગણી રાજાના બોલેલા કાવ્યનું ઉત્તરાર્દ્ધ પુરૂં કરનાર ચોરને પ્રસન્ન થયલા રાજાએ દશ કરોડ સોના મોહોર તથા દાંતના અગ્ર ભાગથી પર્વત શિખરોને તોડવાને સમર્થ ને પોતાના મદરૂપી દાન આપવાથી ભ્રમર રૂપી યાચકો અતીશે હર્ષ પામી જેનું યશગાન કરે છે એવા આઠ ગજેન્દ્ર આપ્યા.

એક વખત એ વહી (આપેલા દાન લખવાનો ચોપડો) સાંભળી પોતાના અંતરમાં સર્વોપરિ દાની હું છું એમ અહંકારથી માનતો એક શ્લોક બોલ્યો તેનો

> અર્થઃ જે કામ બીજાથી થઈ શકતું નથી તેવું કામ મ્હે કરયું છે તથા જેવું દાન બીજા રાજાથી આપી શકાતું નથી તેવું દાન હું સહેજ આપુછું તથા જે કામ બીજાને અસાધ્ય છે તે કામ હું સહેજ કરૂછું તેથી હવે મારા ચિત્તમાં અપૂર્ણપણુ માની ખેદ કરવા યોગ્ય કોઇ વસ્તુ નથી. સર્વ વસ્તુથી, સર્વ ગુણથી, સર્વકળાથી સંપૂર્ણ હુંજ છું

એમ વારંવાર પોતાનાં વખાણ કરતા રાજાને જોઇ એક જુના પ્રધાને એનો ગર્વ ભાગવાને વિક્રમ રાજાની ધર્મવહિકા લાવી બતાવી તેમાં પ્રથમ લખેલુ એક કાવ્ય વાંચી જોયું (પૃ૮ ૬૮ જુ૦)

અર્થઃ-આઠ કરોડ સોનૈયા તથા મોતીની તુલાઓ* ૯૩ ને મદના સુગંધથી વારંવાર ઝંપાપાત કરતા ભ્રમરથી ક્રોધાયમાન થયલા ૫૦ પચાસ હાથી તથા દશ હજાર ઘોડા તથા કામ પ્રપંચોમાં ચતુર એવી સો વારાંગના એટલો દંડ પાંડુ દેશના રાજાએ વિક્રમ રાજા પાસે આણેલો તે સર્વ એક શ્લોકથી રાજી થએલા રાજાએ વેતાલ ભટ્ટને આપ્યો. કેટલાકને મતે એ શ્લોક સિદ્ધસેનના સંવાદમાં થયેલો બંદીજનોએ ગાન કરેલોછે તેનો અર્થ પ્રથમ પૃષ્ટ ૩૨ માં આવેલો છે.

એ પ્રકારની વિક્રમ રાજાની ઉદારતાદિ ગુણો જોઈ ભોજ રાજાનો સર્વ ગર્વ મૂળમાંથીજ નાશ પામ્યો. પછી એ ધર્મવહિકાની પૂજા કરી પાછી જે ભંડારમાં હતી ત્યાં સ્થાપન કરાવી.

એક સમે કાશ્મીરદેશથી ભોજ રાજાની કીર્તિ સાંભળી આવી દરવાજે ઉભેલું સરસ્વતી કુટુંબ[1] દ્વારપાલે રાજાની આજ્ઞાથી શીઘ્ર સભામાં પ્રવેશ કરાવેલુ દેખી એક મશકરો સેવક શ્લોક બોલ્યો પૃ૦ ૬૯ જુ૦)

અર્થઃ-બાપ વિદ્વાન્, બાપનો દીકરો પણ વિદ્વાન્, માજી વિદ્વાન્, માજીના દિકરાની વહુ પણ વિદ્વાન્ વળી એક આંખ્યે કાંણી બીચારી દાસી તે પણ વિદ્વાન્ માટે હે રાજન્! આ સરસ્વતી કુટુંબ છે એમ હું માનુંછું.

એ પ્રકારનું ઉપહાસ્ય વચન સાંભળી રાજાએ કાંઇક હસી તેમાં જેષ્ટ પુરૂષ સામું જોઇ એક સમસ્યા પદ કહ્યું.

**असारात्सारमुद्धरेत्** અર્થ-અસારમાંથી સાર કાડી લેવો. આ પ્રકારનું રાજાનું સમસ્યા પદ સાંભળી જયેષ્ટ પુરૂષ બોલ્યો.

**दानं वित्तादृतं वाचः कीर्त्तिधर्मौ तथायुषः ।**
**परोपकरणं कायादसारात्सारमुद्धरेत् ॥१**

અર્થ-અસાર રૂપ ધનથી દાન રૂપ સાર ઉપાર્જન કરી લેવો એમજ વાણીથી સત્યપણુ તથા આયુષથી કીર્તિ તથા ધર્મ એમજ અસાર એવા શરીરથી પરોપકાર રૂપી સાર કાડી લેવો.

---

* ત્રાજવામાં પુરૂષને બેસારી તેના બરોબર જોખીને આપવું તે.

૧ ધારા નગરમાં પ્રવેશ થતી વખતનો ઈતિહાસ આ પ્રબંધને અંતે જુવો.

વળી રાજાએ તે પુરૂષના પુત્રને શ્લોકનુ બીજુ તથા ચોથુ પદ સમસ્યા પુરવા કહ્યું તે **हिमालयो नाम नगाधिराजः। चकार मेना विरहातुरांगी ॥**

એ પ્રકારે રાજાનું વચન સાંભળી તે પુત્ર બોલ્યો.

**तव प्रतापज्वलनाद्गगाल**

**हिमालयो नाम नगाधिराजः।**

**चकार मेना विरहातुराङ्गी**

**प्रवालशय्याशरणं शरीरम् ॥**

અર્થ:-હે રાજન્ તારા પ્રતાપ રૂપી અગ્નિથી હિમાચલ નામે પર્વતોનો રાજા ગલિગયો (પાણી થઇ ગયો) આ દુઃખથી તેની અર્દ્ધાગના મેનકા નામે સ્ત્રિએ પોતાનું પતિ વિરાહાગ્નિથી બળતું શરીર નવા અંકુર યુક્ત પાનડાંની શય્યામાં ભારી રાખ્યું છે.

એ પ્રકારની સમસ્યા પુરયા પછી જ્યેષ્ટ પુરૂષની સ્ત્રી સામું જોઈ રાજા બોલ્યો

**कवणु पियावउ खीरु** અર્થઃ—હું તે દુધ કોને પાઉં

એ પ્રકારનું રાજાનું સમસ્યા પદ સાંભળી જ્યેષ્ટ પુરૂષની સ્ત્રી બોલી.

**जइ यह रावणु जाईयउ दहमुह इक्कु शरीरु ।**

**जणणि वियम्भी चिन्तवइ कवणु पियावउ खीरु ॥१**

અર્થ:—જ્યારે રાવણ જન્મ્યો તેનું એક શરીર ને દશ મોંઢાં દેખી તેની જનેતા ગભરાઇ ગઇ કે હું તે હવે કીયા મુખને ધવરાવું.

એ પ્રકારે સમસ્યા પુરયા પછી પુત્રની સ્ત્રી સામું જોઇ રાજા બોલ્યો

**मइं कण्ठइ विलुलई काउ॥** અર્થ:-હવે મારે કોને ગળે વળગવું,

એ પ્રકારનું રાજાનું સમસ્યા પદ સાંભળી વહુ બોલી

**काण वि विरह करालिइं पइ उड्डावियउ वराउ ।**

**सहि अच्चब्भुउ दिट्ठु मइं कण्ठि विलुलइ काउ ॥१**

અર્થઃ-કોઇ કલહાંતરિતા[1] સ્ત્રીએ વિરહથી વ્યાકુળ થતો પતિ, એવો તો ચપટીઓમાં ઉડાડયો કે તે બિચારો નિરાશ થઈ પાછો વળી ગયો. પછી એ સ્ત્રી કામાગ્નિથી બળવા લાગી ત્યારે બોલી જે હે સખિ હવે મારે કોને ગળે વળગવું આ વાત પણ દેખનારને આશ્ચર્યકારી છે?

આ પ્રકારની સમસ્યા પૂર્યા પછી તે ટોલામાં રહેલી અતિરૂપવાન તેની પુત્રી સામું જોઇ રાજા બોલવા ગયો પણ અતિ કામ રાગથી કંઠ બંધ થઇ ગયો તેથી બોલાયું નહીં પણ તે પુત્રી વિના સર્વેને મનોવાંછિત ઘણું દ્રવ્ય શિરપાવ આપી વિદાય કર્યા.

હવે સંધ્યાકાળ થવાથી રાજા તથા તે રૂપવતી કન્યા એક બીજામાં ચિત્ત પરોવી વિખુટાંતો પડયાં પણ રાત્રિયે ચંદ્રોદય થવાથી અગાશીમાં ભ્રમણ કરતા રાજાને એ કન્યાના રૂપનું સ્મરણ થવાથી ઘેલા માણસની પેઠે લવારો કરતાં કરતાં આજ્ઞા કરી કે મારાથી આ ચંદ્રકિરણ સહન થતાં નથી માટે મારા ઉપર છત્ર ધરો એમ સેવકને આજ્ઞા આપવાથી માથા ઉપર છત્ર ધરાવી તે રૂપવતીના અંગો અંગનુ ધ્યાન કરતો જાય છે ને અગાશી પૂરતો જાય છે એજ વખત તે રૂપવતી પણ દ્વારપાલ સાથે સંદેશો કાહાવી રાજાની આજ્ઞાથી આવી હાજર થઇ ત્યારે રાજા બોલ્યો કે હે રૂપવતી આ અસાધ્ય વ્યાધીથી મુક્ત કરવા તારા વચન રૂપી અમૃતનો એક ઘુંટડો પા!

આ રાજાનું વચન સાંભળી કામાગ્નિથી રાજાને થયેલી દુર્દશા જાંણી એક કાવ્ય મધુર સ્વરથી રાગે પાડી બોલી (પૃ૦ ૭૨ જુ૦)

અર્થઃ—હે ભોજ રાજન્ હે ભોજ કુલમાં દીવા સમાન હે સમસ્ત રાજામાં ચૂડામણિ સમાન આ જગતમાં તમારે રાત્રિયે પણ માથા ઉપર છત્ર ધરાવી ફરવું એ યુક્તછે કેમ જે તમારૂ મુખ જોવાથી લજ્જા પાંમતો ચંદ્ર ભુરાંટો પડી શીઘ્ર ગતિ કરી માં સંતાઇ જાવા વળી આ બિચારી વૃદ્ધ વશિષ્ટની પતિવ્રતા સ્ત્રી અરૂંધતી નામે તમારૂ રૂપ જોઈ પોતાનુ ઘણા કાળથી સાચવી રાખેલું પતિવૃતાપણુંમાં ખંડન કરો એટલે છત્ર વના તો તમારૂ રૂપ અરૂંધતીના દીઠામાં આવે તો તેની પણ ધીર-

[1] પતિનો તિરસ્કાર કરી પછી પાછો પસ્તાવો કરનારી.

જ ન રહે તો બીજી સ્ત્રીની તો ક્યાંથી રહે માટે તમો રાત્રિયે પણ છ-ત્ર ધરાવોછો તે યુક્ત છે.

આ અભિપ્રાય સહિત્ત રૂપવતીનું વચન સાંભળતાં તેજ જગાયે રાજા સ્તંભિત થઈ પાણી ગ્રહણ કરી અર્દ્ધાગના સમાન તેને ભોગિની[1] સ્ત્રી કરી લીધી

એક સમે ભોજ રાજાયે તથા ભીમ રાજાયે પરસ્પર લેખ પત્રથી નિશ્ચે કર્યો હતો જે તમારે હમારે આજ પ્રકારે વર્ત્તવું પણ તેમાં કોઇ પ્રકારે વાંધો ઉઠાવવા વાસ્તે, તથા ગુજરાતી ગાંડુ કેહેવાય છે તેમાં કોઇ પણ સારા સુજ્ઞ છે કે નહી એ વાત પણ જાણુવા વાસ્તે એક ગાથા કરી સંધિવિગ્રહ કરનાર દૂતના હાથમાં આપી ગુજરાતમાં ભીમ રાજા પ્રત્યે મોકલી તે ( પૃ-૭૨-જુ )

અર્થઃ—જેણે ક્ષણ માત્રમાં મોટા મોટા ગજેંદ્રનાં કુંભસ્થળ પોતાના હાથના પંઝાથી ચીરી નાંખ્યાં છે તેથી જગતમાં મોટો પ્રતાપી દેખાતો સિંહરાજ તેને મૃગલાં સંગાથે વિરોધ પણ નથી ને સંધિ પણ નથી એટલે ભોજ રાજાને લખવાનો આટલો અભિપ્રાય જે તુ મ્હારા જેવો વિદ્વાન્ નથી ને તારી પાસે રહેનાર પ્રધાનો તે જીવ દયા પાળનાર ભાજી ખાઉ વાણિયા છે માટે તારૂં રાજ્ય લઈ લેવું એ કાંઈ મારી ગણતીમાં નથી.

આ પ્રકારના અર્થથી ભરેલી ભોજ રાજના તરફથી આવેલી ગાથા વાંચી ભીમ રાજાએ ક્રોધાયમાન થઈ એના માથામાં વાગે એવા અર્થથી ભરેલી ઉત્તર રૂપ એક ગાથા કરવા પોતાના પંક્તિ માત્રને આજ્ઞા આપી. તે સર્વ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે કરી લાવ્યા પણ ભીમ રાજાની ધ્યાનમાં કોઈ ગાથા ન આવી. પછી જૈન ધર્મમાં પ્રખ્યાત ગોવિંદાચાર્ય નામે મહાન્ પુરૂષ તે સમે વિદ્યમાન હતા તેણે એક ગાથા કરી આપી તેથી ભીમરાજા ઘણો પ્રસન્ન થયો તે ગાથા ( પૃ ૭૨ જુ. )

અર્થઃ—અંધક રાજાના પુત્રોનો (ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર કૌરવનો) કાળ રૂપ દૈવે નિપજાવેલો ભીમ સર્વ જગત્માં પ્રસિદ્ધ છે જેની ગણતીમાં તે રાજાના સો પુત્રો પણ ન આવ્યા એટલે દુર્યોધનાદિક સો ભઈયોનો જે-

---

૧ કામ ભોગ વાસ્તે રાખેલી સ્ત્રી તે.

ણે ભુક્કો કરી નાંખ્યો તે ભીમને તારા એકલાની શિ ગણતી હોય એટલે ચંદ્ર વંશમાં આવેલા યાદવકુળમાં એક અંધક નામનું કુળ છે તે રાજાની કૂળ પરંપરામાં તું ઉત્પન્ન થયો છું માટે તારૂ જ્ઞાન રૂપ અંતર નેત્ર ફુટયું છે ને મિથ્યા અહંકારથી બાહાર પણ બરોબર દેખી શકતો નથી એમ બે પ્રકારે અંધ ધંધ થયેલા તારાં જેવા રાજા તો ફક્ત અમારી કૃપાથીજ વિદ્યમાન છે માટે તારા જેવા સેંકડો હમારા પગ તળે ઘસડાઇ ગયા તો હમારે તારા એકલાની તે શિ ગણતી હોય

આ પ્રકારના ગંભીર અર્થ ભરેલી ગોવિંદાચાર્યની કરેલી ગાથા આપી. એક પ્રધાનને ભોજ રાજા પાસે મોકલ્યો પછી ભોજ રાજાયે ભીમ રાજા તરફથી આવેલી એ ગાથા વાંચી ચમત્કાર પામી માથુ ધુણાવી બોલ્યો કે અહો ગુજરાતમાં પણ આ પ્રકારના મહાન્ પંડિતો વસે છે એમ કહી પોતાના ગર્વનો ત્યાગ કર્યો.

એક સમે ભોજ રાજની આજ્ઞાથી દ્વારપાળે સભામાં પ્રવેશ કરાવેલા કોઇ પંડિતે શ્લોક બોલી રાજાને પ્રશ્ન પુછયો તે (પૃ ૭૨ જુ)

અર્થઃ—હે રાજન્ મારી મા મને દેખિ પ્રસન્ન નથી થતી તેમજ મારી સ્ત્રીને દેખીને પણ રાજી થતી નથી, ને મારી સ્ત્રીં પણ મારી માને દેખી રાજી થતી નથી, તેમજ મ્હને દેખીને પણ ખુશી થતી નથી, ને હું પણ મારી માને દેખીને આનંદ પાંમતો નથી તેમજ મારી સ્ત્રીને દેખીને પણ સંતોષ પાંમતો નથી માટે આ દોષ તે કોન્હો છે ! તે મ્હને કૃપા કરી કહેવો જોઇએ.

પ્રશ્નના ઉત્તરમાં રાજાએ જણાવ્યું જે પરસ્પર અણબનાવ થવાનું કારણ કલહછે ને કલહનું મૂળ પણ દારિદ્રયછે એમ કહી જીવતા સુધી એમને દારિદ્રય નવળગે એમ ધારી ત્રણ લાખ સોના મ્હોરો આપી તે પંડિતને ઘણો પ્રસન્ન કરી વિદાય કર્યો.

બીજી પરતમાં નીચે પ્રમાણે ઈતિહાસ છે.

એક સમે તે નગરનો રહેનાર કોઇ બ્રાહ્મણ કેવળ ભિક્ષા માગીને આજીવીકાનું પુરૂ કરનાર રહેતો હતો. કોઈ મોટું પર્વ આવ્યું ત્યારે નગરની સર્વે સ્ત્રીઓ નદીએ નાહાવા ધોવાના ગરબડાટમાં રોકાયલી હતી પેલો બ્રાહ્મણ હમેશના નિયમ પ્રમાણે ભિક્ષા માગવા આવ્યો પણ તેના

ધણીએ કહ્યું કે તમને આપે એવું કોઇ માણસ ઘરમાં નથી. એમ દરેક ઘરની ભિક્ષા ન મળવાથી ભિક્ષાનું ત્રાંબપાત્ર ખાલી લઇ જેવો ગયો હતો તેવો ધક્કા ખાઇ પાછો આવ્યો. તેને જોઈ તેની સ્ત્રી બ્રાહ્મણીએ એનો ઘણો તિરસ્કાર કરી ગાળો દીધી. તેથી પેલા પુરૂષને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. તેથી તે બ્રાહ્મણીને લાકડીએ લાકડીએ કુડવા માંડી. તેથી તેણીએ ઊંચે સ્વરે બરકા પાડ્યા. તે સાંભળી આવેલા રાજપુરૂષોએ (ફોજદારી સિપાઇઓએ) તે બ્રાહ્મણને ઝાલી બાંધીને રાજદ્વારમાં લઈ ગયા. ત્યારે રાજાએ વઢવાડ થવાનુંકારણ પુછ્યું. તે વખત તે બ્રાહ્મણ ઘણો પંડિત હોવાથી આ શ્લોક બોલ્યો. જેનો અર્થ આગળ દરસાવ્યોછે તે.

કોઇ વખત ભોજ રાજા શીઆળાની રાત્રે ફરવા નીકળ્યો હતો નગર ચર્ચા જોતો જોતો કોઈ દેવમંદીરની પાસે લાંબા ઝીણા સ્વરથી એક કાવ્ય ને વારંવાર બોલતો કોઇ મહાદરીદ્રી પુરૂષને જોઈ રાજા સાંભળવા ઉભો રહયો તે કાવ્ય (પ્ર૦ ૭૩ જુ૦)

અર્થઃ—ટાઢ સહન કરી કરીને મારૂ શરીર અડદ જેવું શ્યામ થયું છે, ને કુટુંબ પોષણ કરવાની ચિંતારૂપી સમુદ્રમાં વારંવાર મુશળ સ્નાન કરવાથી બધું શરીર બરહટ થયું એટલુંજ નહીં પણ ઘણી ક્ષુધા લાગવાથી કૃષ થઇ ચોટી ગએલા નાભી મંડળમાંથી પરાણે શ્વાસ ઉપાડી, શાંત થએલા અગ્નિને વારંવાર ધમતી વખત ટાઢ્યથી ફાટેલા હોઠમાં થઈ તરેહ વાર નિકળતા શબ્દ સાંભળી જાણે અપમાન પામેલી સ્ત્રીની પેઠે નિંદ્રાતો મ્હારો ત્યાગ કરી અતિશે દૂર જતી રહીછે, ને સત્પાત્રમાં આપેલી લક્ષ્મીની પેઠે આ શિઆળાની રાતતો વધતી જાય છે પણ ખુટતીજ નથી, એ કાવ્ય સાંભળી રાજા પોતાના મેહેલમાં જઇ પ્રાતઃકાળે તે બ્રાહ્મણને સભામાં બોલાવી પુછ્યું કે તમે પાછલી રાત્રે અત્યંત ટાઢનો ઉપદ્રવ શી રીતે સહન કર્યો ને સદપાત્રમાં આપેલી લક્ષ્મીના દ્રષ્ટાંતથી સંકેતમાં ઉપદેશ કરવાથી હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. આ પ્રકારનું રાજાનું વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે હે રાજન્! મારૂ મોટું ત્રિવેલી બળછે તેથી શિઆળો નિર્ગમન કરૂછું ત્યારે વળી રાજાએ પૂછ્યું કે એ તમારી ત્રિવેલી કેવી છે તે કહો! તે સાંભળી બ્રાહ્મણ એક શ્લોક બોલ્યો તે (પ્ર૦ ૭૪ જુ૦)

અર્થઃ– બે ઢીંચણ ટુંકા કરી છાતી જોડે દબાવી એટલે ટુંટીયું વાળી રાત્રી નિર્ગમન કરીએ છીએ ને સૂર્યનો તડકો શરીર ઉપર ઓઢી દિવસ નિર્ગમન કરીએ છીયે ને સાયંકાળ ને પ્રાતઃકાળ એ બે સંધ્યા વખત અગ્નિનું સેવન કરીએ છીએ. એ પ્રકારે જાનું, (ઢીંચણ) ભાનુ (સૂર્ય), કૃશાનું, (અગ્નિ) એ ત્રણવેલીઓના પ્રતાપથી શિઆળાની ટાઢને ધક્કા મારી વિદાય કરીએ છીએ. એ પ્રકારે પંડિતનો શ્લોક સાંભળી રાજાએ ત્રણ લાખ મહોરો આપી ખુશી કર્યો પણ એ બ્રાહ્મણ ઘણો લોભિ હોવાથી બીજો શ્લોક બોલ્યો. તે (પ્ર૦ ૭૮ જુઓ).

અર્થઃ—હે રાજન્ સતપુરૂષોના ચિત્તરૂપી બંધીખાનાના ઘરમાં બળી રાજા તથા કર્ણ રાજા ઇત્યાદિ દાનેશ્રી રાજાઓ આજ સુધી પડી રહ્યા હતા તેમને આજ તમે દાન દેવાનું મોટું અભિમાન ધારણ કરી બંધીખાનામાંથી મુકાવ્યા એટલે તમારી દાનશકિત વધારે જોઇ સજ્જન પુરૂષોને બળી પ્રમુખ દાનેશ્રી રાજાનું વિસ્મરણ થયું ઈત્યાદિ. સાક્ષાત્ સરસ્વતીના ઉદય પામતા પ્રવાહને જોઇ, ભોજરાજાએ બે હાથ જોડી નમસ્કાર કરી આ શ્લોકનું મૂલ્ય મારાથી આપી શકાય તેમ નથી કેમ જે બધું મારૂં રાજ્ય અર્પણ કરૂં તો પણ આ શ્લોકનો બદલો વળે તેમ નથી માટે આ મારૂં શરીર તમને અર્પણ કરૂંછું એમ કહી સંતોષ પમાડી નમસ્કાર કરી વીદાય કર્યો વળી એક દિવસ રાજા રાજપાટિકા વાસ્તે હાથી ઉપર બેશી નગરમાં ફરતો હતો તે વખત કોઇ દરિદ્રી પુરૂષને પૃથ્વી ઉપર પડેલા દાણા વીણતો જોઈ રાજા અડધો શ્લોક બોલ્યો તેનો અર્થઃ—જે પોતાના ઉદરનું પણ પોષણ કરવાને અસમર્થ છે, તેવા પુરૂષો પૃથ્વી ઉપર જન્મ્યા તોય શું? ને ન જન્મ્યા તોય શું? આ પ્રકારે રાજાનો કહેલો અર્ધો શ્લોક સાંભળી તે પુરૂષ એ શ્લોકનું ઉત્તરાર્ધ બોલ્યો તેનો અર્થઃ—જે પુરૂષ પોતે સમર્થ થઈને પણપારકો ઉપકાર નથી કરતા તેવા પુરૂષો પૃથ્વી ઉપર જન્મ્યા તોય શું ? ને ન જન્મ્યા તોય શું ? પછી વળી રાજા અર્ધ શ્લોક બોલ્યો તેનો અર્થઃ—લોક પાસેથી ભિખ માગીને જે નિરંતર પોતાની આજીવીકા ચલાવનાર પુરૂષને હે જગતને ઉત્પન્ન કરનારી યોગમાયા તું તેવા પુરૂષને જન્મજ ન આપીશ, આ પ્રકારે રાજાનો અર્ધ શ્લોક સાંભળી પંડિત ઉત્તરાર્ધ બોલ્યો તેનો અર્થ હે પૃથ્વી માતા જોગું યાચકની પ્રાર્થનાનો ભંગ કર્યો છે

તેવા પુરૂષને તું ધારણ ના કરીશ કેમ જે તે પ્રાર્થના ભંગ કરનાર પુરૂષના મહા પાપના ભારથી તું રસાતળમાં જતી રહીશ તો લોકની શી વલે થશે આ પ્રકારનું વચન સાંભળી રાજાએ પૂછયું કે આ પ્રકારની તમારી મોટી વિદ્વત્તા છતાં પણ આવી દુર દશાને ભોગવતા તમે કોણછો; એમ રાજાએ પૂછયું ત્યારે તે બોલ્યો તમારૂં રાજદ્વાર, નાના પ્રકારના પંડીતો રૂપી મેઘ ઘટાથી છવાયી રહેલું છે, માટે ત્યાં પ્રવેશ કરવામાં બીજો માર્ગ ન મળવાથી નગરના પ્રધાન પુરૂષે દેખાડેલા રસ્તા પ્રમાણે આ પ્રપંચથી તમારૂં દર્શન કરવા ઇચ્છતો, હું, રાજશેખર નામે કવિછું. એમ પોતાનું નામ ઓળખાવતા મહાકવિ રાજશેખરને યોગ્ય મોટાં દાન આપી પ્રસન્ન કર્યો. બીજી પ્રતમાં નીચે પ્રમાણે છે.

કવીનું વચન સાંભળી રાજાએ ઝટ હાથીપરથી ઉતરી પોતાનો ગજેંદ્ર કવિને અર્પણ કરયો કે તે વખત કવિએ વિચાર કર્યો કે ગજદાન ગ્રહણ કરવાનું ઘણું પાપ છે પણ આપદ્ધર્મ જાણી હાથી લીધો તો ખરો પણ પછી વિચાર થયો જે આ હાથી કયાં બાંધીશું ને શું ભોજન કરાવીશું એવું મનમાં ધારી એક કાવ્ય બોલ્યો.

**निर्वाता न कुटी[१] न चाग्निशकटी[२] नापि द्वितीया पटी[३]**
**वृत्तिर्नारभटी[४] न तुन्दिलपुटी[५] भूमौ च घृष्टा कटी[६] ॥**
**तुष्टिर्नैकघटी[७] प्रिया न वधुटी[८] तेनाप्यहं संकटी[९]**
**श्रीमद्भोज तव प्रसादकरटी[१०] भङ्क्त्वा ममापत्तटी[११] १ ॥**

અર્થઃ—મારી નાની ઝુંપડી ચારે પાસથી ઘણોજ વા આવી શકે એવી છે, ને મારી ઝુંપડીમાં તાપવાને શઘડી પણ નથી. પહેરવા ઓઢવા તથા દરેક કામમાં વપરાતુ આ એકજ વસ્ત્ર છે તે શિવાય બીજુ વસ્ત્ર નથી. ભણવાની તથા ભણાવવાની વૃતી શિવાય મારે બીજી કાંઇ વૃતી નથી, અને શીઆળામાં ઓઢવાની ગોદડી પણ નથી, તેથી ભુમી ઉપર કેડ તથા પાસાં ઘસી ઘસીને રાત્રી નીર્ગમન કરૂ છું. અન્ન પુરૂ ન મળવાથી એક ઘડીનો પણ જંપ નથી. અને મારી દરીદ્રતાને લીધે કુલીન સ્ત્રી નહી મળવાથી ને કભારજા મળવાથી રાત દિવશ તેના વચન પ્રહારથી પણ હું

* ઉપર કહેલા શ્લોકમાં જેનો અંત્યાક્ષર ટી છે તે.

સંકટવાળોછું. માટે હે ભોજ રાજન્ તમે પ્રસન્ન થઇ આપેલો આ ગજેંદ્ર મારી આપદા રૂપી નદી તટને પોતાના દંતુશળ વતે ભાગો.

આ પ્રકારના અર્થ યુક્ત એ કવીના કાવ્યમાં રહેલાં અગીઆર અનુપ્રાસના શબ્દો જોઈ ચમત્કાર પામી અગીઆર હજાર મહોરો અપાવી.

ત્રીજી પ્રતમાં નીચે પ્રમાણે છેઃ—એ રાજશેખર કવી સંધ્યાકાળે મહાકાળેશ્વર મહાદેવના મંદીરમાં સુતો સુતો એક શ્લોક બોલીને પોતાની સ્ત્રીને સમજાવતો હતો. તે શ્લોકનો (ટી. પૃ. ૭૬ જુ.) અર્થ નીચે પ્રમાણે—

રાજશેખર કવિ પોતાની ગુણવતી નામની કભારજાને કહે છે કે અન્ન વાસ્તે રડતાં કકળતાં છોકરાને થોડું ઘણું કાંઇપણ ખાવાનું આપીને જેમ તેમ કરી આ ઉનાળાના દિવશ પુરા કર. પછી વર્ષા ઋતુમાં વરસાદથી જ્યારે તુમડી તથા કહોળી ઉત્પન્ન થઇ પરીપકવ થશે ત્યારે તો આપણા સુખ આગળ રાજાનું સુખ શી ગણતરીમાં છે. આ અર્થ યુક્ત શ્લોક રાજાએ એકાંત સ્થળે ઉભા રહી સાંભળ્યો તેથી તે કવિને પોતાનું વાહન તથા વસ્ત્રાભૂષણાદીક સર્વસ્વ આપી દઇ તેને પ્રસન્ન કર્યો. જેથી તે પોતાના જેવાજ દરીદ્ર પુરૂષોનું દારીદ્ર કાપી શકે એવો ધનાઢ્ય થઈ પડયો. ત્યારે તે કવી એક અન્યોક્તિ ગર્ભીત કાવ્ય બોલ્યો (પૃ. ૭૫. જુ.) જેનો અર્થ નીચે પ્રમાણે.

અર્થઃ—જે સરોવરનું પાણી ગ્રીષ્મ ઋતુમાં સુકાઇ જવાથી મોટી મોટી ફાટો પડેલી તેની અંદર મરી ગએલા જેવાં દેડકાં ભરાઈ રહેલાં હતાં તથા કાચબા પણ તેમાં ઉંડા પેશી રહ્યા હતા, મોટા મોટા મગર મચ્છ પણ બાકી રહેલા કાદવવાળા ભાગમાં તરફડતા આળોટતા તથા વારંવાર મુર્છા પામતા કાળક્ષેપ કરતા હતા, તેજ સરોવર ઓચીંતા સર્વ પ્રાણીને સજીવન કરનાર વરસાદના આગમનથી એટલું બધું ભરાઈ ગયું કે વનનાં હાથીનાં ટોળે ટોળાં પાણી પીધાંજ કરે તો પણ તેમનાં કુંભસ્થળ ડુબે એટલું પાણી રહે પણ કદી ખુટેજ નહી. કવિનો ભાવાર્થ એવો છે કે તારા અકસ્માત આપેલા ઘણાજ દાનથી હું પણ તે સરોવર માફક સંપુર્ણ થયો છું. એ પ્રકારે અકાળ જલદ એવી અટક ધારણ કરનાર રાજશેખર કવિને ભોજની વચ્ચેનો સંવાદ પરીપૂર્ણ થયો.

તેજ વરસમાં ગુજરાતમાં કાળ પડયો હતો તેથી અન્ન તથા ઘાસ-

ની ઘણીજ અછતને લીધે પીડાતી પ્રજાના સંકટથી ચીંતામગ્ન થઈ બેઠેલા ભીમરાજાને એવી ખબર મળી કે માળવ દેશનો રાજા ભોજ તમારા ઉપર ચઢાઈ કરી આવે છે. આ સાંભળીને પોતાના બુદ્ધીશાળી નાગર ગ્નાતીના, સંધીવીગ્રહ કરવામાં નીપુણ એવા ડામર નામના મુખ્ય મંત્રીને બોલાવી કહ્યું કે કોઈપણ પ્રકારે, દંડ આપીને પણ અહીં આવતા ભોજરાજનો તું અટકાવ કર. આ પ્રકારનું ભીમરાજનું વચન માથે ચઢાવી, પોતાનો વેશ બદલી તે માળવામાં ભોજરાજા પાસે ગયો. તે વખતે ભોજરાજા બાહેરના મહેલમાં સ્નાન કરતો હતો તે વખતે ડામર જઇ મળ્યો, તેને જોઇ તેને સંભળાવવાના હેતુથી પોતાના અંગ ઉપર તેલમર્દન કરનાર સેવક સામું જોઈને બોલ્યો કે આજકાલ ભીમલો[૧] હજામ.શા કામમાં ગુંથાયો છે? આ વાકયનો મર્મ સમજી હાથ જોડીને ડામર બોલ્યો. હે રાજન્ ઘણાએક રાજાનાં માંથાં મુડી નાંખ્યાં છે. ફકત હવે એકજ રાજા બાકી રહ્યો છે તેનું માથુ મુંડવાને પલાળેલું છે તે હવે મુડશે. રાજાએ આ તેનું મર્મ ભરેલું વાકય સાંભળી આશ્ચર્ય પામી ગુજરાત ઉપર ક્રોધ પામી ચઢાઇ કરવાને નીશાન ડંકા વગડાવ્યા. આ પ્રમાણે લશ્કરની સઘળી તૈયારી થયા પછી પ્રયાણ કરતી વખતે ભાટ ચારણ વીગરે બંદીજનો સ્તુતી કરતા હતા. તે કાવ્યનો (પૃ૦ ૭૭ જુ૦) અર્થ નીચે પ્રમાણેઃ—

(૧) હે ભોજરાજન્ તારા લશ્કરની તૈયારી સાંભળી ભયથી આકુળ વ્યાકુળ થતા રાજાઓ ત્રાશ પામેછે. ચોળદેશનો રાજા પોતાના બચાવ વાસ્તે દરીઆમાં સંતાઇ પેસે છે. અંધ્ર દેશનો રાજા પર્વતની ગુફામાં પેસીને બચાવ કરે છે અને કર્ણાટક દેશનો રાજા પોતાનું રાજપાટ તજી વેશ બદલીને દેશાંતરમાં ભીખ માગીને બચાવ કરે છે, અને ગુજરાત દેશનો રાજા પોતાના નગરમાંથી નાશી જઇ કોઈ પર્વતમાં પેશી તેમાંથી વહેતા ઝરણનું પાણી પીને પોતાનો બચાવ કરે છે, ચેદી દેશનો રાજા સેવક થઇ આપને પ્રશન્ન કરવા વાસ્તે લશ્કરમાં પ્રમુખ રહી શસ્ત્રના પ્રહાર સહન કરે છે. રાજાઓમાં શીરોમણી ગણાતો કન્યકુબ્જનો રાજા પણ હમેશાં આપની નમ્રતા પૂર્વક સેવામાં રહેવાથી જાણે કુબ્જ (કુબડો) થઇ ગયો હોય એવો દેખાય છે.

---

૧ ભોજરાજના હજામનું નામ ભીમલો હતું.

(૨) હે રાજન્ તારા બંધીખાનામાં એટલા બધા રાજાઓછે કે જે રાત્રીએ પથારીની જગ્યાને વાસ્તે એક બીજા સાથે વઢી મરે છે. કુંકણ દેશનો રાજા કહે છે કે મારી પથારી તો આ ખુણામાંજ થાય છે તે થશે, અમે તો ખસવાના નથી. લાટ દેશનો રાજા કહે છે કે આ કમાડ પાસે તો અમારે સુવાનો મુકામ છે. કલીંગદેશનો રાજા કહેછે કે આ આંગણામાં અમારો સંથારોજ[1] થશે કેમકે અમારા બાપ પણ જ્યારે આ બંધીખાનામાં પડયા હતા ત્યારે તેમનો પણ અહીંજ હતો. માટે હે કોશળદેશના રાજા તુંતો નવો આવેલો છે માટે તારે વાસ્તે કંઇ હમે અમારી જગ્યા મુકી બીજે કઈ ખસવાના નથી.

આ પ્રમાણે બોલી બોલીને બંદીજનો રાજાને પાણી ચઢાવતા હતા. તે વખત લશ્કરને ચાલવાનો ડંકો વગડાવ્યા પછી જેમાં સમસ્ત રાજાઓની વીડમ્બનાનાં (મશકરીનાં) ચીત્રોછે તેવા નાટકના મોટા મોટા પડદા ખુલ્લા કરીને બતાવી શૌર્ય ચઢાવતા હતા. તે વખત રાજાએ ડામરને આ પ્રકારનું ચીત્ર દેખાડયું, જેમાં બંદીખાને પડેલા તૈલીપ રાજાને કોઇ રાજા ધ્વ સહીત ઉઠાડેછે. તે વખત તૈલીપ રાજાએ જવાબ આપ્યો કે હું તો આ જગાએ મારા વંશ સહીત ઘણા કાળથી રહેલો છું ને. તું તો આજ નવો આવ્યો છું તે તારા વચનથી હું મારા સ્થાનનો કેમ ત્યાગ કરૂં. એ પ્રકારનું હાસ્યકારક નાટક જોઇ ડામરને કહ્યું કે આ સંપૂર્ણ રસ ભરેલું કેવું વખાણવા યોગ્ય નાટક છે. તે સાંભળી ડામર બોલ્યો કે આ નાટક ઘણું સારૂં છે પરંતુ તેમાં એક ખોટછે. તે એ કે આ નાટકના નાયક તૈલીપ રાજાના હાથમાં શુળીકામાં પરોવેલું મુંજરાજનું એટલે તમારા કાકાનું લટકતું માંથુ જોઇએ. આ પ્રકારે સભા સમક્ષ એટલે ઘણા માણસ વચ્ચે સામા પક્ષવાળાએ (ડામરે) મર્મ ભેદી મહેણું માર્યું તેથી તેનો તિરસ્કાર કરી તત્કાળ મહા ક્રોધ યુક્ત થઈ ઘણીજ ધામધુમથી તીલંગ દેશ ભણી જવાનો સખત હુકમ ફરમાવ્યો. તે વખત કોઈ પુરૂષે આવી ભોજરાજાને ખબર આપી કે તીલંગ દેશનો તૈલિપ નામે રાજા ઘણું લશ્કર લેઇ તમારા સાંમો લઢવા આવે છે, તે સાંભળી આકુળ વ્યાકુળ થઈ લશ્કર વધારવાની ગોઠવણ કરેછે તેવામાંજ પેલો ડા-

૧ સુવાને પથારી.

મર ભીમ રાજાના નામનો એક કલ્પીત કાગળ લખી તૈયાર કરી ભોજ રાજા પાસે આવી દેખાડેછે. તેમાં એવું લખ્યું હતું કે ગુજરાતના ભીમ રાજાએ માળવા ઉપર ચઢાઇ કરી માર્ગમાં આવેલા ભોગપુરનામના ગામમાં મુકામ કર્યો છે. આ વાર્તા સાંભળી ભોજરાજા ઘણો ગભરાયો. જેમ દાઝયા ઉપર ડાંમ અને ક્ષત ઉપર ક્ષાર (વાગ્યા ઉપર મીઠું) તેમ તે વખતે ભોજરાજાને થયું. ભોજ રાજા થોડી વાર વિચાર કરીને ડામર પ્રત્યે નમ્રતાથી બોલ્યો, કે હે ડામર જેમ તેમ કરી આ વરસમાં તારા સ્વામીને મારા દેશ ઉપર ચઢાઇ કરતો બંધ રાખ. એમ વારંવાર કહેવાથી ડામરે તેનું વચન માથે ચઢાવ્યું, તેથી ભોજ રાજાએ પ્રસન્ન થઈ હાથી સહીત હાથીણી સીરપાવમાં આપી. તે લઈ પાટણમાં જઈ ભીમ રાજાને બેહદ ખુશી કર્યો.

કોઈ વખત ભોજ રાજાએ ધર્મશાસ્ત્ર સાંભળતાં અર્જુને કરેલા રાધાવેધની કથા સાંભળી વિચાર કર્યો કે આપણે પણ અભ્યાસ કરીએ તો રાધાવેધ કરવો એ દુષ્કર નથી એમ વિચારી અભ્યાસ કરી રાધાવેધ સિદ્ધ કર્યો. પછી રાજાએ નગરમાં આ મ્હોત્સવની વખતે સઘળી દુકાનો શણુગારવાનો હુકમ કર્યો તેથી સઘળા લોકોએ પોત પોતાની દુકાનો ઘણી શણુગારી. પણ એક ઘાંચીએ તથા એક દરજીએ પોતાના હુન્નરના અભીમાનથી દુકાનો ન શણુગારી, અને ઉલટો ઠપકો દેનાર રાજ્ય પુરૂષોને ઉદ્ધતાઈથી જવાબ દીધો. તે સાંભળી તે બંનેને બાંધી રાજા પાસે લઈ જઇ ઉભા કર્યા. રાજાના પ્રશ્ન ઉપરથી તેમણે જવાબ દીધોકે હે રાજન્ અમારા કરતાં તમોએ અભ્યાસ કરી એવો શો મોટો હુન્નર કર્યો છે કે જેથી આનંદ પામી અમે દુકાનો શણુગારીએ. આ સાંભળી રાજાને તેમનો હુન્નર જોવાની જીજ્ઞાસા થઇ. પ્રથમ ઘાંચી પોતાનો હુન્નર દેખાડવા ઊંચા મેહેલના સાતમા માળની અગાસી ઉપર ઉભો રહ્યો અને ત્યાંથી તેણે તેલની ધાર એવી તો સફાઈથી કરી કે નીચે જમીન ઉપર સાંકડા મોંની મુકેલી બરણીને હેઠે એક ટીંપુ પણ પડયા શિવાય મોં સુધી ભરી કાઢી તથા દરજીએ હાથમાં સીવવાની સોય ઝાલી ભોંય ઉપર રાખેલા ઉંચા મુખવાળા દોરામાં ઉભા થઈને ઊંચે હાથેથી એવી તો ધારીને ફેંકી કે તત્કાળ તે સોય પેલા દોરામાં પરોવઈ ગઈ. આ પ્રકારે પોતાના અભ્યાસ-

ની કુશળતા દેખાડી રાજા પ્રત્યે બોલ્યા કે આપ સરકારથી જો બને તો આ કરો તો અમે અમારી દુકાનો ઘણી ખુશીથી શણગારી આપના મહોત્સવની ખુશીમાં ભાગ લેવા તૈયાર છીએ. આ તેમનું વચન સાંભળી ભોજરાજાએ પોતાના કાર્યનો ત્યાગ કર્યો. તે વખતે વીદ્વાન લોકોએ સ્તુતી કરેલો શ્લોક (પૃ૦ ૭૯ જુ૦) તેનો અર્થઃ--હે ભોજરાજ આપે રાધાવેધ કર્યો તેનું કારણ અમે નીશ્ચય જાણ્યુંછે. તમારી ધારા નામની નગરીથી વીપરીત નામની રાધા* છે માટે તેનો વેધ કર્યો તે યુક્ત છે. કેમકે જે ધારાથી ઉલટું છે તેનું તમે શહન કરતા નથી.

ધારા નગરીની ઉત્પત્તી સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ—

આકાશ ગમન વીદ્યાનો જાણ મહા વિદ્વાન પુર્વે ઉજ્જેણી નગરીમાં અગ્ની વૈતાળ નામનો કોઈએક ચમત્કારી દેવાંશ પુરૂષ રહેતો હતો. તે એક વખતે કાશ્મીર દેશમાંથી આવીને તેજ નગરીમાં વશેલી મહા રૂપવાન તથા ગુણવાન તેમ વિદ્વાન ધારા નામની ગુણકા સાથે એટલો તો લુબ્ધ થઈ ગયો હતો કે લાજ આબરૂ દુર કરી તથા પૈસો ટકો સઘળુ તેનેજ અર્પણ કરી તેનોજ જાણે વેચાણ દાસ હોય તેની પેઠે તેનાજ ઘરમાં રહી કાળક્ષેપ કરતો હતો. ઉજ્જેણી નગરીના રાજાએ કોઇ વખતે પુરાણમાંથી લંકા નગરીનું અતીશયોકતી ગર્ભિતવર્ણન સાંભળી, તેવુંજ નવું નગર વસાવવાની ઇચ્છા થઇ. તેથી લંકા પુરીની રચનાનું ચીત્ર જે કોઈ આણી આપે તેને માગે તે બક્ષીસ મળશે એવો રાજાએ આખા નગરમાં પડહો વગડાવ્યો. આ કામ કરવાની કોઇની હીંમત ચાલી નહીં. પણ પેલી ધારા નામની વારાંગનાએ એ કામ માથે લેવાનું કબુલ કર્યું. પછી પોતાના પતી અગ્નીવૈતાળના ખભા ઉપર બેશી લંકા નગરીમાં જઇ તેનો આબેહુબ ચીતાર લઇ તે પાછી ઉજ્જેણી નગરીમાં આવી રાજાને દેખાડ્યો. રાજાએ પ્રસંન થઇને તેની મરજી પ્રમાણે માગવાને કહ્યું. જાતે ઘણી ધનાઢ્ય હોવાને લીધે આખા રાજ્યની સમૃધી એની ગણતરીમાં નહી હોવાથી એણીએ પોતાનું નામ અજર અમર રાખવા રાજાને કહ્યું કે એ નગરીનું

* વીપરીત નામની રાધા એટલે 'ધારા' નગરીનું નામ ઉલટાવ્યાથી રાધા થાય છે માટે તેને ધારાથી વિપરીત નામની કહીછે.

મારા નામે નામ રાખો એમ કહી પેલું ચીત્ર આપ્યું એ પ્રમાણે ધારા નગરીની ઉત્પત્તિ થઈ.

એક દીવશ ભોજ રાજા સંધ્યાકાળનો સર્વ વિધી સમાપ્ત કરી નગરમાં ફરવા નિકળ્યો હતો. તે વખતે કોઇ દીગમ્બર પુરૂષ એક ટેલીઆ બ્રાહ્મણની પેઠે એક ગાથા બોલતો બોલતો નગરમાં ફરતો હતો. તે ગાથા રાજાને કાને પડી તેથી તેણે તેને પ્રાતઃકાળે બોલાવી પુછ્યું. ગાથાનો (પૃ. ૮૦. જુ.)અર્થઃ—

અતિશે શુરવીરપણાની શોભા રૂપી ખડ્ગ (તરવાર) ધારણ કરતો દીગમ્બર થઇ ભ્રમણ કરવામાં મેં મારો જન્મ ગુમાવ્યો. પરંતુ સ્ત્રીનાં તીખાં કટાક્ષ તથા સુખ શૈયા ઉપકરણ સહીત કામ ભોગની સામગ્રીનો અનુભવ ન લીધો. કારણ કે નાનપણથીજ વાંઢા જોગટાની સંગત થવાથી કોઈ દીવસ રૂપવાન સ્ત્રીના ગળામાં હાથ નાંખી કામરસ ચાખ્યો નથી. માટે મારો જન્મ નીરર્થક ગયો. માટે હે રાજન્ આ પ્રકારનો પોકાર કરી આખા નગરમાં ભ્રમણ કરૂછું.

રાજાએ પુછ્યું કે તમારૂ સામર્થ્ય કેટલું છે ? ત્યારે તેણે તેના જવાબમાં એક શ્લોક કહ્યો (પૃ૦ ૮૦ જુ ) તેનો અર્થઃ—

હે રાજન્ મારૂ સામર્થ્ય એટલું બધું છે કે હાથીના કુંભસ્થળમાં પણ મદ માઇ શકતો નથી.તેથી બહાર ઝરી જાય છે એવા કાળમાં દીપોત્સવીના પહેલાં ગૌડ દેશ સહીત દક્ષીણ દેશનો એક મોટો છત્રપતી રાજા કરી શકુ. આવું તેનું પરાક્રમ સાંભળીને સેનાપતી પદનો પટ્ટાભિષેક કરી રાખ્યો, તે વખત ગુજરાતનો ભીમરાજા સીંધ દેશ જીતીને પાટણમાં આવ્યો એવી ખબર સાંભળીને તે દીગમ્બર સેનાપતીને સામંતો સાથે અણહીલપુર ચઢાઇ કરવાને મોકલ્યો. ત્યાં જઈને થોડા કાળમાં અણહીલપુરને ભાગી તોડી ફોડીને તથા રાજમેહેલ વંખેરી નાંખીને અને રાજદ્વારે કોડાવાવીને એટલે ગુર્જરદેશના નાણાનું ચલણ બંધ કરી પોતાના દેશના નાણાનું ચલણ કરી જય પત્ર લેઈ પાછો માળવામાં આવ્યો. તે દીવસથી લોકમાં એવી ખ્યાતી ચાલી કે કુલચંદ્ર નામના દીગમ્બર પુરૂષે અણહીલ સેહેર ભાગ્યું. ભોજરાજને સઘળું વૃતાંત કહ્યું ત્યારે ભોજરાજા બોલ્યા કે તમે અંગારા કેમ નવાવ્યા, એટલે તે દેશની ખંડણી આપણા દેશમાં

આવે એવા બંદોબસ્ત કેમ ન કર્યો ? આનો ઉલટું આપણું દ્રવ્ય ત્યાં જશે.

કોઈ શરદપુનમની રાત્રીએ ભોજરાજા અને ફુલચંદ્ર અગાસીમાં બેઠા૰છે તેવામાં ભોજરાજા શ્લોકનો પૂર્વાર્ધ બોલ્યા તે સાંભળી તે શ્લોકનો ઉતરાર્ધ ફુલચંદ્ર બોલ્યો (પૃ૦ ૮૧ જુ૦) અર્થ:--ચંદ્ર સામું જોઇને રાજા બોલ્યો કે આ ચંદ્ર, જે પુરૂષો પોતાની વહાલી સ્ત્રી સહીત રાતને એક ક્ષણની પેઠે નીર્ગમન કરે છે તેને શાન્તી કરનાર છે પણ વીરહી પુરૂષોને તો અગ્નીના જેવો સંતાપ ઉપજાવનાર છે. ફુલચંદ્ર બોલ્યો કે હમારે તો સ્ત્રીએ નથી તેમ વીયોગ પણ નથી માટે સંયોગ વીયોગથી ભ્રષ્ટ થયેલા માહારા જેવા પુરૂષોને દર્પણના જેવો જણાતો આ ચંદ્ર ઉનો પણ નથી તેમ ટાઢો પણ નથી. આ પ્રકારે ફુલચંદ્રનું વચન સાંભળી એક સુંદર વારાંગના અર્પણ કરી.

બીજી પ્રતનો એવો અભીપ્રાય છે કે ભોજરાજની અતિશે રૂપવાન પુત્રી ગુપ્ત રીતે એ ફુલચંદ્ર નામના દીગમ્બર સાથે ઘણીજ આશક્ત હતી. આખરે આ વાત જાણવામાં આવેથી રાજાએ પોતાની પુત્રી તેને આપી દીધી.

ડામરનામે સંધીવીગ્રહ કરનાર પુરૂષ જ્યારે માળવામાંથી આવે ત્યારે ભોજરાજની સભાનું વર્ણન કરી ભીમરાજને મોટુ આશ્ચર્ય ઉત્પન્ન કરે અને જ્યારે ગુજરાતમાંથી જાય ત્યારે ભીમરાજાના રૂપનું અતીશે વર્ણન ભોજરાજા પાસે કરે. આથી બેમાંનો દરેક જણ કહે કે મને ત્યાં લઈ જા અગર તેને અહીં લાવ, એમ એક બીજાને જોવા વાસ્તે એટલા બધા બેહદ આતુર કરતો. એક વખત ભોજરાજની સભા જોવાને ઘણાજ આતુર થયેલા ભીમરાજાને વેશાંતર કરી હાથમાં છાબ આપીને ભોજરાજની સભામાં લઇ ગયો ત્યારે ભોજરાજાએ ડામરને પુછ્યું કે ભીમને વેશ બદલી અહીં લાવીશ, કે મને વેશ બદલીને ત્યાં લઇ જઈશ? હું ભીમનું રૂપ જોવાને ઘણોજ આતુરછું. એ વચન સાંભળી આશપાશ જોઇ, સમીપે ઉભો રહેલો પેલો હાથમાં છાબડીવાળો હતો તેના સામી આંગળી કરી એક શ્લોક બોલ્યો ( પૃ. ૮૨. જુ. ) તેનો અર્થ:—આજ આકૃતિ, આજ વર્ણ, આજ રૂપ, આજ ઉમ્મર, જાણે આજ સાક્ષાત હેય

પરંતુ આ ગરીબ ને તે રાજા. જેમ કાચને ચીંતામણી. આ પ્રકારની મુ-
ક્તીનું વચન સાંભળી ચતુર શિરોમણી ભોજરાજા એકીનજરે તેના
સામુ ટગટગ જોઇ મનમાં વિચાર કરે છે કે આવાં દરેક સામુદ્રીક શાસ્ત્રના
લક્ષણ યુકત માણસ કાંઇ નીચા કુળનો હોય નહી. માટે એ ભીમ તો
નહી હોય, એવી મનમાં આસંકા કરે છે. એવામાં ભોજ રાજાની આં-
ખની ઉપચેષ્ટા ઉપરથી તેના મનનો અભિપ્રાય ડામર જાણી ગયો તેથી તે-
ને રાજાની આંખ તળેથી કાઢવા વાસ્તે ડામરે કહ્યું કે તમે રાજાને ભેટ
કરવાને જે જે વસ્તુ કહેતા હતા તે લાવવાનો આ સારો વખત છે. આ
સાંભળી પેલો છાબડીવાળો પરૂષ તત્કાળ અતી શીઘ્રતાથી અદૃષ્ય થઈ ગયો.

આ વખતે ડામરે ભેટમાં આપવા લાવેલી વસ્તુઓના ગુણનું વર્ણન
આપવામાં રાજાનો કેટલોક વખ્ત ગુમાવ્યો; ત્યારે રાજા બોલ્યો કે પેલા
છાબડીવાળાને કેમ વાર લાગી અને હજુ સુધી કેમ આવ્યો નહી.

આ પ્રકારનું વચન સાંભળી ડામરે હસીને કહ્યું કે હે રાજન્ એજ
ગુજરાતના મહારાજ ભીમદેવ હતા. આ અક્ષર સાંભળતાંજ અતિશય
ચમત્કાર પામી તેને પકડવાને માણસ, સાંઢણી વિગરે ઘણું લશ્કર
દોડાવા માંડયું. ત્યારે ડામરે કહ્યું હે, મહારાજ આ મિથ્યા શ્રમ
શું કરવા લ્યો છો? એક ઘડીમાં ચાર ગાઉ ચાલે એવી સાંઢણીઓ તથા
અતી વેગવાળા ઘોડા બાર બાર ગાઉને છેટે રાખેલા ઈત્યાદી સમગ્ર ત-
જવીજથી ઘણેજ છેટે જતા રહેલા ભીમદેવ તમારે હાથ આવે એમ
નથી. આ વાત સાંભળી ભોજે હાથ ઘસ્યા.

એક દીવસ ભોજ રાજા માઘ પંડિતની વીદ્વતા તથા દાન
શકતી સાંભળીને એને જોવાને નિરંતર ઇચ્છાતુર થઈ વારંવાર
સંદેશા તથા માણસો મોકલી શ્રીમાલપુરથી શીઆળામાં લાવી ઘણા
માનથી ભોજનાદીક સત્કાર કરી રાજાને ઘટે એવા વીનોદ દે-
ખાડતો હતો. રાત્રીએ પોતાને સમીપે પોતાના જેવાજ પલંગમાં
સુવાડી પોતાને હોડવાની પામરી તેને આપીને પ્રીય વાર્તા કરતા
કરતા સુખે રાત્રી નિર્ગમન કરતા હતા. પ્રાતઃકાળે માંગલીક વાજીંત્રના
શબ્દ સાંભળી જાગેલા રાજા પાસે માઘ પંડિતે પોતાને ઘેર જવાની આજ્ઞા
માગી. તે સાંભળી આશ્ચર્ય પામી રાજા બોલ્યો કે આપની ભોજન આ-

છાદન વિગરે શેવામાં કાંઇ ખામી પડી કે શું જેથી આપ આટલી બધી જવાની ઉતાવળ કરોછો? ત્યરે પંડિતે કહ્યું કે મારાથી ટાઢ સહન થતી•નથી; એમ કહી આગ્રહથી જવાની તૈયારી કરનાર માઘ પંડિતને બળાત્કારે જવાની આજ્ઞા આપીને નગર બારણે વાડી સુધી વળાવવા ગયો. માઘ પંડિતે કહ્યું કે આપે મારે ઘેર જરૂર પધારવું. એમ કબુલ કરાવી પોતાને ઘેર આવ્યા. ત્યાર પછી કેટલેક દીવસે ભોજ રાજા માઘ પંડિતનો વૈભવ જોવાની ઇચ્છાથી શ્રીમાળ નગરમાં ગયો. માઘ પંડિતે સામા આવી તેનું ઘટીત ભક્તિથી સન્માન કર્યું. રાજા પોતાના સૈન્ય સહીત માઘ પંડિતની ઘોડા બાંધવાની જગ્યાના • ખુણામાં સમાઇ રહ્યો. તોપણ માઘ પંડિતે ભોજ રાજાને પોતાને રહેવાના મ્હેલમાંજ નિવાસ કરાવ્યો. તે મેહેલની સઘળી ભુમી સુવર્ણમય હતી અને તેની અંદર દેવસ્થાનની જગ્યા મણી મરકત વિગેરે કીમતી હીરાથી જડેલી હતી તેથી શેવાળ સહીત જળ ભરેલું છે એવી ભ્રાંતીથી સ્નાન કરીને જતી વખતે રાજાએ પોતાનાં વસ્ત્ર સંકોચવા માંડયાં. તે વખતે સેવકોએ ખરેખરી વાત નિવેદન કરી તેથી રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું. વળી ભોજન સમયે આવેલી કંચનની થાળમાં પોતાના દેશમાં ન ઉત્પન્ન થતાં ભાત ભાતનાં શાક, ફળ ફુળાદી, તથા ઋતુએ ઉત્પન્ન થયેલા તરેહવાર મેવા, તથા સંસ્કાર કરેલી દુધ ભાત વિગેરે અનેક પ્રકારની સામગ્રી જોઇ ઘણા આશ્ચર્ય સહીત તે સર્વને સારી પેઠે ઉપભોગ લઇ ચંદ્રશાળામાં ભોજરાજા ગયો. ત્યાં અનેક પ્રકારના કોઇ દીવસ નહી સાંભળેલા અને નહી દીઠેલા ગ્રંથો તથા તરેહવાર વસ્તુઓ દીઠી. શીયાળામાં પણ ઉનાળાની ભ્રાંતીથી સ્વચ્છ શ્વેત વસ્ત્રા રણ કરી ચંદનને લેપ કરી, પંખાના મંદમંદ વાયુને અનુભવ લેતાર. જાને સુખ નીંદ્રાથી રાત્રી કયાં ગઇ તે માલમ પડયું નહી. પ્રાતઃકાળમાં શંખનાદ સાંભળી જાગેલા રાજાને માઘ પંડીત ક્ષણેક્ષણે ખબર પુછતા હતા. આ પ્રમાણે કેટલાક દીવસ સુખમાં નિર્ગમન કર્યા પછી પોતાના દેશમાં જવાની આજ્ઞા માગી. તે વખતે માઘ પંડિતે પ્રસન્ન થઇ શીરપાવમાં પોતે નવોજ રચવાને ઇચ્છેલો 'નવ્ય* ભોજસ્વામી પ્રાસાદ નામનો ગ્રંથ,' તેનું પુન્ય અર્પણ કર્યું. તે લઇ રાજા માળવામાં ગયો સારા જોશીની ક-

* એ ગ્રંથમાં તેજ ભોજરાજાનું ચરીત્ર વર્ણવ્યું હતું.

રેલા માઘપંડિતની જન્મોત્રીમાં એવું લખેલું હતું કે પૂર્વ અવસ્થામાં ઘણીજ સમૃદ્ધી મળવાથી ઘણો ઉદય થશે. અને ઉત્તર અવસ્થામાં ઘણી સમૃદ્ધી ઘટી જવાથી ઘણોજ દરીદ્ર થશે. પગમાં સોજાનો રોગ ઉત્પન્ન થવાથી મરણ પામશે. આ પ્રકારે જોશી લોકોએ નીરધાર કરીને કહેલી અદ્ગતીને મટાડવા માઘપંડિતના પીતાએ, માણસનું આયુષ્ય સો વરસનું હોય છે એમ ધારી તેના છત્રી હજાર દીવસ ગણી તે પ્રમાણે સોનામાં જડાવેલા હીરાના છત્રી હજાર હાર કરાવી એક નવા ભંડારમાં રાખી મેલ્યા, તથા તે શિવાય બીજી ઘણી સમૃદ્ધી માઘપંડિતને અર્પણ કરી, પોતાના કુળને ઘટે તેવી શીક્ષા આપી તે મરણ પામ્યો. પછીથી માઘ પંડીતે પોતાને કુબેરના જેવો ધનવંત જાણી પંડિતોને તેમજ યાચકોને મોં માગ્યું ધન આપવાથી તથા દેવતાના જેવા વૈભવ ભોગવવાથી થોડા કાળમાં પોતાની સઘળી લક્ષ્મી ઉડાડી દીધી.

'શીશુપાળ વધ' નામે મહા કાવ્ય રચી પંડિતોના મનમાં ચમત્કાર ઉત્પન્ન કરનાર માઘ પંડિત પોતાના પુન્યના લયથી છેક દરીદ્ર થયો. પોતાના દેશમાં ન રહી શકવાથી કેટલાક કાળ સુધી ધારા નગરીમાં જઇ પુસ્તક ઘરાણે મુકી કાળક્ષેપ કર્યો. પછી પોતાના દેશમાં આવી પોતાનો નવો કરેલો ગ્રંથ સ્ત્રીને આપી ભોજરાજા પાસે દ્રવ્ય લેવા મોકલી. ભોજરાજા માઘ પંડિતની સ્ત્રીની દુર્દશા જોઈ ઘણું આશ્ચર્ય પામ્યો. માઘ પંડિતનું મોકલેલું પુસ્તક સલાકા મુકી જોયું, એટલે (ઓચીંતું ઉઘાડી ગમે તે જગ્યાએ જોવું તે) તે વખતે એક શ્લોક દીઠો (પૃ૦ ૮૬ જુ૦) તેનો અર્થઃ - જયારે દૈવ રૂઠે છે ત્યારે તેની કરમ ગતી પણ નીશ્ચે વીચીત્ર થાય છે, જેમકે જ્યારે સુર્ય ઉદય પામે છે ત્યારે ચંદ્ર અસ્ત પામે છે તેથી રાત્રી વિકાશી કુમુદવન (પોયણાનું વન) શોભારહીત થઈ મીચાઇ જાયછે અને કમળવન ખીલી રહેછે. અને ઘૂડ પક્ષી દીવસે અંધ થવાથી પોતાના મદનો ત્યાગ કરે છે. અને ચક્રવાકપક્ષી દીવસ ઉગવાથી સ્ત્રીવીરહ ટળવાથી અતી આનંદ પામે છે. આ કાવ્યનો અર્થ વિચારી ભોજરાજા બોલ્યો કે આ કાવ્યના બદલામાં આખી પૃથ્વી આપું તોપણ ઘણીજ ઓછી છે. પણ પોતાના સમય ઉપર જોઈતા અર્થની પુષ્ટી કરનાર 'હી' શબ્દનું મૂલ્ય એક લાખ રૂપીઆ આપુછું, એમ કહી તે

સ્રીને આપી વીદાય કરી. માર્ગમાં યાચક લોકોએ માઘ પંડિતની સ્રીછે એ-મ જાણી યાચના કરી, તેથી તેમને આપતાં આપતાં જેવી ગઈ હતી તેવી ખાલી હાથે ઘરમાં પેઠી. તે વાત પોતાના સોજા રોગથી પીડાતા ધણીને નિવેદન કરી. તે વાત સાંભળી માઘ પંડિત બોલ્યો કે તું મારી મુર્તી-માન કીર્તીછું. એમ કહ્યા પછી પોતાને ઘેર યાચના કરવા આવેલા ભીક્ષુક-ને જોઈ કાંઇપણ આપવા જોગ ન દેખી અતીશે વૈરાગ પામી આ પ્રકારનું કાવ્ય બોલ્યો કે, હે પ્રાણ! ઘરમાં દ્રવ્ય નથી તેથી દાન આપવામાં હાથ સંકોચાય છે. ને કોઈ પાસે કાંઇક માગીને આપવું તે શરમ ભરેલું છે. ને આત્મઘાત કરીએ છીએ તો પાપ લાગે છે. માટે હવે શોક કરવાથી શું. હે પ્રાણ! તમે તમારી મેળેજ ચાલ્યા જાઓ.

(૧) દારીદ્ર રૂપી અગ્નીથી તપેલો સંતોષ રૂપી જળથી શાંત થાય છે પણ ગરીબ લોકની આશા ભાગવાથી ઉત્પન્ન થએલો સંતાપ શાંત ક-રવાનો ઉપાય નથી.

(૨) વળી દુકાળમાં ભીક્ષા મળતી નથી, તેમ કોઇ ધીરતુ પણ નથી. તે-મજ કોઇના દાસ થવા જઈએ તો બ્રાહ્મણ જાણી દાસ તરીકે રાખી દ્ર-વ્ય આપતું નથી. માટે હે સ્રી આજ હું એક ગ્રાસની પણ ભીક્ષા આ-પ્યા વગર નાશ પામીશ, માટે કયાં જઉં ને શું કરૂં; મારાથી પણ અન્ન વિના જીવાય એમ નથી. આવું જીવવું ઘણું કઠણ છે.

(૩) ભુખથી પીડાતો મારગનો જનાર મારૂ ઘર પુછી આવ્યો માટે હે સ્રી એ જમે એવું કાંઇપણ ઘરમાં છે? ત્યારે સ્રીએ છે એમ કહીને આંખમાંથી નિકળતાં મોટાં મોટાં આંસુનાં બીંદુ વતે વગર બોલેજ નથી એમ જણવ્યું.

(૪) માટે હે પ્રાણ! યાચક લોકો નિરાશ થઈને જાય છે તેનો સંગા-ત કરી તમો પણ ચાલવા માંડો, કેમજે આવો સંગાત તમને ફરીથી કયાં મળશે. એ વાકયનો અંત્યાક્ષર બોલતાંજ માઘ પંડિતના પ્રાણ નીકળી ગયા.

પ્રાત:કાળે ભોજરાજાએ તેની ખબર જોવાને મોકલેલા માણસ પાસેથી માઘ પંડિતના પ્રાણ અન્ન વીના ગયા એ વાત સાંભળી ખેદ યુકત થઇ સ્વજાતી-ના ધનવાન બ્રાહ્મણો ત્યાં ઘણા હતા તેમ છતાં પણ માઘ પંડિતની દુર્દશા નિર્દયપણે જોઇ રહ્યા માટે તે નગરનું નામ શ્રીમાળને બદલે ભીલમાળ પાડ્યું.

પૂર્વે ઘણીજ સમૃદ્ધીવાળી વિશાળા નામની નગરીમાં, મધ્ય દેશમાં જન્મેલો કાસ્યપગોત્રી સર્વદેવ નામે બ્રાહ્મણ રહેતો હતો. તે જૈન લોકના પ્રસંગથી જૈન માર્ગી થયો હતો. તેણે પોતાના ધનપાળ અને શોભન એ નામના બે પુત્ર સહીત ત્યાં આવેલા વર્ધમાનસુરીના ગુણથી રાજી થઇને પોતાના સ્થાનકમાં તેમને નીવાસ આપી નીષ્કપટ ભક્તિથી શેવા કરી પ્રસન્ન કર્યા અને તેમને સર્વજ્ઞ જાણી પોતાને પુર્વજના હાથ નહી લાગતા દ્રવ્ય ભંડાર સંબંધી વાત પુછી. તેમણે પણ પોતાને દોષ ન લાગે એ યુક્તિથી અડધો વિભાગ ધર્માદામાં દેવો એવા સંકેત વચનથી સઘળો દ્રવ્ય ભંડાર દેખાડયો. ત્યાર પછી તે ભાઇઓએ તે દ્રવ્ય વેંચી લીધું મોટો ભાઇ ધનપાળ જૈન માર્ગનો દ્વેષી હતો તે વાંકુ બોલ્યો તથા અર્ધ ભાગ ન આપતાં નાના ભાઈને પણ રોકયો. નાના ભાઇએ તે વચન ન કબુલ કરી ઘણો સમજાવ્યો પણ ન સમજ્યો. પછી ધનપાળ એ પ્રતિજ્ઞા ભંગના પાપનું નિવારણ કરવા તીર્થમાં ગયો અને નાનો શોભન તો પોતાના બોલ્યા પ્રમાણે વર્તવાથી તથા પીતૃ ભકતીથી વૈરાગ પામી તેજ આચાર્યને પોતાના દેહનું અર્પણ કરી જૈની દીક્ષા લીધી. પછીથી પોતે મહાવિદ્વાન થયો, અને તેમણે શોભન સ્તુતિ નામનો ગ્રંથ દીક્ષા લઈને આવતાં મારગમાં બનાવ્યો એવા તે શીઘ્ર કવી અને મહાવિદ્વાન હતા. ધનપાળ દેશાંતરથી ઘણા શાસ્ત્ર ભણી આવીને ભોજરાજાની સભામાં મોટી પ્રતીષ્ટા મેળવી રાજાનો માનીતો પંડિત થઇને રહ્યો. પોતાનો ભાઈ જૈનમાર્ગી થયો છે તે દ્વેષથી બાર વર્ષ સુધી પોતાના દેશમાં કોઇપણ જૈન આચાર્ય ન પેસે એવો રાજા તરફથી બંદોબસ્ત કરાવ્યો. પછી તે દેશના શ્રાવક લોકોએ વર્ધમાનસુરી ગુરૂની ઘણી પ્રાર્થના કરી, પણ તે ના આવતાં તેમની આજ્ઞાથી સકળ સીદ્ધાંતના પારગામી શોભન નામે મુની આવ્યા ને ધારા નગરીમાં પેસતી વખતે તેમના મોટા ભાઈ ધનપાળે દીઠા તેથી મશ્કરીમાં ધનપાળ બોલ્યો કે ( ગર્દભદંતભદંત નમોસ્તુ. )અર્થ—ગધેડાની પેઠે જેના દાંત બહાર નીકળેલા છે અને જેને લોક ભદન્ત કહે છે તેને નમસ્કાર હો. ત્યારે શોભનાચાર્યે બોલ્યા કે ( કપિવૃષણાસ્ય વયસ્ય સુખંતે ) અર્થઃ—વાંદરના *( વૃષણ ) જેવું લાલ ચોળ જેનું મોં છે એવા હે મિત્ર તને સુખછે ? આ પ્રકારનું શોભન મુનીનું-

* વાંદરના લટકતા લાલ અંડ

વચન સાંભળી ચમત્કાર પામી ધનપાળનો વિચાર થયો કે હું એની બોલાવાની અધીક ચતુરાઈથી જીતાઈ ગયોછું એમ ધારી બોલ્યો કે તમે કોના અતીથીઓ. એ પ્રશ્નના ઉત્તરમાં તેમણે કહ્યું કે તમારા છીએ. આ વચન સાંભળી પોતાની પાસે રહેલા એક બટુક વિદ્યાર્થીની સાથે તેમને મોકલી પોતાની ખાલી રહેલી બીજી હવેલીમાં મુકામ કરાવ્યો. અને ધનપાલે ઘેર જઈ તેમને વાસ્તે ભોજનની ઘણી સામગ્રી કરાવી તેમને પરીવાર સહીત પ્રીય વચનથી ભોજન વાસ્તે તેડવા આવ્યો. તેનાં વચન સાંભળી શોભન મુની બોલ્યા કે નીર્દોષ ને પ્રાસુક (નીરજીવ) ભોજન જૈન સાધુઓ કરે છે માટે તે વાતનો જોગ નહી બને. આ વચન સાંભળી ધનપાળે દોષનું કારણ આગ્રહથી પુછ્યું ત્યારે શોભનાચાર્યે પોતાના તેમજ અન્યમતના શ્લોક કહ્યા (પૃ૦ ૯૦ જુઓ) તેનો અર્થઃ—મુની જન ભમરાની પેઠે થોડું થોડું ઘણી જગ્યાએથી કોઈને દુઃખ ન ઉપજે એવી રીતે ગ્રહણ કરવા રૂપ માધુકરી વૃત્તી નીચ કુળથી પણ કરે. પણ બ્રહસ્પતિ જેવા એક પુરૂષ થકી અન્ન ગ્રહણ કરી નિર્વાહ કરે નહીં. વળી જૈન મતના દશવૈકાળીક નામના શાસ્ત્રમાં કહ્યું છે કે ભ્રમરની પેઠે વૃતીના કરનાર ને દોષના જાણનાર તથા પોતાના વાસ્તે કરેલી ભીક્ષાનો ત્યાગ કરનાર ઘણી જગ્યાએથી થોડું થોડું ગ્રહણ કરનાર, ઇંદ્રીઓનું દમન કરનાર મુની પોતાનું તથા પારકું મોક્ષ રૂપિ કાર્યને સાક્ષાત અથવા પરંપરાયે સાધે છે માટે તેમને સાધુ કહીએ છીએ. આ પ્રકારના સ્વપર શાસ્ત્રનાં વચન સંભળાવી અતી શુદ્ધ ભોજન કરનાર જૈની સાધુછે એમ એના અંતરમાં ચમત્કાર ઉત્પન્ન કર્યો. તે દીવસ માન કરી ધનપાળ ઉઠી ઘેર ગયો. બીજે દીવસ પોતાના સ્નાનની તૈયારી વખતે ગોચરી આવેલા બે સાધુને જોઇ ધનપાળની સ્ત્રીએ રાંધેલું અન્ન તથા દહીં આપવા માંડ્યું. ત્યારે સાધુએ પુછ્યું કે આ દહીં કેટલા દીવસનું છે. સાધુનું આ વચન સાંભળી છેટેથી ધનપાળ મશકરીમા બોલી ઉઠ્યો. શું એમાં કાંઇ પોરા છે? એટલે બ્રાહ્મણી બોલી કે એ દહીંને બે દીવશ થઈ ગયા છે. આ સાંભળી મુની બોલ્યા કે હા, એમાં પોરાછે. પછી તે જોવાને ધનપાળ નાતાંનાતાં ઉઠીને આવ્યો. તે મુનીએ થાળમાં દહી નાંખી અળતાના રસમાં રૂનુ પુમડુ બોળી તેને અડાડયું તેથી કેશ કરતાં પણ અતીશે સૂક્ષ્મ ધોળા જીણા જીવ તો

ચુમડા ઉપર ચડતા દેખાડયા. આ જોઇ જૈન ધર્મમાં જીવ દયાનું પ્રધાન પણું તથા જીવની ઉત્પત્તીનું જ્ઞાન ઘણું છે એમ ધાર્યું. તે ઉપર એક ગાથા (પૃ૦ ૯૧ જુ ) બોલ્યો તેનો અર્થ:—મગ. અડદ પ્રમુખની દાળ કાચા ગોરસમાં પડે તો તેમાં તરસ જીવની ઉત્પત્તી થાયછે તથા ત્રણ દીવસના વાશી દહીંમાં પણ ત્રસ જીવ ઉત્પન્ન થય છે. આ પ્રકારનું જ્ઞાન જૈન શાસ્ત્રમાંજછે એમ શોભન મુનીની સારી વાણીથી તે પ્રતીબોધ પામી સમકિત પામ્યો. ને કર્મ પ્રકૃતી આદીક ઝીણા વિચારના જૈનશાસ્ત્રના ગ્રંથોમાં પ્રવીણ થયો. ને નીત્ય પ્રાતઃ કાળે જૈન પ્રતિમાની પુજા કરતો થયો. તે વખત આ પ્રકારનું કાવ્ય બોલી આત્મ નીંદા કરે છે. ( પૃ૦ ૯૧ જા૦ )

અર્થ:—હે પ્રભો અહો માર‍ું અજ્ઞાન તો જુઓ ? કે થોડાંજ નગરનો સ્વામી તેને પ્રસન્ન કરવાને મોહના ઉદયથી દુખ પણ ગણ્યું નહી ને એ પ્રકારની શેવામાં આજ સધી મેં મારો કાળ ફોગટ ગુમાવ્યો. તમે તો ત્રણ ભુવનના સ્વામી છો ને મોક્ષ પદને આપનાર છો પણ તમારી આરાધના ન કરી તે ગએલો કાળ સંભરવાથી મને ખેદ થાય છે.

(૨) વળી હે વિતરાગ તમારૂં શાસન જાણ્યા વીના સર્વ જગ્યાએ ધર્મ છે એમ જાણ્યું. પણ શુદ્ધ ધર્મ જૈન શાસ્ત્રમાંજ છે તેનો બીલકુલ વિચાર કર્યો નહી. જેમ ધતુરાનો રસ પીને ઉન્મત્ત થએલો પુરૂષ બધી જગ્યાએ પીળુ દેખે પણ પોતાના શુધ ઉજ્વળ પદને ન દેખે તેમ મારે થયું.

( ૩ ) દેશનો અધીપતી રાજી થાય તો એક ગામ આપે, ગામનો ધણી રાજી થાય તે એક ખેતર આપે અને ખેતરનો ધણી રાજી થાય તો ખેતરમાં પાકેલી શીંગો વીગેરે શાક આપે પણ તમે રાજી થાઓ તો પોતાની સઘળી સંપદા એટલે મોક્ષ આપો ઇત્યાદી સ્તુતી કરતો ધનપાળ જૈની થયો. કોઇ એક વખતે ભોજ રાજાએ મૃગયા કરતી વખત ધનપાળને જોડે રાખી એક શ્લોક પુછ્યો કે, હે ધનપાળ આ મૃગ આકાશમાં કુદે છે ને વરાહ પૃથ્વીને ખોદે છે તેનું શું કારણ છે. ત્યારે ધનપાળે ઉત્તર દીધો કે હે દેવ તમારા શસ્ત્રથી બ્હીને ચંદ્ર મંડળમાં પોતાની જાતીના રહેલા મૃગનો આશ્રય લેવાને તે આકાશ તરફ કુદે છે. તેમજ પાતાળમાં રહેલા આદી વરાહનો આશ્રય લેવા આ વરાહ પૃથ્વી ખોદે છે. આ કવિતા સાંભળી રાજા પ્રસન્ન થયો. વળી બાણથી

મૃગને વીંધી તેનું વર્ણન કરવાને ધનપાળના સામુ જોયું, ત્યારે ધનપાળ બોલ્યો. શ્લોક ( પૃ૦ ૯૩ જુ.) અર્થઃ–હે રાજન્ તમારૂ પુરૂષાતન પાતાળ માં પેસી જાઓ. આ મોટી અનીતી છે, કેમકે બળવાન પુરૂષ થઇ દોષ રહીત દુર્બળ પ્રાણિને મારેછે તેનું રક્ષણ કરનાર કોઇ પણ નથી. માટે આ જગત રાજા વીનાનું થયું એ મહા ખેદ ભરેલી વાત છે. આ તીરસ્કારથી રાજા ક્રોધ પામી બોલ્યો કે આમ કેમ બોલોછો ત્યારે ધનપાળે શ્લોક કહ્યો. અર્થઃ—ગમે તેવો વૈરી હોય તોપણ પોતાને પ્રાણ સંકષ્ટ આવી પડવાથી મુખમાં તૃણ ગ્રહણ કરે તો તેને માર્યા વીના મુકી દેછે પરંતુ આ પ્રાણી તો નીર્દોષી તથા હમેશાં તૃણનુંજ ભક્ષણ કરે છે તો તેને કેમ મરાય. આ પ્રકારનાં ધનપાળનાં વચન સાંભળી રાજાના અંતરમાં દયા પ્રબળ થઈ તેથી ચઢાવેલું ધનુષ ઉતારીને આજ પછી મૃગવધ નહી કરૂં એવો સંકલ્પ કરી ધનપાળની સાથેજ ઘરભણી પાછા વળતાં માર્ગમાં યજ્ઞમંડપમાં બ્રાહ્મણો એકઠા થઈ યજ્ઞ કરતા હતા ત્યાં થંભલે બાંધેલા બોકડાની ગરીબ વાણી સાંભળી રાજાએ ધનપાળને પુછ્યું કે આ બોકડો શું કહેતો હશે? ધનપાળે કાવ્ય બોલી જવાબ દીધો, અર્થ—યજ્ઞમાં બ્રાહ્મણ લોક બોકડાને મારી હોમ કરે છે. તેનો અભીપ્રાય એવો છે કે તે પશુ સ્વર્ગમાં જાય. તેના ઉત્તરમાં આ બોકડો બોલેછે કે હે વીદ્વાનો મારેતો સ્વર્ગ ફળ ભોગવવાની જરા પણ તૃષ્ણા નથી. પણ તમારે સ્વર્ગ ફળ ભોગવવાની તૃષ્ણા ઘણીછે તો તમે એક બીજાના મુખમાં સારી પેઠે પવીત્ર ધાન્યજવ ભરી કુણીના પ્રહારથી પ્રાણ કાઢી તેના માંસની આહુતી આપો કે જેથી તમારી આશા ફળીભુત થાય. મને મારવાથી તમને શો લાભ થવાનોછે. વળી હે વીદ્વાનો મારા પ્રાણ પરાણે કાઢી મને સ્વર્ગ મોકલો એવી સ્તુતી પણ મ્હેં કરી નથી. હું તો મારી મેળે તૃણ ભક્ષણ કરી સંતોષ પામી વગડામાં રઝળતો ફરીશ, માટે હે સજ્જનો મારા ઉપર આ જુલમ ગુજારવો એ તમને યોગ્ય નથી. અને યજ્ઞમાં મારેલા પ્રાણી નીશ્ચે સ્વર્ગમાંજ જાયછે એવી જો તમને પુરી ખાતરીછે તો તમે તમારા મા બાપ તથા દીકરા દીકરીઓ તથા ભાઇ ભાંડુ વિગરેને બળાત્કારે પણ મારી કુટી તેમનો યજ્ઞમાં હોમ કરી સ્વર્ગમાં કેમ મોકલતા નથી હે રાજન્ આ પ્રમાણે બોકડો પોતાની ભાષામાં પોકાર કરેછે. આવાં ધનપાળનાં વચન સાંભળી રાજાએ ક

મકમી ખાઇને ફરીથી બોલવાની રજા આપી તેથી તે બોલ્યો કે, આ પ્રકારે યજ્ઞમાં પશુ હત્યા કરી તેના લોહીથી કાદવ કરી અતી નીર્દયપણું વાપરી જો સ્વર્ગમાં જવાય તો પછી નર્કમાં કોણ જાય? માટે શાસ્ત્રનો અર્થ આ બ્રાહ્મણો જેવો ઊંધો સમજે છે તેવો નથી. પણ તેનો અર્થ આ પ્રકારે છે કે, સત્ય રૂપી યજ્ઞ સ્થંભ આરોપણ કરી તેમાં કર્મ રૂપી કાષ્ટની અહીંસા રૂપી આહુતી આપી યજ્ઞ કરવો એ સત પુરૂષનો અભીપ્રાય છે. ઈત્યાદી ઘણા શાસ્ત્રોક્ત વચન રાજા પ્રતે બોલી હીંસા કરનાર બ્રાહ્મણ રાક્ષસ જેવાજ છે એવું રાજાના અંતઃકરણમાં ઠસાવી રાજાને પણ જૈન ધર્મનો અભિલાષી કર્યો. વળી કોઈક દીવસ રાજા પોતાના સરસ્વતી કંઠાભર્ણ નામે મહેલમાં જતો હતો ત્યારે જૈન ધર્મની પ્રશંસા કરનાર ધનપાળને કહ્યું કે જૈનના દર્શનમાં કોઇ કાળે સર્વજ્ઞ થયા હશે તેના મતમાં હાલ કોઈ જ્ઞાનાતિશય છે કે નહી? ત્યારે ધનપાળે કહ્યું કે અર્હતનો કરેલો અર્હન્ત ચુડામણી નામનો ગ્રંથ છે, જેમાં ત્રણ લોકની વસ્તુનું ત્રીકાળ સંબંધી જ્ઞાન અદ્યાપી દેખાય છે. આવું વચન સાંભળી તેની પરીક્ષા કરવાને ત્રણ દ્વારના મંડપમાં જઇ ઉભો રહી રાજા બોલ્યો કે, હે ધનપાળ મારૂં નીકળવું કિયા દ્વારમાંથી થશે? આ પ્રકારે શાસ્ત્રને માથે કલંક બેસાડવા રાજા તૈયાર થયો તેને જોઇ ધનપાળે વિચાર કર્યો કે લોકમાં એવો ઉખાણો છે કે 'પુનમનો પડવો, અમાંસની બીજ, વણ પુછયું મહુરત તેરશ ને ત્રીજ.' તેની પેઠે રાજાના મનમાં શાસ્ત્ર સાચાંછે એમ ઠસાવવાને આ વણ પુછયું મહુરત છે. માટે આનો નીર્ણય ઘણી બુદ્ધિથી કરવા યોગ્ય છે. જેમ પુર્વે જોશી લોકોએ સર્વે કામ સિદ્ધ થાય એવી પોતાના બુદ્ધિબળે તેરશ કલ્પી છે એ વાત આ વખતે મારે પણ બુદ્ધિબળથી સાચી કરવી જોઇએ એમ ધારી ભોજ પત્રમાં રાજાના પ્રશ્નનો નિર્ણય લખી, એ માટીના ગોળામાં ઘાલી રાજાની પાસે ઉભેલા સેવકની છાબડીમાં એ ગોળો મુકી કહ્યું કે હે રાજન્ હવે તમારે જે દ્વારથી નીકળવું હોય તે દ્વારે નીકળો. પછી રાજા પણ વિચારમાં પડયો કે હું પણ એની બુદ્ધિ રૂપી સંકટમાં પડયો. પણ કાંઇ ચીંતા નહી. આ ત્રણ દ્વારમાંથી એક દ્વારનો નિશ્ચય કર્યો હશે એમ વિચારી પાસે ઉભેલા સુત્રધારો પાસે તે મંડપમાં રહેલી પદ્મશીલા (વચમાં મોટી છાટ) ખશે-

ડાવી તેમાં રહેલા ગુપ્ત રસ્તા વડે બહાર નીકળી ગયો. પછી પેલો ગોળો ભાગી પેલા ભોજપત્રમાં લખેલા અક્ષરો વાંચ્યા તો તેમાં તેજ વાત લખી હતી. તે જોઇ જૈન શાસ્ત્રની ઘણી પ્રસંસા કરી. તે ઉપર એક કાવ્ય છે (*પૃ૦ ૯૫ જુઓ) અર્થઃ— જે વસ્તુને વીષ્ણુ બે નેત્રથી શિવજી ત્રણ નેત્રથી, બ્રહ્મા આઠ નેત્રથી, સ્વામી કાર્તીક બાર નેત્રથી, રાવણ વીસ નેત્રથી, ઇદ્ર હજાર નેત્રથી, તેમજ અસંખ્ય નેત્રથી જે વસ્તુને દેખી શકતા નથી તે વસ્તુને પંડિત પુરૂષ પોતાના બુદ્ધિરૂપ નેત્રથી જુએછે. વળી ધનપાળે ઋષભપંચાશીકા નામે ઋષભ દેવની સ્તુતીનો ગ્રંથ કરી રાજાને દેખાડી પ્રસન્ન કર્યો. વળી એ સરસ્વતીકંઠાભર્ણ નામના પ્રાસાદ પ્રશસ્તીના શ્લોક પોતે કરી રાજાને દેખાડયા. એમાંના એક શ્લોકનો અર્થઃ– હે રાજન્ તેં પૃથ્વીને ધારણ કરી, શત્રુનું હૃદય વીદારણ કર્યું, ને બળવાન રાજાની લક્ષ્મી ગ્રહણ કરી, એ ત્રણે કામ તેં જુવાનીમાં કર્યાં ને પુરાણ પુરૂષ વીષ્ણુએ એ ત્રણ કામ કરવા વાસ્તે ત્રણ અવતાર ગ્રહણ કર્યા. વરાહ અવતાર લઇ પૃથ્વી ધારણ કરી, નરસીંહ અવતાર લઈ શત્રુનું હૃદય ભેદ્યુ, વામન અવતાર લેઈ બળીરાજાની લક્ષ્મી લીધી.

આ પ્રકારનો કાવ્યનો અર્થ સાંભળી તે પટ્ટીકાના શીરપાવમાં રાજાએ એક સુવર્ણનો કળશ આપ્યો વળી તે પ્રાસાદમાંથી નીકળતાં તેની બારસાખના ભાગમાં કામદેવની મુર્તી પોતાની રતી નામની સ્ત્રી સાથે હાથ તાળી આપી હાસ્ય કરતી જોઈ રાજાએ તેનું કારણ ધનપાળને પુછ્યું. શ્લોક (પૃ૦ ૯૬ જુ૦)

અર્થઃ—આ શંકર કામને બાળી પોતાના બ્રહ્મચર્યથી સર્વોપરી ત્રણ જગતમાં વિખ્યાત સંયમ ધારણ કરતા હતા તે શિવ, પાર્વતીના વીયોગને ન સહન કરતાં પોતાના અર્ધા શરીરમાં નિરંતર સ્ત્રીને રાખે છે. એમ સ્ત્રીવિના ક્ષણમાત્ર પણ જેને ચાલતું નથી તેણે આપણને જીતી લીધાછે એમ કહી પોતાની સ્ત્રીના હાથમાં તાળી દઈ આ કામદેવ હાસ્ય કરેછે.

એક દિવસ ભોજરાજા ધનપાળને સાથે લેઈ શિવનાં દરશન કરી બારણે નીકળતાં શિવના ભ્રંગી નામના દુર્બળ ગણને (સેવકને) જોઈ ધનપાળને પુછ્યું કે આ સેવક આટલો બધો દુર્બળ કેમ થયો હશે ? તેના ઉત્તરમાં ધનપાળે કાવ્ય કહ્યું તેનો અર્થઃ—આ સેવકના અંતરમાં આ પ્રકારની નિ-

રંતર ચિંતારૂપી ચિતા બળેછે કે આ શિવ દિગમ્બર રહેછે, તેને કોઇ લુંટે એમ નથી તેમ છતાં પણ ધનુષ કેમ ધારણ કરે છે? અને એમ કરતાં કદાપિ ધનુષ રાખે તો ભભૂત ચોળવાનું શું પ્રયોજન છે? અને કદાચિત ચંદન વિગરેના લેપથી વૈરાગ પામીને. રાખ ચોળે છે તો સ્ત્રીનું શું કામ છે? ને એમ કરતાં એમને સ્ત્રી વિના ન ચાલતું હોય તો કામ દેવ સાથે દ્વેષ શું કરવા રાખે છે? આ પ્રકારના પોતાના સ્વામીનું પરસ્પર વિરૂદ્ધ ચેષ્ટિત દેખી તેની ચીંતામાં ને ચીંતામાં ગુંચાયેલો આ બીચારો સેવક, બધા શરીરમાં નસો તથા હાડકાં દેખાય એવો દૂબળો પડી ગયોછે. એટલે શિવ ત્યાગી કે ગ્રહસ્થ એમ પુછનારને ઉત્તર શો આપવો? ॥

વળી શિવના ભકત તો આ પ્રકારની સ્તુતિ કરી નવા ગ્રંથનો આરંભ કરે છે તેનો[1] અર્થઃ-રાખ ચોળવાથી શોભતું શિવજીનું શરીર પાર્વતીનો હસ્ત મેલાપ કરતી વખત રોમાંચિત થયું માટે તે ઉપર કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે, કામને બાળ્યો તેજ રાખ શિવજીયે શરીરે ચોળી હતી માટે પાર્વતીના હસ્ત સ્પર્શથી કામદેવ જાણે તેજ રાખમાંથી રોમરોમ ફુટી નીકળ્યો હોયની એમ જે શરીરનો દેખાવ પરણતી વખતે છે તે જયવંતુ વર્તો॥.

વિવાહ વિગરે શુભ કાર્યમાં ગાયનું દાન, પૂજન, વંદન વિગરે બહુમાન થાય છે એ પણ એક અંધ પરંપરાજ છે કેમકે હે રાજન્ કુતરાની પેઠે અપવિત્ર એટલે વિષ્ટાનું પણ ભક્ષણ કરતી ને પોતાના પુત્ર સાથે અતિ આસક્ત થઈ કામસેવન કરતી ને ખરીયોથી તથા શિંઘડાંથી જંતુનો નાશ કરતી, એમ ઘણા દોષથી ભરપૂર ગાય કીયા ગુણથી વંદન કરવા યોગ્ય છે.

વળી દૂધ આપવાના બળથી ગાય વંદનિક હોય તો 'ભેંશ કેમ વંદનિક ન હોય.' ભેંશથી લગાર પણ ગાયમાં વિશેષ ગુણ દેખાતો નથી એટલે એમાં પશુ ધર્મ બરોબર છે.

ઇત્યાદિ સુંદર વાણિના ચાતુર્યથી રાજાને રંજન કરતો ધનપાળ કવિ બેસે છે એટલામાં કોઇક વાહાણવટિયો વહેપારી દ્વારપાળ સાથે પોતાની ખબર કહાવી આજ્ઞાથી સભામાં આવી નમસ્કાર કરી મેણપટ્ટી (શિલા

---

૧ ગોવર્ધન સપ્તશતી ગ્રંથનું મંગલાચરણ.

વિગરે વસ્તુ ઉપર કોતરેલા અક્ષરો લેવાને મેણથી કરેલી યુક્તિ વિશેષ તે) માં ઉતારેલાં પ્રશસ્તિનાં કાવ્ય રાજાને દેખાડયાં, તે જોઇ રાજાએ પુછ્યું કે આ કયાંથી મળ્યાંછે. તે સાંભળી પેલો પુરૂષ બોલ્યો કે હે રાજન્ સમુદ્રમાં મારૂં વહાણુ ઓચિંતુ અટકયુ, તેનું કારણ શોધાવતાં માલમ પડયું કે અતિશે ઊંડા જળની અંદર એક શિવ મંદીર હતું પણ તેને જળનો સ્પર્શ લગાર પણ લાગેલો નહીં એવું મહાપ્રતાપિ તે મંદિરની ભીંતે લખેલા અક્ષરો છે એમ સાંભળી ત્યાંથી મેણપટ્ટી વતે સુંદર અક્ષર વાળી ગ્રહણ કરેલી આ પટ્ટીકા છે. આ પ્રકારનું વૃત્તાંત સાંભળી રાજાએ મૃત્તિકાની તેના ઉપર બીજી પટ્ટીકા ડબાવી તે ઉપર પડેલાં કાવ્ય પંડિતો પાસે વંચાવ્યાં તેનો અર્થઃ-

આ રાજાની બાળપણમાંથીજ મોટી ઉન્નતિનો કરનાર વૃદ્ધિ પામતો ગુણનો સમૂહછે, તે ગુણનું સ્મરણુ લજ્જા.પામી પોતાના મુખથી કોઇ દિવસ રાજા કરતો નથી માટે જાણે રીસાવીને તે ગુણ પોતાથી ઉત્પન્ન થયેલા યશને લેઈ સમુદ્રના તીર સુધી વિસ્તાર પામતા ચાલ્યા ગયાછે. જેમ કોઇ સારા પુરૂષને બાળપણમાંથીજ ઉછેરી મોટો કરે, પછી તે ઉછેરી મોટો કરનારનું નામ તેની વૃદ્ધાવસ્થા થતાં સુધી પણ ન લે, ત્યારે તેના ઉપર રીસ ચડાવી પોતાના પુત્રનો હાથ ઝાલી ખેદ પામી સમુદ્રને કાંઠે જઇ તપ કર્યા કરે તેમ આ રાજાના ગુણ તથા યશ સમુદ્ર પર્યંત ગયા તે પ્રસિદ્ધછે ॥ ૧ ॥ આ રાજા દિગ્વિજય કરવા નિકળ્યો ત્યારે જે કોઈ શત્રુ, ધનુષ બાણ હાથમાં ઝાલી બારણે નિકળે તેની સ્ત્રીને તત્કાળ વિધવા કરે એવી જગતમાં મોટી હાક વાગવાથી ભય પામતી કામદેવની રતિ સ્ત્રી પોતાના ધણીને, મદોન્મત્તપણે વળગેલી ભ્રમરની સ્ત્રીયોની કાળાશ રૂપી ગળિથી રંગેલા પેહેરવાના વસ્ત્રથી ઢાંકી રાખેલું પુષ્પ રૂપિ ધનુષ હાથમાં ઝાલવા દેતી ન્હોતી, કેમ જે ક્રોધ કરી મારા ધણીને કદાપિ મારી નાંખે તો હું વિધવા થાઉ ! ॥ ૨ ॥ હે રાજન્ તમારા વૈરીની સ્ત્રીયો, પોતાના અંતરની ઉંડી ચિંતા રૂપી મહા ગંભીર કુવાથી ઘણા શોક રૂપી મોટી રેહેંટ માલ ફેરવી તેથી નેત્ર રૂપી ઊંચી નીચી થતી ઘડીયોમાં ભરાતું ખેંચી કાડેલું આંસુ રૂપી જળ, તેની ધારાઓ નાસિકા રૂપી પડનાલ્યને રસ્તે ચાલતાં આગળ આવતાં વિષમ માર્ગને લીધે ચ્યારે પાસ વિ-

ખરાબ જતા જળપ્રવાહને પોતાના ઉંચા મોટા સ્તન રૂપી ઘડામાં વારં-વાર ભરી લે છે એટલે તે સ્ત્રીયોને વનમાં રઝળતાં પાણી પીવાના પણ સાંસા પડે છે ।। ૩ ।। ઈત્યાદિ અર્થ ભરેલાં તે પ્રશસ્તિનાં કાવ્ય સંપૂર્ણ વંચાવતાં જેનું ઉત્તરાર્દ્ધ છિન્ન ભિન્ન થયું છે એવું એક કાવ્ય આપ્યું તેનું પૂર્વાર્દ્ધ.

अपि खलु विषमः पुराकृतानां
भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥

અર્થઃ—જીવ માત્રને પૂર્વે કરેલા નાના પ્રકારના કર્મનો ઉદય નિશ્ચે વિષમ છે એટલે નાના પ્રકારનો છે.

આ કાવ્યનું ઉત્તરાર્દ્ધ ઘણા છિન્નવાદી કવિયો[૧] પાસે રાજાયે કરાવી જોયું પણ પોતાની ધ્યાનમાં ન આવવાથી ધનપાળ પંડિતને કહ્યું ત્યારે તે બોલ્યા.

हर शिरसि सिरांसि यानि रेजु–
र्हरि हारितानि लुठन्ति गृध्रपादैः॥

અર્થઃ—જે માથાં શિવના મસ્તક ઉપર શોભતાં તેજ માથાં આજ ગધ્રપક્ષિના પગમાં અથડાય છે.

આ પ્રકારના અર્થ ભરેલું ઉત્તરાર્દ્ધ સાંભળી રાજા બોલ્યો કે આ ઉત્તરાર્દ્ધ મળતું આવે એમ જણાય છે, તે સાંભળી ધનપાળ બોલ્યો કે જો શબ્દથી તથા અર્થથી આજ ઉત્તરાર્દ્ધ શ્રી રામેશ્વર મહાદેવની પ્રશસ્તિ લ-ખેલી ભીંતમાં ન હોય તો આજથી આરંભીને જીવતા સુધી મ્હારે કવિ-તાજ કરવી નહીં એવી પ્રતિજ્ઞાછે. આ પ્રતિજ્ઞા સાંભળી એ કવિની પરીક્ષા કરવા ઘણીજ મ્હેનત તથા દ્રવ્ય નાશ કરી સમુદ્રમાં વહાણ મુકાવી તે કામમાં ઘણા ચતુર લોકો પાસેથી છ માસે તે મંદિર ખોલાવી પ્રશસ્તિ ઉતરાવી મંગાવી જોયું તો જે ધનપાળ પંડિતે કહ્યું હતું તેજ ઉત્તરાર્દ્ધ નિ-કળ્યું. આ જોઇ રાજા ઘણો પ્રસન્ન થઇ તેને યોગ્ય શીરપાવ આપ્યા. આ પ્રકારે ખંડ પ્રશસ્તિનાં ઘણાં કાવ્ય છે તેનું સંક્ષેપ વૃત્તાંત કહ્યું.

---

૧ ગયેલા અક્ષર તથા પદોને નવા કરી જુના સાથે મેળવવા ચતુર હોય તે.

ક્યારેક ધનપાળને ભોજ રાજાએ પુછ્યું કે હાલમાં શ્યા કામમાં રોકાયાછો કે પ્રથમની પેઠે અત્રે આવી શકતા નથી. તેનો ઉત્તર ધનપાળે કર્યો કે, હું હાલમાં તિલકમંજરી નામના ગ્રંથની રચનામાં વ્યગ્રછું. પછી તે ગ્રંથ સાંભળવામાં રાજાની ઘણી રૂચિ જોઈ ધનપાળ બોલ્યો કે એ ગ્રંથમાં તમારૂ નામ મારાથી દાખલ નહીં થઇ શકે માટે તે વાત જવાદો. પણ રાજાએ કહ્યું કે હું તમને હરકત નહી કરૂ, એવું નક્કી કરી શિયાળાની પાછલી રાત્યના છેલા પોહોરમાં સારો અવકાશ મળવાથી તેજ પ્રથમ લખેલી તિલકમંજરીની પરત લઈ તેનું વ્યાખ્યાન રાજા આગળ ધનપાળ કરતા હતા. રાજાએ એ ગ્રંથમાં ઘણોજ ઉભરાઇ જતો રસ છે એમ ધારી તે પરતની નીચે સોનાનો થાળ મુકી તેમાં એક કચોળુ (પડઘીવાળા વાડકા જેવુ) મુકી તે ઉપર પુસ્તકની ગોઠવણી કરી હતી કે રખે એમાંથી રસ ઉભરાઇ બાહિર નિકળી ન જાય. એવા હેતુથી પ્રીતિ પૂર્વક તે ગ્રંથ સાંભળી રહ્યા પછી તે ગ્રંથની બે હદ કવિતાથી અતિ આશ્ચર્ય પામેલો રાજા બોલ્યો કે આ ગ્રંથમાં કથાનો નાયક મને કરચ, ને વિનતાનગરીને ઠેકાણે અવંતીનગરી કરચ, ને શક્રાવતાર તીર્થને ઠેકાણે મહાકાળેશ્વર મહાદેવને કરચ આ પ્રકારની ગોઠવણ એ ગ્રંથમાં કરૂં તો જે માગે તે તુને તરત આપું. આ પ્રકારનું રાજાનું વચન સાંભળી ક્રોધાયમાન થઇ ધનપાળ બોલ્યો, અરે ખજુઆેજીવ ને સૂર્ય એ બેમાં જેટલો ફેર છે તેમજ સર્ષપ ને મેરૂ પર્વતમાં તથા કાચ ને કાંચનમાં તથા ધંતૂરા ને કલ્પવૃક્ષમાં જેટલો તફાવત છે તેટલો મોટો અંતરાય તમારા કહેવા પ્રમાણે કરવામાં છે એમ કહી એક ગાથા બોલ્યો (પૃ. ૧૦૦ જુ.)

અર્થઃ—દુર્જનની પેઠે બે મ્હોડે બોલતો ને મૂર્ખપણું છતે મહા કવિનું નામ ધરાવતો, વળી તારા નામના ઘણા ગ્રંથ કરી આપ્યા છતાં પણ જેનો લોભ તો માતેજ નથી ને તરેવાર પીડા કરતા બાણની પેઠે હૈયામાં સલ્ય સમાન નડતો તું મરીને પાતાળમાં કેમ પેશી જતો નથી? કે ચનોઠીથી સોનું જોખી કીમત પણ બેની બરોબરચ કરવા ઇચ્છુછું ? !

ઇત્યાદી ધનપાળની ગાળો સાંભળી ભોજરાજાને અતીસે ક્રોધ ચડયો તેથી તેણે તે મુળ પરત બાળીને ખાખ કરી; તે જોઇ ધનપાળને ઉપરથી તથા અંતરથી વૈરાગ્ય થયો ને નીચુ મોઢું કરી પોતાના ઘરના પાછલા ભાગમાં

એક જુના માંચા ઉપર નીશાસા ખાતો ઘણીવાર સુધ રહ્યો. તે ધનપાળની તીલકમંજરી નામની પુત્રી ઘણી પંડિત હતી, તેણીએ ભક્તિસહીત સ્નાન પાન ભોજનાદિક કરાવ્યું. ઘણા આગ્રહથી ઉદાસીનું કારણ પુછતાં ધનપાળે બનેલી વાત કહી દેખાડી. તે સાંભળી, તીલકમંજરીએ કહ્યું. તમે કાંઈ ચિંતા કરશો નહીં કેમકે દીવશ રાત્રીથી કરેલો ગ્રંથ હું પ્રાતઃકાળમાં તમારા સ્થાનમાંથી પુંજો વાળતી વખત બધો વાંચી જોતી હતી. તેથી એ ગ્રંથ મારે કંઠે છે. તે સાંભળી ધનપાળ ઘણો ખુશી થયો. પછી તીલકમંજરીએ પોતાના કંઠથી સંભારી સંભારીને તે ગ્રંથ અરધો લખ્યો. અને તેનું ઉત્તરાર્દ્ધ નવું કરી આખો ગ્રંથ કરી દેખાડયો. આથી ધનપાળ તથા ભોજ રાજા ઘણું પ્રસન્ન થયા ને ઘણા માનથી તીલકમંજરી એવું એ ગ્રંથનું નામ સ્થાપન કરી તેની ખ્યાતી કરી.

વળી એક દિવસ ધનપાળે એક કાવ્ય કહ્યું તેનો અર્થઃ-એક દીવસ બ્રહ્માને પૃથ્વીના મહાન રાજા ગણવાનું કૌતુક થયું. તેથી હાથમાં ખડીનો કાંકરો લઇ, હે રાજન્ તમારૂંનામ પહેલું ગણી આકાશમાં એક લીટી દોરી. પછી વિચાર કરતાં તમારા જેવો બીજો કોઇ રાજા દીઠો નહીં ત્યારે તે ખડીનો કાંકરો ફેંકી દીધો તે પૃથ્વી ઉપર પડયો તે કાળે કરી વૃદ્ધિ પામીને હીમાચલ પર્વત થયો. ને પેલી આકાશમાં રેખા કરી હતી તે આકાશગંગા થઈ. આ અર્થ ભરેલું કાવ્ય સાંભળી બીજા પંડિતોએ ધનપાળનું ઉપહાસ્ય કર્યું કે, ધનપાળે આ અતિશયોક્તિ ભરેલી ગપ ઠોક મારીછે. તે વખતે ધનપાળ એક શ્લોક બોલ્યો. તેનો અર્થઃ-કે રામાયણ કરતાં વાલ્મીકી કવીએ એવી ગપ મારી છે કે વાંદરાએ પર્વતો ઉચકી લાવી સમુદ્ર ઉપર પાજ બાંધી. અને ભારત કરતા વ્યાસ મુનીએ એવી ગપ મારી છે કે અર્જુનનું બાણ લાખ રૂપ ધારણ કરી લાખ માણસને મારી પાછું આવી ભાથામાં પેસી જતું હતું. એમ માહા કવીઓની અતિશયોક્તિ જોયા વગર મારી કહેલી વસ્તુ સાંભળી આશ્ચર્ય પામતા લોક મોઢું પાછું કરી પોતાની પ્રતિષ્ટા મેળવવા હસે છે તે પ્રતિષ્ટાને હું નમસ્કાર કરૂંછું.

એક દિવસ ભોજરાજાને મહાભારત વાંચનાર પંડિતે પવિત્ર ભારતની કથા સાંભળવા કહ્યું, ત્યારે ભોજ રાજા જૈન ધર્મ ઉપર પ્રીતી થવાથી નિષેધ કરી એક કાવ્ય બોલ્યો તેનો અર્થઃ—કન્યાના વ્યભિચાર કર્મથી ઉ-

ત્પન્ન થયેલાને પોતાના બાંધવની સ્ત્રીના વિધવાપણાના દુઃખને નાશ કરના-ર વ્યાસમુનીનો કરેલો ભારત ગ્રંથ, તેમાં નાયકરૂપે વર્ણન કરેલા વ્ય-ભિચારથી ઉત્પન્ન થયેલા પાંચ પાંડવ છે. તે ગોલક પુત્ર છે એટલે પોતાના પતિના મરણ પછી બીજા પુરૂષથી ઉત્પન્ન થએલા પુત્ર પાંડુ રાજા તેના પુત્ર કુંડ એટલે ભર્તા જીવતો હોય ને જાર પુરૂષથી ઉત્પન્ન થાય તે કુંડપુત્ર કહીએ, એવા પાંચ પાંડવ છે તેમની કથા, વળી તેમનાં આચરણ જોઇએ તો કુળનો ક્ષય કરવાનાં અને પાંચ વચે એક સતી સ્ત્રી રાખવાનાં, આવી વાતો સાંભળે જો પુણ્ય થતાં કલ્યાણ થાય તો પાપની શી વલે થશે.

વળી એક દીવસ રાજાએ ધનપાળને પુછ્યું કે હાલ કોઈ પ્રબંધાદીક ગ્રંથ કરવા માંડયોછે! ત્યારે ધનપાળે એક શ્લોક કહ્યો (પૃ૦ ૧૦૨ જુ) તેનો અર્થઃ—૧ વૈરીની લક્ષ્મી રૂપી સ્ત્રીના કેશ પાશનું ગ્રહણ કરવામાં જેના હાથ શકતીવાન છે એવા હે રાજન્ હું જૈનધર્મી હોવાથી હમેશાં ઉનુ પાણી પીઉંછું. માટે ગળામાં રહેલી સરસ્વતીને ગરમઇ લાગવાથી મારા મુખરૂપી ધરમથી તેણીયે ઉચાળો ફેરવ્યોછે માટે મારાથી કવીતા થઈ શકતી નથી. ૨॥

વળી ધનપાળનું વચન અને મલીયાગરનું ચંદન રસ સહીત જેના હૃદ-યને લાગ્યું તે શાંત અને સુખી ન થાય એવો જગતમાં કોણ છે.

એક દિવસ છ દર્શનના મોટા મોટા પુરૂષોને બોલાવી રાજાએ મુકતી માર્ગ પુ-છયો ત્યારે સર્વે પોત પોતાના દર્શનનો પક્ષપાત દેખાડયો. પછી સાચો મારગ જાણવાને છ મહીના સુધી સર્વેને એકઠા રાખ્યા. પછી તેમણે સારદા દેવીનું આરાધન કરવા માંડયું ત્યારે એક દીવશ પાછલી થોડી રાત બાકી રહી ત્યારે સારદાદેવીએ આવી રાજાને જગાડી કહ્યું કે બૌધ ધર્મ સાંભળવા યોગ્યછે ને જૈન ધર્મ કરવા યોગ્ય છે વૈદીક (વેદ સંબંધી) ધર્મ વ્યવહાર કરવા યોગ્યછે. ને પરમ-ાનંદ ધ્યાન કરવા યોગ્યછે. આ પ્રકારનું રાજાને તથા સર્વ દર્શનના પુરૂષોને કહી ભારતી ( સારદા દેવી) અંતર ધ્યાન થઇ પછી સર્વે દર્શનના પુરૂષોએ એક શ્લોક કરી રાજાને આપ્યો તેનો અર્થઃ—કે અહીંસા લક્ષણ ધર્મ પાળ-વા યોગ્ય છે. ભારતી દેવી માનવા યોગ્ય છે. ધ્યાનથી મુક્તી પમાય છે એ-વો સર્વ દર્શનીઓનો મત છે.

વળી એક દિવસ એ નગરમાં રહેનારી સીતા નામની રંધવારી પરદેશી લો

કોનું રાંધણુ રાંધી પોતાનો નિર્વાહ કરતી હતી. ત્યાં કોઇ પરદેશી સૂર્ય ગ્રહણને દિવસે જલાશયમાં જઇ મંત્ર જપી માલકાંકણીનું તેલ પીને ઘેર આવી રાંધી મુકેલી રસોઇ જમ્યો. તેથી તતકાળ તેને ઉલટી થઈ. ને અચેતન થયો. તેની પાસે તે વખતે ઘણા પૈસા હતા તે જોઈ આ સ્ત્રીને વિચાર થયો કે આની પાસે દ્રવ્ય છે તેથી એને માર્યાનું કલંક મારે માંથે આવ્યા વિના રહેશે નહી. અને તેથી મારૂં કમોત થશે. તે કરતાં પહેલાં મરવું એ ઉત્તમ છે. એમ ધારી ઉલટી કરેલું અન્ન ઝેરવાળું જાણી પોતે મરવાને વાસ્તે ખાઈ ગઈ. તેમાં રહેલુ માલકાંકણીનું મંત્રેલું તેલ તેના પેટમાં સ્થિર રહેવાથી એકદમ જીભ્હાગ્રે સર્વ વિદ્યા પ્રગટ થઇ. તેથી રઘુવંશાદિક કાવ્ય તથા વાત્સ્યાયનાદિક કામશાસ્ત્ર તથા ચાણાક્યાદિક નીતિશાસ્ત્ર તેમનો પોતાની મેળે અભ્યાસ કરી નવી યૌવન અવસ્થામાં આવેલી મહા વિદ્વાન્ વિજ્યા નામની પોતાની પુત્રી સહિત ભોજરાજાની સભામાં આવી તેના સામુ જોઇ બોલી. તે વખતે ભોજરાજાની આખી સભા ચિત્રામણના આકારે સ્થંભિત થઇ ગઇ. શ્લોક (પૃ. ૧૦૩ જુ૦) તેનો અર્થઃ

હે રાજન્ શત્રુ કુળનો નાશ કરવો એ શૌર્યનો અવધિ છે. આ આખું બ્રહ્માંડ રૂપી પાત્ર ભરઈ જાય એ યશનો અવધિ છે. અને સુતરનો ત્રાગડો (તાંતણો) પણ ન રાખતાં જે માગે તે આપી દેવું તે દાનનો અવધિ છે, ને સમુદ્ર એ પૃથ્વીનો અવધિ છે. હિમાચલની પુત્રી પાર્વતીના પાત શિવના ચરણ યુગળને પ્રણામ કરવો એ શ્રધ્ધાનો અવધિ છે. એમ સર્વે વસ્તુનો અવધિ છે પરંતુ હે ભોજ રાજન્ તારા ગુણનો અવધિ નથી. આ સાંભળીને આનંદ પાંમતા રાજાએ વિજ્યા સામુ જોઇ તેના રૂપમાં મોહીત થઈ ઘેલછાના જોરમાં બોલ્યો કે તુ તારા સ્તનનું વર્ણન કર. આ સાંભળી વિજયાબોલી (પૃ. ૧૦૪ જુ૦)

સ્તન મંડલની ઉંચાસનો અવધિ, ચિબુક પર્યંત છે એના સંભવનો અવધિ, હાથના મૂલ પર્યંત છે. એના વિસ્તારનો અવધિ, હૃદય પર્યંત છે. એના પરસ્પર સજ્જડ મળિ જવાનો અવધિ, કમલના તાંતણાનો પણ એ એની વચે પ્રવેશ ન થાય એ છે. ને એના સુંદર વર્ણનનો અવધિ, સુવર્ણ સરખી ઉપમા આપવી એ છે. વળી એની કઠિણતાનો અવધિ, વજ્રભૂમિનિ ઉપમા આપવી એ છે પરંતુ એ સ્તન મંડળમાં રહેલા લાવણ્ય પણાનો તો (એક જાતના સુંદર ચમત્કારિ ગુણોનો) અવધિજ નથી ॥૯॥

કામદેવની વિજયપતાકા રોપનારી વિજયા પંડિતાનું આ પ્રકારનું વર્ણન સાંભળી ભોજરાજા ચમત્કાર પામી અર્ધ શ્લોક બોલ્યો.

**किं वर्ण्यते कुचद्वन्द्वमस्याः कमलचक्षुषः ।**

અર્થઃ—આ કમળાક્ષીના યુગલસ્તન મંડળનું શું વર્ણન કરીયે!

આ વચન સાંભળી વિજયા, એ શ્લોકનું ઉતરાર્ધ બોલી.

**सप्तद्वीपकरग्राही भवान् यत्र करप्रदः ॥ १**

અર્થઃ—હે રાજન્ ખરી વાત કહી! પૃથ્વીના સાતે દ્વીપમાંથી કરગ્રહણ (વસુલાત) કરવા સમર્થ તમો સાક્ષાત્ જેને કર (**हस्त**) આપવા તૈયાર થયા તો તે સ્તનમંડળનું, શુ વર્ણન કરી શકાય! સર્વનો કર તમો ગ્રહણ કરો ને તમારો કર સ્તનમંડળ ગ્રહણ કરે માટે એનું ઐશ્વર્ય કહેવા કોણ સમર્થ થાય.

આ પ્રકારે કામબાણ રૂપ વિજયાના મુખમાંથી નિકળતા અક્ષરોથી રાજાનું હૃદય ભેદાયું. તેથી વળી અર્દ્ધ શ્લોક બોલ્યો.

**प्रहतमुरजमन्द्रध्वानवाद्भिः पयोदैः**

**कथमलिकुलनीलैः सैव दिग् संप्ररुद्धा॥**

અર્થઃ— મૃદંગના જેવા ગંભીર ગાજતા ને ભ્રમર જેવા શ્યામ મેઘોએ તેજ દિશ કેવી રીતે રોકી!

આ વચન સાંભળી વિજયા, શ્લોકનું ઉત્તરાર્દ્ધ બોલી.

**प्रथमविरहखेदम्लायिनी यत्र बाला**

**वसति नयनवान्तैरश्रुभिर्धौतवक्त्रा ॥ १**

અર્થઃ—જેવી રીત્યે નેત્રમાંથી નિકળતી આંસુની ધારાથી મુખ ધોવાય એવી રીત્યે, જે દિશમાં પ્રથમજ સ્વામિનો વિયોગ થવાથી ઉત્પન્ન થએલા દુઃખથી ગ્લાની પામતી વિરહિણિ સ્ત્રી વસે છે તે દિશ મેઘથી છવાઈ ગઇ છે. વિજયા પંડિતાનો અભિપ્રાય જે હું તો મારા મનથી તમનેજ પરણી ચુકીછું. હવે મારા ઘર તરફની દિશ મેઘ મંડળથી છવાઈ ગઇ છે માટે મારાથી ઘેર જવાશે નહી કારણ કે મારી નવી યુવાવસ્થામાં પ્રથમ વિરહ સહન થઇ શકે એમ નથી તેથી લોકપ્રસિદ્ધ મારો અંગીકાર કરો.

ભોજ રાજા, એ સ્ત્રીયે પ્રગટ કરેલી કામ ચેષ્ટાના ચમત્કારમાં અં-જાઇ જવાથી એકદમ કામાતુર થયો પણ સભા વિસર્જન કરવાનો કાંઇક વિલંબ હતો માટે કાલક્ષેપ કરવા, વળી અર્દ્ધ શ્લોક બોલ્યો.

**सुरताय नमस्तुभ्यं जगदानन्ददायिने ।**

અર્થ:—જગતને આનંદ આપનાર હે કામ સંભોગ હું, તુને નમસ્કાર કરૂં છું.

આ વચન સાંભળી વિજયા, એ શ્લોકનું ઉત્તરાર્દ્ધ બોલી.

**आनुषङ्गि फलं यस्य भोजराज भवादृशाः ॥**

અર્થ:—હે રાજન્ આ વખ્ત તમારે કામ સંભોગને નમસ્કાર કરવો યુક્ત છે. કેમ જે જેને તમારા જેવા એટલે ઘણી સ્ત્રીઓનાં ધણી, તેનો લાભ થવો તે ફળ તો આનુષંગિક છે એટલે કોઈ વખત અણધાર્યું વીજળીના ઝબકારા જેવું થઇ જાય છે.

આ પ્રકારે મર્મ ભેદી વિજયાનું વચન સાંભળી રાજાએ લજ્જા પામી નીચુ જોયું. પછી છેવટ તેમને પોતાની ભોગિની સ્ત્રી ( કામભોગ વા-સ્તે રાખેલી સ્ત્રી તે ) કરી જનાનખાનામાં રાખીઓ. પછી વિજયા એક દિવસ મ્હેલના જાળીયામાંથી પોતાના સ્તન ઉપર પડતા ચંદ્રકિરણ જોઇ શ્લોક બોલી તેનો અર્થ: હે ચંદ્ર તું ચંડીકાના પતિ શીવના માથેથી ચડી ઉતરેલું ધોળુ ફુલ છું અટલે શિવ નિર્માલ્ય છું કલંક યુક્ત છું માટે મ્હને કર સ્પર્શ ( હસ્તસ્પર્શ ) કરવા યોગ્ય નથી. ઇત્યાદી ઘણો વિસ્તાર પર પરાથી જાણજો એમ સીતા પંડિતાનો પ્રબંધ પુરો થયો.

ભોજરાજાની સભામાં મુખ્ય રહેલા મયૂર અને બાણ નામના બે પંડિત સાળો બનેવી થતા હતા. અને એક બીજા સાથે સ્પર્ધા કરી સભામાં મોટી પ્રતિષ્ટા વારા ફરતી મેળવતા હતા. કોઇ એક વખત બાણ પંડિત બેનને મળવાને ગયો. તે વખત ઘણી રાત જવાથી બારણે સુઇ રહ્યો. અને બનેવીના ઘરમાં થતું રાત્રિનું સઘળુ વૃતાંત એકાગ્ર ચિત્તે તે સાંભળતો હતો. મયૂર પંડિતને રીસા-યેલી પોતાની સ્ત્રીને મનાવતાં આખી રાત વહી ગઈ અને પ્રાતઃકાળ થતાં એક શ્લોક બોલ્યો. (૧૦૫ જુ )તેનો અર્થ:—સઘળી રાત્રી વહી ગઇ અ-ને દુબળો થતો ચંદ્ર પણ હમણાં અસ્ત પામશે. આ દીવો પણ નિ-

દ્રાવશ થઇ જાણે હમણાં ઓલવાઇ જશે એવો દેખાય છે. ને સ્ત્રીને માન રાખવાનો પણ અવાધ છે જે પતિ પ્રણામ કરે એટલે સ્ત્રીએ માનનો ત્યાગ કરવો જોઈએ પણ હું તો વારંવાર તને પ્રણામ કરૂં છું તોપણ તું ક્રોધ નો ત્યાગ કરતી નથી. આ મોટું આશ્ચર્ય છે. એમ શ્લોકનાં ત્રણ પદ બારંવાર બોલતો જોઇ બારણે બેઠેલા બાણપંડિતથી પોતાની કવિતાનું બળ સહન ના થઇ શકવાથી ચોથું પદ બોલી ઉઠયો. જે . હે અત્યંત ક્રોધ વાળી તારા અતિશે કઠણ એવા સ્તનના સબંધથી તારૂ હૃદય પણ કઠણ થયું છે. કે હજુ સુધી આટલી બધી નમતી આપતાં પણ તારૂ હૃદય લગારે કોમળ થતું નથી. આ પ્રકારના અર્થ ભરેલું ભાઈના મુખમાંથી નીકળેલુ શ્લોકનું ચોથું પદ સાંભળી ક્રોધ કરી લાજ પામી 'તુ કોડીઓ થા' એવો શ્રાપ દીધો. તે પ્રતિવ્રતાના શ્રાપથી તે દિવશથી આરંભીને બાણપંડિત કોડ વાળો થયો. પ્રાતઃકાળે તે કોડ ઉપર રાખ ચોળી સભામાં આવીને બેઠો ત્યારે મયૂરપંડિત મોરના જેવી કોમળ વાણીએ માગધી ભાષાનો શબ્દ બોલ્યો. તે સાંભળી રાજાએ લજ્જા પાંમતા બાણપંડિતના સામું જોયું ત્યારે લાજ પામી ત્યાંથી ઉઠીને નગર બારણે જઇ સૂર્યનું આરાધન કરવા વાસ્તે એક મોટો થંભ રોપ્યો. નીચે ખેરના અંગારાથી ધગધગતો એક કુંડ રચ્યો. થંભના ઉપર અનુક્રમે શીકાં લટકાવેલાં તેમાં ઉભો રહી સૂર્યની સ્તુતીનું એક કાવ્ય બોલી, તે શીકાને છરીવતે કાપી બીજા શીકામાં વળગી રહી વળી કાવ્ય બોલ્યો. એ પ્રકારે પાંચ કાવ્ય બોલ્યો પછી છઠું કાવ્ય બોલતાં સૂર્ય દેવે પ્રસન્ન થઈ આવી કોડ મટાડી તેનું શરીર કંચન જેવુ કર્યું. બીજે દિવસ સભામાં જઈ સુંદર ચંદનચોળી સારાં વસ્ત્ર પહેરી સુંદર શરીરને દેખાડતો સભામાં બેઠેલો જોઇ રાજાએ મયૂરપંડિતના સામુ જોયુ ત્યારે મયૂરપંડિત બોલ્યો કે પ્રસન્ન થએલા સૂર્યનો આ પ્રતાપ છે. આ સાંભળી બાણપંડિત બાણના જેવી વાણી બોલ્યો. કે જો દેવતાનું આરાધન સુખેથી થતું હોય તો તું પણ કાંઇક આરાધન કરી ચમત્કાર દેખાડ. એમ કહ્યુ ત્યારે મયૂર પંડિત બોલ્યો કે જે વ્યાધી રહીત છે તેને વૈદનું શું કામ છે તોપણ તારા વચનથી મારે મારા હાથ પગ કાપી ભવાની દેવીને કાવ્યના છઠા અક્ષરમાંજ પ્રસન્ન કરવી. એવી પ્રતિજ્ઞા કરી પાલખીમાં બેસી ચંડીકા દેવીના મંદીર પછવાડે જઇને બેઠો ને પોતાના કહેવા પ્રમાણે હાથ પગ

કાપી, કાવ્યના છઠા અક્ષરમાં દેવીને પ્રસન્ન કરી. તેથી ચંડિકાનું મંદિર બધું પોતાના સન્મુખ થયું. ને પોતાનાં સઘળાં અંગ હતાં તેથી પણ ઘણાં સરસ થયાં. આ પ્રકારનો મોટો પ્રતાપ જોઈ રાજા આદિક સર્વે લોકોએ જય જય શબ્દ કહ્યો. અને મોટા ઉત્સવથી તેનો નગરમાં પ્રવેશ કરાવ્યો.

એ વખત મિથ્યા દર્શનીના શાસનમા ઘણો જય થતો જોઈ, કેટલાક જૈન દર્શનીના દ્વેષી પ્રધાન લોકોએ રાજાને કહ્યું કે જો જૈન મતમાં કોઈપણ પ્રતાપી પુરૂષ હોય તો આ શ્વેતાંબર જતીઓને આપણા દેશમાં રહેવા દેવા, નહી તો આપણા દેશમાંથી કાઢી મુકવા, આવી રીતનું કરવાથી આ કેટલાક લોકોએ માનતુંગઆચાર્યને પોતાના નગરમા લાવી રાજાને નિવેદન કર્યું. ત્યારે રાજા બોલ્યો કે ચમત્કાર દેખાડો નહીતો અહીંથી પલાયન કરો. આ વાત સાંભળી આચાર્ય બોલ્યા કે અમારા ઈષ્ટદેવ તો મુક્ત છે તે પાછા અહીંયાં આવતા નથી માટે તેમનો તમને શો ચમત્કાર દેખાડીએ પરંતુ તેના સેવક દેવતાઓના પ્રભાવનો જગતને આશ્ચર્યકારી કોઈ ચમત્કાર છે. એમ કહી ચુંવાળીસ બેડીઓના બંધથી પોતાનું શરીર બંધાવી એ નગરમાં રહેલા આદિનાથ તીર્થંકરના મોટા દેવાલયની પછવાડે ઉભા રહી મંત્ર ગર્ભિત ભક્તામર નામનું સ્તોત્ર નવું બતાવાને બોલ્યા. એક કાવ્ય બોલી રહે ત્યાં એક બેડી તુટે એમ ચુંવાળી કાવ્ય બોલી સઘળી બેડીઓ તોડી, એ મંદિર પોતાના સન્મુખ કરી, જૈનશાસનનો મોટો પ્રતાપ દેખાડ્યો. એ પ્રમાણે માનતુંગાચાર્યનો[1] પ્રબન્ધ પૂરો થયો.

કોઈ એક દિવસ ભોજરાજા પોતાના દેશના પંડિતોનું પંડિતપણું વખાણતો હતો, ને ગાંડી ગૂજરાતમાં પડિત ક્યાંથી હોય એમ નિંદા કરતો હતો. તે વખતે કોઈ ગૂજરાતી પુરૂષ બોલી ઉઠ્યો કે, અમારા ગૂજરાત દેશમાં તો બાળકથી આગંભી ને ગોવાળીયા પર્યંત જે કોઈ માણસ છે તે તમારા પંડિતો કરતાં શ્રેષ્ટ છે. માટે તેની બરોબરી તમારાથી થઈ શકે એમ નથી એમ કહી ગુજરાતમાં ભીમરાજા પાસે આવી તેણે બનેલી વાત સર્વે કહી. ત્યારે ભીમરાજાએ કોઇ મહા ચતુર પ્રતાપદેવી નામની વેશ્યા તથા કોઈક મહાવિદ્વાન્ ગોવાળીઓ, એ બેને

૧ માનતુંગાચાર્ય પહેલા ભોજની વખતે સંવત્ ૭૦૦ ના વર્ષમાં હતા. તાર પછી ત્રેણસેં વર્ષ સુધી તેની ગાદીએ જે રાજા થયા તે ભોજ નામથી ઓળખાતા.

ભોજરાજાની સભામાં મોકલ્યાં. પ્રાતઃકાળમાં આવીને ઉભેલા ગોવાળને ભોજે કહ્યું કે કાંઈ બોલો. ત્યારે તેણે એક દુહો કહ્યો (પૃ૦ ૧૦૯ જુ૦) તેનો અર્થ—
હે ભોજ તારા હૃદયમાં લક્ષ્મી રહેલી છે. ને મુખમાં સરસ્વતી રહીછે. એ બેનો શીમાડો જુદો જુદો પાડવા વાસ્તે શું કંઠે આ શોભીતું આભરણ પહેર્યુંછે.

આ સાંભળી વિસ્મય પામે છે એટલામાં સુંદર શણગાર સજી સભામાં આવી ઉભી રહેલી વારંગનાને જોઈ ભોજરાજા બોલ્યો. **इहकिम्** આટલા અક્ષર સાંભળીને મહા ચતુર વારાંગના બોલી કે **पृच्छान्ति** આટલા અક્ષર સાંભળી રાજાએ અતીશે પ્રસન્ન થઈ ત્રણ લાખ મોરો આપવા હુકમ કર્યો. પરંતુ એક બીજાએ શી વાત કરી તે સભામાં બેસનારને તથા કોશાધિપતિને સમજાણુ ન પડવાથી રાજાએ ત્રણ વખત કહ્યું. પછી સભામાં બેસનારની વિનંતીથી રાજાએ તેનો અર્થ પ્રકાશ કર્યો. કે આ વારંગનાના, અંજન રેખા સહિત કટાક્ષ, કાન સુધી જતા આવતા હતા તે જોઇ મેં પુછ્યું કે એ વારંવાર કાન આગળ શું કરવા જાય છે. ત્યારે એ બોલી કે પુછવા જાય છેકે, હે કાન, તમોએ જે ભોજરાજાને સાંભળ્યો હતો તેજ આ ભોજરાજા છો એમ નિર્ણય કરવા કર્ણ સુધી ગમન આગમન કરે છે. આ મનના અભિપ્રાયને ઉપલી ચિકીત્સાથી જાણીને કહેનારી વારાંગનાને આખુ રાજ્ય આપી દઈએ તોપણ થોડું છે. માટે આ સાક્ષાત્ સરસ્વતી છે. એમ કહી નવ લાખ મોહોરો અપાવી. કારણ કે ત્રણ લાખ મોહોરો આપવાનું ત્રણ વખત કહ્યું હતું માટે ( * વળી ભોજરાજા ગૂજરાતની સ્રીયોની પ્રશંસા કરી એક શ્લોક બોલ્યો.

**नासाभूषाङ्गदपिता वानरवाहो दृगञ्जनम्।**
**अहो भाग्यं गूर्जरीणां गृहसंमार्जने मनुः ॥१॥**

અર્થઃ—જે ગૂજરાતની સ્રિઓના નાકનું આભૂષણ તો વાળી નામે અંગદનો પિતા છે. એટલે વાળી નામે મહા સમર્થ વાંનરને અંગદ નામે પુત્ર થયો ત્યારે તેને ખુશી કરવા વાળીએ માર્ગમાં જતાં દશ માથાના રાવણને પકડી લાવી ઊંધે માથે અંગદને પારણે રમકડા માફક લટકાવી મુક્યો હતો. જેમ પારણામાં સુતેલો બાળક પોતાના પગ ઊંચા કરી નીચે લટકતાં રમકડાંને લાતો મારી તેના શબ્દથી ખુશી થાય તેમ અંગદ રાવણનાં માથાંને લાતો મારી ખુશી થતો હતો. એવો સમર્થ વાળી પણ ગૂજરાતની સ્રીઓની સેવામાં નાકનુ આભૂષણ થઇ રહ્યોછે. ને વળી

નેત્રનુ આભૂષણ અગ્નિનુ વાહન છે. એટલે–**મેષ**–(બોકડો) એ નામનુ છે. ગૂજરાતની સ્ત્રીઓ નેત્રના અંજનને મેશ એમ કહે છે. યજ્ઞમાં આપેલા સઘળા દેવના બળિદાનને અગ્નિદેવ પોતાના વાહન ઉપર બેશી પોકાડે છે. તે વાહન પોતાના દેહનું અગ્નિમાં આરોપણ કરી (નાખીને) કાળી મેશ રૂપે પ્રગટ થઇ ગૂજરાતની સ્ત્રીઓની સેવામાં નેત્રના આભૂષણરૂપે વપરાય છે માટે તેને મેશ શબ્દથી ઓળખે છે વળી સાવર્ણિ નામે મનુ જેના ઘરનો પુંજો વાળે છે. એટલે સ્વર્ગમાં જેટલા કાળ સુધી ઈંદ્ર રાજ્ય કરે તેટલા કાળ સુધી મનુ રાજા પૃથ્વીનું રાજ્ય કરે છે જેમ આ કાળમાં વૈવસ્વત નામે મનુ રાજ્ય કરે છે એમ આવતા કાળમાં સાવર્ણિ નામે મનુ રાજ્ય કરશે. એમ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે ઉપર અતિશયોક્તિ અલંકાર કહે છે કે ગૂજરાતની સ્ત્રીયો ઘરમાં પુંજો વાળવાના ઝાડુને સાવર્ણિ કહે છે માટે આગળ રાજ્ય પામવાની ઈચ્છાયે સેવામાં રહેલો સાવર્ણિ નામે મનુ હોય એમ જણાય છે તેથી બધી સ્ત્રીયોની અપેક્ષાયે ગૂજરાતની સ્ત્રીયોનું ભાગ્ય ઘણું આશ્ચર્યકારી છે.*

વળી બાળપણમાંથીજ આ રાજા ઘણો જ્ઞાની હતો તે એમ બોલતો કે આ લોક પોતાના માંથા ઉપર રહેલા મૃત્યુને જોતો હોય તો એને ખાવું પીવું કાંઇ પણ ન રૂચે તો અધર્મ કરવો ક્યાંથી રૂચે. એમ ઉપદેશ કરતો વળી નિદ્રામાંથી જાગે એટલે કોઈ વિદ્વાન કહે કે વેગવાળા ઘોડા ઉપર બેશી આ યમરાજ આવ્યો માટે તૈયાર થાઓ. એમ કહી ધર્મ કૃત્ય સંભારી આપનારને ઉચિતદાન આપતો હતો. કોઈ વખત પાછલે પોહોર સિંહાસન ઉપર બેઠેલો હતો. તે વખત પાન બીડાં આપનાર પુરૂષ, છાબડીમાં પાનબીડાં લઈ પાસે ઉભો હતો તે પાસેથી પાન બીડું લઇ મુખમાં મેલી પછી ભોજન કરવા ગયો ત્યારે સેવકે તેનું કારણ પુછ્યું ત્યારે ચાર શ્લોક બોલ્યો. (પૃ. ૧૧૧ જુ.) અર્થઃ—

(૧) જે આપ્યું અને જે ખાધું તેજ પોતાનું છે. બીજુ બધુ બોટુ છે. કેમકે નિત્ય ઉઠીને વિચાર કરવો કે આજ મેં શું પુણ્ય કર્યું. મારૂ આયુષ્યનું હરણ કરી સૂર્ય અસ્ત પામ્યો. (૨) લોક મને વાત કરતાં પુછે છે કે તમારે શરીરે કુશળ છે? પણ કુશળ કયાંથી હોય નિત્યે આવરદામાંથી ઓછુ થાય છે. (૩) કાલ કરવાનું હોય તે આજ કરવું. પાછલે પ-

હોર કરવાનું હોય તો પહેલે પહોર કરવું કેમ જે મૃત્યુ વાટ નહી જુએ. કે આ કામ કરી રહ્યો ને આ બાકી છે. (૪) આ લોક રાજી શું સમજીને થતા હશે ? શુ કોઇ એ મૃત્યુ નાશ કર્યો એવી વધામણી આવી ? શું જરા અવસ્થા ઘણી વૃદ્ધ થવાથી આપણી પાસે ચાલી આવી નહી શકે? શું વિપત્તીને કાળ ખાઇ ગયો ? શું નાના પ્રકારના વ્યાધીઓ કેદખાને પડ્યા ? જે ફરીથી નીકળશેજ નહી ? આ પ્રકારે અનિત્યભાવનાનો પ્રબંધ ચાર શ્લોકમાં આવી ગયો.

એક દિવસ ભોજરાજાએ દૂત મોકલી ભીમરાજા પાસેથી ચાર વસ્તુ મંગાવી તેમાંપહેલી, આ લોકમાં છે ને પૂરલોકમાં નથી. બીજી, પરલોકમાં છે અને આ લોકમાં નથી ત્રીજી. આ લોકમાંએ છે ને પરલોકમાં પણ છે. ચોથી, આ લોકમાં નથી અને પરલોકમાંએ નથી. આ વાતનો વિચાર ભીમરાજના પંડિતોથી ન થયો ત્યારે ત્યાંની રહેનાર એક વેશ્યા એ પ્રશ્નનો ઉત્તર કરવા કબુલ થઈ.ને ભીમની આજ્ઞાથી ભોજરાજની સભામાં જઇ વેશ્યા, તપસ્વી, દાનેશ્રી, ને જુવારી. એ ચાર વસ્તુ દેખાડી તેનો ઉત્તર આપ્યો (૧) વેશ્યાને અંહા સુખ છે પણ પરલોકમાં નથ. (૨) ને તપસ્વીને અહી સુખ નથી પણ પરલોકમાં છે. (૩) દાનેશ્રીને આ લોકમાં સુખ છે અને પરલોકમાં પણ છે. (૪) ને જુવારીને આ લોકમાં સુખ નથી ને પરલોક માં પણ નથી. આ પ્રકારે ચાર વસ્તુનો પ્રબંધ પૂર્ણ થયો.

એક દિવસ રાત્રીએ ભોજરાજા ફરવા નીકળ્યો હતો ત્યારે કોઇ દરિદ્રી પુરૂષની સ્ત્રી એક દુહો વારંવાર બોલતી હતી (પૃ. ૧૧૨ જુ.) અર્થ કે માણસ માત્રને દસકે દસકે ચડતી પડતી આવે છે એ વાત લોક પ્રસિદ્ધ છે પણ મારા સ્વામીને તો જન્મારાથી એકજ દશા ચાલ્યાં કરે છે. પણ ઉત્કૃષ્ટ દશા સ્વપનામાં પણ દીઠી નથી આ સાંભળી રાજાને દયા આવી તેથી તેનું દારીદ્ર મટાડવા પ્રાતઃકાળે તેના ધણીને બોલાવી, બે બીજોરાંનાં ફળ મંગાવી દરેકમાં લાખ લાખ રૂપીઆનું એક એક રત્ન ગુપ્ત રીતે ઘાલી તે અર્પણ કર્યાં. તેણે બજારમાં જઈ કાછીઆને હાટે થોડે મૂલે વેચ્યાં તેજ ફળ ઉપરથી સારાં દેખી આ ફળ રાજાને ભેટ કરવા યોગ્ય છે એમ ધારી કોઇ ગૃહસ્થે તેને ત્યાંથી ખરીદીકરી તેણે ભોજરાજાને અર્પણ કર્યાં ત્યારે ભોજરાજા એક શ્લોક બોલ્યા (પૃ. ૧૧૩

જુ.) અર્થ:—કે સમુદ્રમાં રહેલું રત્ન કોઈ વખત પાણી ઉભરાવાથી અથડાતું અથડાતું કદાચિત્ પર્વતમાં રહેલી નદીને પામ્યું તોપણ તેજ પ્રસંગથી પાછું અથડાતું કુટાતું રત્નાગરમાં આવે છે. માટે ભાગ્ય એ સાચી વાત છે. કેમ જે આખા જગતને તૃપ્તિ કરનાર મેઘ વર્ષાઋતુમાં ઘણો વરસે તોપણ ચાતકના મુખમાં લવ માત્ર પણ પાણી ન જાય. માટે જે ન ગળવાનું તે કયાંથી મળે. આ પ્રમાણે બીજોરાનો પ્રબન્ધ સંપૂર્ણ થયો.

એક દિવસ રાજાએ પોપટને **एकोन जव्यः** એટલે એકે વસ્તુ સારી નથી. એવું ભણાવ્યું. પ્રાતઃકાળે પંડીતોની સભા કરી પોપટનો આ શબ્દ બોલેવો સાંભળી તેનો અર્થ રાજાએ પંડીતોને પુછયો. ત્યારે તેમણે ૭ મહીનાની મુદત નાંખી તેમાંનો એક વરરૂચી નામનો પંડીત તેનો નિર્ણય કરવા દેશાંતર ગયો. ફરતો ફરતો કોઇ જગ્યાએ થાકીને બેઠો. ત્યાં આવેલા ગોવાળીઆએ પેલા ચિંતામાં બેઠેલા બ્રાહ્મણને ઘણા આગ્રહથી પુછયું ત્યારે તેણે પોતાનું સર્વ વૃતાંત કહી દેખાડયું. પછી ગોવાળીઆએ કહ્યું કે મને જો તમારા સ્વામી પાસે લઈ જાઓ તો હું નીશ્ચે ઉત્તર કરૂં. પરંતુ આ મારી પાસે જે શ્વાન છે તેને મારાથી વૃદ્ધા અવસ્થાને લીધે ઉચકાતું નથી તેમજ સ્નેહને લીધે મારાથી મુકાતું પણ નથી. એવું વાકય સાંભળી પંડીતે પેલા શ્વાનને પોતાના ખભા પર નાખી ગોવાળીઆને સંગાથે લેઇ રાજાની સભામાં આવી પંડિતે કહ્યું કે હે રાજન્ તમારા પ્રશ્નનો ઉત્તર આ પુરૂષ કરશે. એમ કહ્યું ત્યારે રાજાએ પણ પશુપાળને એજ પ્રશ્ન પુછયુ. ત્યારે પશુપાળે ઉત્તર કર્યો કે હે રાજન આ જગતમાં એક લોભજ સારો નથી. ત્યારે રાજાએ પુછયું કે કેમ સારો નથી ત્યારે પશુપાળ બોલ્યો કે, બ્રાહ્મણ થઈ જેને અડકીને સ્નાન કરવું પડે એવા આ પંડિત અહીં શ્વાનને ખભે ઉચકીને લાવ્યો. એ લોભનો પ્રતાપ છે.

એક દિવસ એક મિત્રને લેઇ રાજા રાત્રે ફરવા નીકળ્યો હતો. ફરતાં ફરતાં તરસ લાગી ત્યારે પાણી લેવા વાસ્તે સમીપે રહેલા વેશ્યાના ઘરમાં મિત્રને મોકલ્યો. તેણે ત્યાં જઇ પાણી માગ્યું ત્યારે ઘણા સ્નેહથી સેલડીનો સાંઠો કોલમાં પીલી ઘણા ખેદથી એક વાટી ભરીને તે રસ આપ્યો તે લેઈ રાજા પાસે ગયો. રાજાએ વાર લાગવાનું કારણ પુછયું ત્યારે તે મિત્રે વેશ્યાનું કહેલું વૃતાંત રાજાને કહી સંભળાવ્યું કે પ્રથમ એક સેલડીના સાંઠામાંથી એટલો બધો રસ નીકળતો હતો કે એક ઘડો અને એક વાટી ભરાતી હતી માટે

આજે ઓછો રસ નીકળ્યો તેનું કારણ એજ છે કે રાજાનું ચીત્ત પ્રજા ઉપર કફા થએલું જણાય છે. આ સાંભળી રાજા બોલ્યો કે એ વાત સાચી છે કેમકે મોટા શીવાલયમાં કોઈ વાણીઆએ નાટકનો આરંભ કરાવ્યો છે માટે તેનું ઘર બાર લુટી લેવાનો મારો વીચાર ચાલતો હતો માટે હે મિત્ર તે સર્વ વિચાર બંધ રાખુ છું. એમ કહી પોતાના સ્થાનમાં જઈ સુખે સુતો બીજે દિવસ પ્રજા ઉપર કૃપા રાખી. પ્રથમના દિવસની પેઠેજ અનુભવ કરતાંજ સેલડીનો રસ વૃદ્ધી પામતો જોઇ વેશ્યાને શિરપાવ આપી પ્રસન્ન કરી આ પ્રકારે સેલડીના રસનો પ્રબંધ પુરો થયો.

આ ગ્રંથની મુખ્ય પરત વિના બીજી પરત્યોને આસપાસ ટિપેલા કેટલાક શ્લોક છે તે આ ગ્રંથના નથી તથા વિક્રમ ભોજ, કાળિદાસ એ ત્રણ નામના ઘણા પુરૂષો જુદા જુદા કાળ વખત થએલા ઘણા છે તોપણ લોક પ્રસિદ્ધ કેટલીક વાતો જાણવી જોઇએ એમ ધારી લખુ છું.

એક દિવસ ભોજરાજાએ પોપટનો બોલેલો ( **नष्टं** ) એ શબ્દ ચાર વખત સાંભળી તેનો અર્થ સરસ્વતી કુટુંબને[૧] પુછ્યો. ત્યારે તેમાંથી વૃદ્ધ બોલ્યો. (**कुभोजने दिनं नष्टं**) જે દિન ભોજનનો તાલ બગડ્યો તે દિન બધો ખરાબ થયો જાણવો. પછી તેની સ્ત્રી બોલી (**नष्टं कुनारि यौवनम् ।** ) જે પુરૂષ ને કુભાર્યા મળી તેની જવાની ખરાબ થઈ સમજવી પછી તેનો પુત્ર બોલ્યો. (**कुपुत्रेण कुलं नष्टं**) કુળમાં એક કપુત ઉઠે તો બધા કુળમાં કલંક બેસાડે. પછી પુત્રની સ્ત્રી બોલી. ( **तन्नष्टं यन्न दीयते ॥ १ ॥** દ્રવ્યાદિ જે વસ્તુ દાનમાં નથી અપાઈ તે સઘળી નાશ થઈ ગઇ જાણવી કેમ જે સત્પાત્રમાં આપેલું દાન અવિનાશી છે ને બીજુ બધુ નાશવંત છે. ॥૧॥ આ સાંભળી પ્રસન્ન થએલા રાજાએ તેઓને એક લાખ રૂપૈયા આપ્યા.

એક દિવસ ભોજ રાજાના નવા મ્હેલમાં સંગદોષથી ચોરી કરવા આવેલા ભૂકુંડ નામના મહા વિદ્વાન્ બ્રાહ્મણે વિચાર કરયો કે અહો આ

---

૧ વૃદ્ધ પુરૂષ ૧. તેની સ્ત્રી ૨. પુત્ર ૩. પુત્રની સ્ત્રી ૪.એ ચાર મળી સરસ્વતી કુટુંબ કહેવાય છે.

મારી શી કંબખ્તી થઇ જે હું ચોરી કરવા આવ્યો. એટલામાં એક દિશથી શબ્દ સંભળાયો. ત્યાં જઈ કાન દેઈ સાંભળે છે તો, નિદ્રા પામેલી રાણીના ચળકતા સુંદર સ્તન ઉપર ગવાક્ષ (ગોખ) માર્ગથી આવી પડતા ચંદ્ર કિરણોનું પ્રતિબિંબ જોઈ ભોજ રાજાએ કરેલો અડધો શ્લોક વારંવાર સંભળાયો. જે—

**गवाक्षमार्गप्रविभक्तचन्द्रिको**
**विराजते वक्षसि सुभ्रु ते शशी ।**

અર્થઃ—હે સુંદરિ ગોખમાં રહેલી સોનાની જાળીવતે જેના જુદા જુદા ભાગ થયેલા, એવો ચંદ્ર તારી છાતી ઉપર ઘણો શોભે છે.

બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો જે આ શ્લોકનું ઘટતું ઉત્તરાર્દ્ધ રાજાને યાદ આવતું નથી માટે વારંવાર પૂર્વાર્દ્ધ બોલે છે. એમ ધારી પોતાના અંતરમાં ઉભરાયેલું કવિતાનું બળ ન સહન કરવાથી ઓચિંતું બોલી જવાયું જે—

**प्रदत्तझंपः स्तनसङ्गवाञ्छया**
**विदूरपातादिव खण्डतां गतः ॥१॥**

અર્થ—હે રાજન્ આ વખત ઉત્પન્ન થયેલી સ્તનમંડળની બેહદ શોભા જોઈ તેની આગળ પોતાના મંડળની (ચંદ્ર મંડળની) થતી ગ્લાની (ઝાંખાપણું) જોઈ, સંગ કરવાની ઈચ્છાએ ઘણે ઊંચેથી ઝંપાપાત કરી પડતુ નાખનાર ચંદ્રના થયેલા જાણે કડકા હોયની શુ એમ જણાય છે.

આ પ્રકારનું ઓચિંતુ વાક્ય સાંભળી ચમકેલા રાજાએ આશપાશ જોયું તો કોઈને ન દેખવાથી સેવકોને બોલાવી તપાસ કરાવ્યો તો, માલમ પડયું કે કોઈ કાલિકા દેવી જેવો કાલોચીટ પુરૂષ છે. પછી રાજાને ક્રોધ ચડવાથી સેવકોને આજ્ઞા આપી કે, હવડે તો પોહોરામાં બેસાડો પછી પ્રાતઃકાલે ફાંસીએ ચડાવજો. એમ કહી રાજા નિદ્રા સુખમાં લીન થયો. પછી પ્રાતઃકાળે સભા કરી રાતવાળા પુરૂષને નજરે જોવા મંગાવ્યો. સેવકોએ તેને લાવી ઉભો કર્યો. ત્યારે તે એક શ્લોક બોલ્યો જે—

भट्टिर्नष्टो भार्गवश्चापि नष्टो
भिक्षुर्नष्टो भीमसेनोपि नष्टः ।
भुकुण्डोहं नृपतिस्त्वं च राजन्
भानां पङ्क्तावन्तकः संप्रविष्टः ॥१॥

હે રાજન્ જેના નામમાં પ્રથમ ભકાર છે. તે ભભાની પંક્તિમાં અંતક (કાળ) પેઠો. કેમ જે ( भिक्षु, भट्टि, भार्गव, भीमसेन, ) એ સર્વે કવિઓ નાશ પામ્યા. ને મારૂ भुकुण्ड નામ છે. ને તમારૂ ભોજ નામ છે. એ બે વિદ્યમાન છીએ. પરંતુ મારે તો ફાંસીનો હુકમ થઈ ચુક્યો છે. તે તમારે વિચાર કરવા યોગ્ય છે.

બ્રાહ્મણનું આવું સમય સૂચક પણું જોઈ રાજાને હસવું આવ્યું અને ફાંસીનો હુકમ માફ કરી, ઘણું દ્રવ્ય આપી પ્રસન્ન કરી વિદાય કર્યો.

એક દિવસ રાજાએ માર્ગમાં ફરતાં કોઇ રૂપવાન સ્ત્રીને ડાંગર ખાંડતી જોઈ એક સમસ્યાપદ મનમાં ગોઠવીજ રાખ્યું અને પંડિતોની સભા મેળવીને પુછ્યું તે પદ—

मुशल किसलयं ते तत्क्षणाद्यन्न जातम्

આ પદ સાંભળી સર્વે પંડિતો, એક બીજા સામું જોઈ રહ્યા. ત્યારે કાલિદાસ બોલ્યા.

जगति विदितमेतत्काष्ठमेवासि मन्ये
तदपि च किल सत्यं कानने वर्द्धितोसि ।
नवकुवलयनेत्रापाणिसङ्गोत्सवेऽस्मि-
न्मुशल किसलयं ते तत्क्षणाद्यन्न जातम् ॥१॥

અર્થ——હે મુશલ તને નવયૌવના કમલાક્ષી સ્ત્રીના હાથનો સંગ થવા રૂપ મોટા ઉત્સવમાં પણ પ્રફુલ્લિતપણું ન થયું (નવા અંકુર ન ફુટયા) ત્યારે અવસ્ય હું એમ માનું છું કે, જગતમાં જેને કાષ્ઠ કહે છે, તેજ તું છું; વળી વગડામાં ઉગેલા કાષ્ઠમાં જડતા વિશેષ હોય તેમાં નવાઈ નહી. આ પ્રકારે કાલિદાસના ઘણા ગંભીર અર્થથી ભરેલી અન્યોક્તિ સાંભળી સઘળી સભા તથા રાજા ઘણું પ્રસન્ન થયા ॥ ૧ ॥

ભોજ રાજાના દરબારમાં નવસે નવાણું પંડિતો રાખેલા હતા તે સઘળાં શાસ્ત્રમાં પારંગત હતા. રાજાએ તેમને ભારે વર્ષાસન બાંધી આપેલાં હતાં. તેમની સાથે એવી પલકણ હતી કે તમારે રોજ કામ કરવાની જરૂર નથી પરંતુ કોઈ પ્રદેશથી વિદ્વાન આવે તેના પુછેલા પ્રશ્નનો ઉત્તર આપવો તથા તેની સાથે વાદ કરી સત્યથી જય મેળવવો. જો તેમનાથી તેમ નહી બને તો ખાધેલો પગાર પાછો લેવો એટલુંજ નહી પણ મરજી મુજબ શિક્ષા કરવાનો કરાર કરેલો હતો. સઘળા પંડિતોમાં મુખ્ય કાલીદાસ ગણાતો હતો. શાથી કે તેના ઉપર કાલિકા પ્રસન્ન હતી.

એક સમયે એમ બન્યું કે કોઇ નગરના ચાર સદ્ગૃહસ્થોની સખી વયની ચાર કન્યાઓ નાનપણમાંથી કાશીમાં રહી ઘણાં શાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્યામાં પારાંગત થઇ. ચારે કન્યાઓ જુદીજુદી ગ્નાતીની હતી પણ તેમનું રૂપ, વય અને વિદ્યા સમાન હતાં. જ્યારે તેઓ યૌવન-અવસ્થામાં આવિઓ ત્યારે એવો વિચાર કર્યો જે આપણે મૂર્ખ પુરૂષને તો પરણવુંજ નહી કેમ જે તેમ કરવાથી આપણો અવતાર રદ થશે. એમ ધારી વિદ્વાનની પરીક્ષા કરવી તથા દેશાટન કરી પ્રસિદ્ધ રાજાઓની સભામાં રહેલા પંડિતોનો મદ ઉતારવાનું પણ[1] લઇ નિકળી. તેઓ દેશ દેશના પંડિતોનો પરાજય કરતી કરતી સુવર્ણ મહોરોનું ગાડુ ભરી, એક દિવસ અપરાન્હ (પાછલે પોહોર) સમયે ભોજ રાજાની ધારાનગરી પ્રત્યે આવી પહોંચી. તેણીઓએ વિચાર્યું કે ભોજરાજાની સભામાં ઘણા પ્રખ્યાત પંડિતો છે, અને તે ઘણા છે માટે શાસ્ત્રાર્થથી તેઓને જીતવા કઠણ પડશે માટે એક યુક્તિ ગોઠવી રાખી ભોજના દરબારમાં પ્રવેશ કર્યો. ભોજે તેમનો સત્કાર કર્યો. તે કહેવા લાગીઓ. આયુષ્મન્ અમે કુંવારી કન્યાઓ છીએ. ચારે અમે એક ગ્નાતિની નથી પણ અમે સમાન વયની અને સાથે અભ્યાસ કરેલો છે માટે એક એકને બેનો કર્તાં અધિક સ્નેહ છે. અમોએ દેશ દેશના પંડિતોને જીતવાનું પણ લઈ જીતી લીધા છે. તેની નીશાનીમાં અમારી સાથે તામ્રપત્રના લેખો અને સુવર્ણ મ્હોરો ગાડામાં ભરીને લાવીઓ છીએ. અમે સાંભળ્યું છે કે ભોજ રાજાના દરબારમાં મહા વિદ્વાનો છે અને તે રાજાનાં ઘણાં દિવસથી બેઠા વર્ષાસન ખાય છે તો અમને તેઓની સાથે વા-

---

૧ જીતે તો પોતાની બરોબર સોનાની મહોરો લેવી તેવું પણ હતું.

દ કરવાની ઈચ્છા છે. વાદ કર્તા પહેલાં અમારી એટલીજ વિનંતિ છે કે અમે પ્રત્યેક શી જ્ઞાતી છીએ તેની પરિક્ષા તમારા પંડિતોમાંથી જે કરે તેની સાથે અમો વાદ કરીએ; આવું તેમનું વચન સાંભળી ભોજે પોતાના નવસે નવાણું પંડિતોની સભા સત્વર મેળવી તેનો હેવાલ સભામાં જણાવ્યો. પંડિતો આ કન્યાઓનું અપૂર્વ રૂપ, સમાન વય, વિદ્વત્તા અને ચાલાકી જોઈ અચંબો પામ્યા. ભોજે હુકમ કર્યો કે કાલ સવાર સુધીમાં કોઇ વિદ્વાન તેમની જાતીની પરિક્ષા નહી કરી શકે તેમને ધનમાલ ખુંચી લઇ દેશ નીકાલ કરવામાં આવશે. રાજાએ એકાંત મેહેલમાં તે કન્યાઓને ઉતારો આપ્યો. રાત્રી પડી. સઘળા વિદ્વાનો વિચાર કરવા લાગ્યા. અરે હવે શું થશે એમની ચાલાકી એવી છે કે તે સઘળી એકજ જણાય છે. તેમની પરીક્ષા શી રીતે કરવી. સવારમાં રાજા શિક્ષા કર્યા શિવાય રહેશે નહી. પંડિતો એ પ્રકારે શોકમાં પડયા. કન્યાઓ રાત્રીએ મેહેલમાં આનંદ કરવા લાગીઓ ને કહેવા લાગીઓ કે સવારમાં ભોજના સઘળા વિદ્વાનોને ગર્દ્ભારોહણ સંસ્કાર શિક્ષા આપણી પરીક્ષા નહી થવાથી પામશે તે માઠી દશા આપણે સવારે જોઇશું એમાં સંદેહ નહી.

મહાન કવી કાળીદાસ પંડિત પણ સભામાંથી સાયંકાળે પોતાના ઘેર તરફ આવ્યા. પણ તેને કળ પડતી નથી. સમાન રૂપ અને વયવાળી તે કન્યાઓની જાતી શી રીતે ખોળી કાઢવી. આવા વીચારમાં તેને સુઝી આવ્યું કે રાત્રિએ કાલિકાનું સ્તવન કર્યું. જેથી અપૂર્વ આકાશ વાણી થઈ કે તું ડરીશ નહી. તેમની પ્રાતઃકાળે પરિક્ષા થશે. એવું વચન સાંભળી કાલીદાસને ધીરજ આવી એકદમ રાત્રીએ તે કન્યાઓના ઉતારામાં છાનોમાનો એકાન્ત જગોમાં ગુસી બેઠો. બધી રાત જતી રહી તોપણ તે થાકેલી માટે ઉંધી ગઇ તેથી કંઇપણ વાત ચીત તેમને થઈ નહી. છેવટે સૂર્યોદય સમય થયો. કાલીદાસે વિચાર્યું કે આજે નક્કી લાજ જવાની. છેવટે તે ઘણો ગભરાયો. એટલામાં એક કન્યા ઉઠી ગવાક્ષમાં જોઇ નીચેનું પદ બોલી.

**अनुत्प्राची विहगा रसपातिरिव प्राप्य कनकं**

અર્થ—સૂર્યોદય થવાથી પૂર્વદિશા પીળી થઇ. જેમ સોનાના મેળાપથી પારો પીળો થાય છે તેમ, એવુ પદ સાંભળી નીચે સાંભળવાને બેસી રહેલા કાલીદાસે નક્કી કર્યું કે એ સોનારણ છે.

શ્લોકનું પેહેલું ચરણ બીજીને કાને પડવાથી તે ઉઠી અને બીજુ ચરણ બોલી.

**गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि ।**

ચન્દ્રની કાન્તિ ઝાંખી થઇ, જેમ પંડિત પુરૂષ મૂર્ખની સભામાં જઇ ગ્લાની પામે તેમ. બીજુ પદ સાંભળી કાલીદાસે જાણ્યું કે તે બ્રાહ્મણીની પુત્રી છે.

ત્રીજી કન્યા ઉઠીને ત્રીજુ ચરણ બોલી.—

**क्षणात्क्षीणास्तारा नृपतय इवानुद्यमपरा**

જોત જોતાંમાં આકાશમાં તારાઓ અસ્ત થયા જેમ નિરૂદ્યમી રાજાઓ ક્ષિણ પામે તેમ. આ વચન સાંભળી કાલીદાસે નક્કી કર્યું કે તે ક્ષત્રીની પુત્રી છે.

ચોથી ઉઠીને ચોથુ પદ બોલી.—

**न राजन्ते दीपा द्रविणरहितानामिव गृहाः॥१॥**

દીવા શોભતા નથી જેમ દ્રવ્ય રહીતનાં ઘર ન શોભે તેમ કાલીદાસે જાણ્યું, તે વાણીયાની પુત્રી છે.

આ શ્લોક ગ્રહણ કરી કાલીદાસ છાનોમાનો પોતાને ઘેર આવ્યો.

કન્યાઓ પોતાનો નિત્ય વિધિ કરી દરબારમાં ગઇ. રાજાએ સઘળા પંડિતોને બોલાવ્યા. તેમનાં મોઢાં ઉતરી ગયાં હતાં. ચેરા ઉપરથી કન્યાએ જાણ્યું કે બધા ઠુંઠીઆર થયા છે, તેવામાં કાલીદાસ સભામાં આવ્યા રાજાએ પંડિતોને પુછ્યું કહો આ કન્યાઓની શી જાત છે. પ્રશ્ન સાંભળી કાલીદાસે ઉપલો શ્લોક સભાને બોલી બતાવ્યો અને દરેકની જાત ઉપર પ્રમાણે કહી બતાવી. સઘળી સભા પ્રસન્ન થઇ. અને ચારે કન્યાઓ કાલીદાસને મનથી વરી ચુકી. **कन्यारत्नंतुदुष्कुलादपि** એ ન્યાયથી કાળીદાસે તેમને અંગિકાર કરી. ને દેશાંતરથી આણેલું ધન કાળીનું

દાસને આપ્યું. પછી તેમાંથી એક બ્રાહ્મણની કન્યા કાલિદાસનો સંગ-કરવાની ઇચ્છા બંધકરી રીસાઇ બેઠી હતી. તેને મનાવતાં મનાવતાં ઘણો શ્રમ થયો. ત્યારે એ સ્ત્રીના મુખથી એવા અક્ષરો નિકળ્યા જે જ્યારે ગ્રહયોગ અનુકૂલ આવશે ત્યારે એ વાત પણ બનશે. આ વાત સાંભળી કાલિદા-સ એક શ્લોક બોલ્યા.

> वक्त्रेन्दुः कबरीभरस्तव तमः सीमन्त सूर्यो गुरू
> वक्षोजावधरः स चावनिजनिः केतुर्भ्रुवौ सुन्दरि ।
> वाक्यं काव्यमयं शनैश्चरगतिर्मध्यस्तु सौम्योऽपरः
> सा त्वं चेत्कुरुषे कृपां मयि तदा सर्वेऽनुकूला ग्रहाः ॥१॥

અર્થઃ—હે સુંદરિ તારા મુખ રૂપ ચંદ્રગ્રહ છે ને કાલો કેશપાશ, એતો રાહુ નામે ગ્રહ છે સેંથો પાડી વાળેલા ચોટલામાં વચ્ચે કરેલું હિં-ગલોકનુ ટપકુ એ સૂર્ય નામે ગ્રહને ઠેકાણે છે. છાતીમાં ઉપડતા મોટા સ્તન, એતો ગુરૂ નામે ગ્રહ છે તથા લાલ હોઠ તો મંગલ નામ ગ્રહ છે ને તારી ભ્રકુટી કેતુ નામે ગ્રહ છે કાવ્ય એટલે શુક્ર નામે ગ્રહ તો તારા વાક્યમાંજ રહ્યો છે. મંદગતિ એટલે શનીશ્ચર નામે ગ્રહ તારી સેવામાં સેહેજ સભાવે રહ્યોછે. તારે મધ્ય ભાગ એટલે કેડય અતિ-શે સૌમ્ય (સુંદર) છે બીજે અર્થ સૌમ્ય એટલે સોમનો (ચંદ્રનો) પુત્ર બુધ નામે ગ્રહ છે. આ પ્રકારે સર્વે ગ્રહ તારા શરીરમાં નિવાસ કરી રહ્યા છે માટે જો તું મારે અનુકુળ થાઉં તો મારા સર્વે ગ્રહ પાધરા પડ્યા. ને જો તું પ્રતિકૂળ થઇ તો મારા સર્વે ગ્રહ વાંકા થયા એટલે આકાશમાં ટટળતા ગ્રહનું મારે કાંઇપણ પ્રયોજન નથી ફક્ત તારી કૃપા થવી જોઈ-એ. આ વચન સાંભળી અતિ પ્રસન્ન થએલી તે સ્ત્રીએ પોતાની મેળે જ કાલિદાસનું આલિંગન કરયું.

વળી એજ પ્રસંગમાં નાના પ્રકારની યાત્રા કરવા વિશે રૂચિ વાળી વાણીયાની કન્યાએ પોતાના શરીરને સ્પર્શ કરવા ઈચ્છતા કાલિદાસને ક-હ્યું કે તમો એક મોટી તીર્થ યાત્રા કરી આવિ પવિત્ર થયા પછી મને હાથ અડાડો. ત્યારે તેનું મનરંજન કરવા એક શ્લોક બોલ્યા જે—

मध्यं विष्णुपदं कुचौ शिवपदं वक्त्रं विधातुः पदं
धाम्मिलः सुमनःपदं प्रविलसत्काञ्ची नितम्बस्थली ।
वाणी चेन्मधुराधरोऽरुणधरः श्रीरङ्गभूमिर्वपुः
किं ते स्त्रि कथयामि पुण्यचरितं त्वं निर्झरैः सेव्यसे ॥२॥

અર્થઃ— હે સ્ત્રિ તારી અતિશે પાતળી કેડ છે, તેની ઉપમા દેવા ઝીણામાં ઝીણી વસ્તુનો તપાસ કરતાં વિષ્ણુપદ (આકાશ) આવે છે, માટે વિષ્ણુનાં પદ કહેતાં સ્થાન માત્ર, તે તીર્થયાત્રાઓ તો તારા કટી ભાગમાં નિવાસ કરી રહીઓ છે. ને શિવ સબંધી જેટલી તીર્થયાત્રાઓ છે. તે શિવના સ્થાનમાંજ કહેવી સંભવે. છે. માટે તે શિવના સ્થાનરૂપ કૈલાસ-પર્વતનાં ઊંચાં બે શિખરની ઉપમા સ્તનને અપાય છે. તેથી શિવજીની સઘળી તીર્થયાત્રાઓનો સમાવેશ તારા હૃદય ઉપર કહેવો એ અશક્ય નથી. તથા બ્રહ્મા સબંધી સઘળી તીર્થયાત્રાઓ તેના સ્થાન રૂપ કમલમાં છે, એમ કહેવું અઘટિત નથી. માટે તારા મુખ કમલમાં બ્રહ્મતીર્થનો સમાવેશ સહજ થાય છે. વળી તેત્રીશ કોટી દેવતાનો નિવાસ તારા કેશપાશમાં છે. કેમ જે ચોટલામાં ગુંથેલા પુષ્પના સમૂહથી જાણે સત્પુરૂષોએ ભક્તિભાવથી પૂજન કરી પુષ્પોથી ગરકાવ કરેલા દેવના સમૂહ જેવો તે કેશપાશ દેખાય છે, માટે "સુમનસ્ (પુષ્પ તથા સત્પુરૂષો) નું સ્થાનછે એમ કહેવું યોગ્ય છે. વળી નિતંબભાગ ઉપર રહેલી શોભતી કાંચી (કટી મેખલા) એજ શિવકાંચી, વિષ્ણુકાંચી નામની બે પુરીઓ મોક્ષ આપનારી તીર્થયાત્રા છે. તે પુરાણમાં કહ્યું છે કે—

अयोध्या मथुरा माया काशी काञ्ची ह्यवन्तिका॥
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायकाः १॥

એટલે તારા નિતંબ ભાગ ઉપર કાંચી તો અથડાયા કરે છે. વળી તારી મધુર વાણી એજ મથુરા[૧] નગરીની તીર્થ યાત્રા છે. ને અધરોષ્ઠ એટલે નીચેનો હોઠ ઘણો લાલ છે એજ અરૂણધર (લાલાશને ધારણ કરતો તથા અરૂણહૃદ નામે મોટું તીર્થ) છે. તથા શ્રીરંગક્ષેત્ર નામે તીર્થ ભૂમિ તો તારૂ સઘળુ શરીર છે. એટલે શોભાયમાન રંગભૂમિ છે. માટે તારા

૧ મથુરા મધુરા એ બે સરખા અર્થોના શબ્દો વ્યાકરણમાં થાયછે.

પુણ્ય ચરિત્રનું કેટલું વર્ણન કરૂ. સમગ્ર તીર્થ તારા શરીરમાં રહ્યાં છે. નિર્જર પુરૂષો ( દેવ તથા જવાન પુરૂષ ) તારી સેવા કરે છે એટલે હવે મારે બીજી કઈ તીર્થયાત્રા કરવાની બાકી છે. જે તને મુકી તીર્થયાત્રા કરવા ભટકુ" ॥૩॥ આ પ્રકારે કાલિદાસનાં અતિ પ્રેમ ગર્ભિત વચન સાંભળવાથી તે સ્ત્રીએ પોતાની મેળે આલિંગન કર્યું.

વળી એજ પ્રસંગમાં ત્રીજી સોનીની કન્યાનો પ્રથમ સમાગમ થતાં ક્રોધનું નિવારણ કરી, તેને ઘણી ખુશીમાં લાવવાને પ્રયત્ન કરતાં કાલિદાસ કવિયે એક શ્લોક કહ્યો જે.

कान्ते रोमालिवल्ली तव तु समुदिता नाभिनिम्नालवाला
चित्रं वक्षोजहैमाचलयुगलफलापीक्ष्यते पुष्पशून्या॥
किं वान्तर्भूम्यमुष्याः पनसवदुदितं मूलदेशेऽस्ति पुष्पं
तद्द्रष्टुं मेतिवाञ्छेत्यभिवदति कवौ सा नतास्याहसच्च ॥३॥

હે સુંદરિ તારી નાભિ રૂપી ગંભીર ક્યારામાંથી ઉગેલી મનોહર ઝીણાં રૂંવાડાની પંક્તિ રૂપી, નાભિને આરંભી હૃદય પર્યંત વેલ વૃદ્ધિ પામી. ને જોતાં જોતાં થોડા કાળમાંથી તે વેલને મોટાં મોટાં બે ફળ ( સ્તન રૂપી ફલ ) બેઠાં, જે ફલને હૈમાચલ પર્વતના શિખરની ઉપમા અપાય છે. પરંતુ એવી સુંદર ચમત્કારી વેલનું પુષ્પ પણ જરૂર હોવું જોઇયે, તે જણાતું નથી એ મોટું આશ્ચર્ય છે. માટે પનસના વૃક્ષની પેઠે તે વેલનું પ્રફુલ્લ થયેલું ફુલ, મૂળ ભૂમિમાંજ હશે. તે જોવાની મારી વાંછા છે. આ પ્રકારે શૃંગારરસ સહિત પ્રેમરસથી ભરેલાં વચન સાંભળી નીચુ મુખ કરી હસિ પડી. ॥૩॥

હવે એજ પ્રસંગમાં ચોથી રાજકન્યાના પ્રથમ સમાગમમાં કાલિદાસ કવિયે એકજ શ્લોકમાં તેનું મન ચોરી લીધું એ શ્લોક જે.

पद्मेन्दीवरकुन्दचम्पकजपाजातिषु जातस्पृहं
क्रीडाकाञ्चनशैलतुङ्गशिखरारोहावरोहालसम् ।
मार्गे प्रस्खलितं तथापि विषमे मग्नं सरोमण्डले
दुःखाद्‌दूतमनङ्गनेऽत्र कदलीमूले मनो मूर्छितम् ॥४॥

અર્થઃ—હે મારી પ્રાણપ્રિયે આજ મારી એક મોટી વસ્તુ ચોરાઈ ગઈ છે એમ કહી, કાવ્ય સાંભળવામાં સાવધાન કરી કાલિદાસ કહે છે.

એક મારી જીવ જેવી અતિશે વાલ્હી ચંચળ વસ્તુ ( મન રૂપી ) આ દેખાતા મોટા વનમાં (તારા શરીર રૂપી મોટા અરણ્યમાં) ખોવાઈ ગઇ છે. તેની તપાસ કરતાં એટલી શોધ મલી છે કે આ ખીલેલા બાગમાં (તારા મુખ રૂપી બાગમાં) એ વસ્તુ ( મનરૂપી વસ્તુ) ઘણો લોભ પામી ઘણીવાર અથડાઇ માંહ્ય ટીચાયું તેમાં પ્રથમ તો તેણે કમલમાં ( તારા મુખમાં ) પ્રવેશ કર્યો. ત્યાર પછી કાલા કમલમાં ( તારા નેત્રરૂપી કાલા કમલમાં ) પ્રવેશ કર્યો. ત્યાર પછી મોગરાની કલીયોમાં ( તારા દાંત રૂપી મોગરાની કલીઓમાં ) પ્રવેશ કર્યો. પછી ચંપાની કલીમાં ( તારી નાસિકા રૂપી ) પ્રવેશ કર્યો. પછી જ્યાં પુષ્પ ( જાસુડીનુ ફુલ ) માં (તારા લાલ હોઠમાં) પ્રવેશ કર્યો. પછી જાઇના ફુલમાં ( તારી હાસ્ય કન્તિમાં ) પ્રવેશ કર્યો. આ પ્રકારે બગીચામાં ફરી ત્યાંથી નાઠું તે એ વનમાં રહેલા લીલા પર્વતનાં ઉચાં બે સોનાના શિખર ( તારા સ્તન રૂપી શિખર ) હતાં તે ઉપર ઘણી ચડ ઉતર કરી તેથી થાકી ગયુ પછી હળવે હળવે નીચે ઉતરતાં ઉતરતાં નીચા ઉંચી વિષમ મારગમાં ( તારી ત્રિવલી ભાગમાં ) તેણે ( મનરૂપી વસ્તુએ ) ઘણી ઠેસુઓ ખાધી. પછી ત્યાંથી નીચે ઉતરી જુવે છે તો એક સુંદર ઉંડો કુંડ ( તારી નાભિમંડલ ) દેખી તેમાં નાના પેઠુ ત્યાં બુડી ગયું પણ બલાત્કારે નીકળી આગલ ચાલ્યુ. ત્યાં આવેલા કદલી શંભોના વચમાં થઇ ચાલતાંજ તેના મૂલમાં [ તારી સાથલના મૂલ ભાગમાં ] ચક્રભિમ્મર ખાઇ એવું પડયું કે અદ્યાપિ નીકલી શકતુંજ નથી? ॥૪॥ આ પ્રકારના શ્રૃંગારરસ ગર્ભિત રહસ્ય વચન સાંભળી રાજ કન્યા તો પોતાના શરીરની પણ સુધ બુધ વિસરી કાલિદાસમાંજ લેલીન થઈ ગઇ,

આ પ્રકારના ચાલતા પ્રસંગમાં પ્રથમ પરણેલી પ્રેમથી ગર્વ પામેલી સ્ત્રીએ વિચાર કરયો કે આ મારો પતિ, સ્ત્રીઓના વિષયમાં આસક્ત થઈ છેક હદપાર ગયો જો? એમ ધારી ક્રોધ કરી ઓચિંતી સપાટાબધ આવી કાલિદાસની છાતિમાં ઘણા જોરથી એવી લાત મારી કે તે પૃથ્વી ઉપર ઢળી પડયા. તે વખત પડયા પડયા સ્ત્રીના સામુ જોઇ એક શ્લોક બોલ્યા જે,

**दासेकृतागसि भवत्युचितः प्रभूणां**
**पादप्रहार इति सुंदरि नास्मि दूये।**
**उद्यत्कठोर पुलकाङ्कित कण्टकाग्रै-**
**र्यत्खिद्यते तव पदं मनसि व्यथा मे ॥१॥**

અર્થઃ-હે સુંદરી દાસ અપરાધ કરે ત્યારે ધરધણી લાત મારી કાઢી મુકે એ વાત ઘટિત છે. એટલે ગૃહેશ્વરી (ઘરધણી) તુ છું કેમકે તારી સેવા કરવામાં અમારે સાવધાન રહેવુ પડે. એમ છતાં સેવામાં ચુક પડી માટે તમોએ લાત મારી એ વાતનું મારા મનમાં લગાર પણ દુખ નથી. પરંતુ તારા ચરણ કમલના સ્પર્શથી પ્રફુલ્લિત થયેલા ને ઘણા બરછટ મારી છાતિના વાલ રૂપ કાંટાનાં અણીયાં તારા અતિશે કોમલ ચરણમાં વાગ્યાં હશે તે પીડા સંભારી મારા મનમાં ઘણો ખેદ થાય છે. ॥૧॥ એમ કહી તેને પ્રસન્ન કરી.

એક દિવસ ભોજ રાજાએ કોઇ જગ્યાથી સાંભળેલા શ્લોકનાં બે પદ હતાં. એટલે પેહેલું પદ ને ચોથુ તેને સભામાં સમસ્યા રૂપે પુછ્યાં તે સમસ્યા કાલિદાસે પુરી કરી. એટલે બીજુ પદ ને ત્રીજુ નવું કરી શ્લોક સંપૂર્ણ કરી કહી દેખાડયો. જે

**अणोरणीयान्महतो महीया-**
**न्मध्यो नितम्बश्च तव प्रियायाः।**
**तदङ्गसङ्गारुणितं मदङ्गे**
**यज्ञोपवीतं परमं पवित्रम् ॥१॥**

અર્થઃ—તમારી સ્ત્રીનો મધ્ય ભાગ (કટી ભાગ) ઝીણામાં ઝીણો છે એટલે ઘણો પાતળો છે ને નિતંબ ભાગ મોટામાં મોટો છે એટલે ઘણો સ્થૂલ છે. તેના અંગ સંગથી લાલ રંગાએલું પરમ પવિત્ર જનોઇ મારા અંગ ઉપર છે ॥૨॥ આ સાંભળી રાજા ઘણુ પ્રસન્ન થયો. પરંતુ રાજાના અંતરમાં કાલિદાસ વિષે કંઇ વેમ આવ્યો જે મારી લીલાદેવી નામે સ્ત્રીમાં આસક્ત તો નહી થયો હોય? એમ રાજા મનમાં વિચારે છે તેવામાં કેટલાક કાલિદાસ ઉપર ઇર્ષ્યા કરનારા પંડિતોએ એ વેમને પુષ્ટ કરયો તોપણ કાલિદાસને ને મારી લીલાદેવીને પરસ્પર ગુપ્તપણે સ્નેહ છે કે નહી. આ-

વાતની મારી મેળે યુક્તિથી પરીક્ષા કરવી એવો નિશ્ચય કર્યો. પછી એક દિવસ રાજા કપટથી માંદા જેવો થયો ને ઔષધને અંગે કરી પાળવા સારૂ, છોડાં વનાની મગની દાળ તથા ભાત વિગેરે જમે છે, ને લીલાદેવી પીરસે છે, ને કાલિદાસ વિગેરે કેટલીક પોતાની પરમસ્નેહી મંડલી બેઠી છે, એવો યોગ બનાવી કાલિદાસ સામું જોઇ ભોજ રાજ અડધો શ્લોક બોલ્યો.

**मुद्गदाली गदव्याली कवीन्द्र वितुषा कथम् ॥**

અર્થ--હે કવીંદ્ર રોગને નાશ કરનારી મગની દાળ, છોડા વિનાની કેમ થઈ છે! કાલિદાસ બોલ્યા.

**भक्तवल्लभसंयोगे जाता विगतकञ्चुकी ॥१॥**

અર્થ—ભક્ત એટલે ભાત રૂપી પોતાના પ્રિયતમ સ્વામિનો સંયોગ થવાથી મગની દાળે છોડાં રૂપી કાંચલીનો ત્યાગ કર્યો. એટલે જેમ કોઇ સ્ત્રી, પોતાનો ભક્ત એટલે પ્રીતિ પૂર્વક સેવા કરનાર સ્વામીનો સંયોગ થવાથી વસ્ત્ર વેગળાં કરે, તેમ મગની દાળે પણ કર્યું. આ ભાવાર્થ સમજી પીરસવા આવેલી લીલાદેવીને હસવું આવ્યું. તે જોઇ રાજાના મનમાં નક્કી થયું જે જરૂર આ સ્ત્રી કાલિદાસ સાથે લપટાઇ છે, એમ ધારી એ સ્ત્રીને તથા કાલિદાસને શિક્ષા કરવી એવો વિચાર થયો, પણ પોતે ઘણો વિદ્વાન્ હોવાથી પશ્ચાત્તાપ થાય એવું સાહસિક ન કરવું, એમ ધારી, તેની ખરી ખાત્રી ફૂ. રીથી કરવી જોઈએ એમ ધારી, એક દિવસ કાલિદાસને સંગાથે લેઈ મૃગયા કરવા ગયો.

ત્યાં મૃગયાના ચડસમાં ભોજનની વખત વીતી જવાથી ઘણી ગ્લાની પામી કાલિદાસને કહ્યું કે, હમેશાં મારે લીલાવતીનું મુખ જોયા વિના ભોજન ન કરવું એવો નિયમ છે. ને આજ તો, લીલાવતીનું મુખ જોયાવિના પ્રાતઃકાળમાંથીજ આવ્યા છીએ ને અત્રે ઘણી વેળા થઈ. હવે ભુખ લાગી છે માટે કેમ કરવું. ત્યારે કાલિદાસ બોલ્યા કે હું લીલાવતીનું ચિત્રામણ કરી આપુ છું તેનું દર્શન કરી ભોજન કરો. આ વાત રાજાએ કબુલ કરી. તેજ વખત કાલિદાસે કાલિકાદેવીનું સ્મરણ કર્યું. તેજ વખત દેવી આવી કલમ ઉપર બેઠી. એટલે જેવું લીલાવતીનું સ્વરૂપ હતું તેવું આબેહુબ ચિત્રામણ બનાવી રાજાને દેખાડે છે, એટલામાં કલમમાંથી એક બિંદુ લીલાવતીની છબીની સાથળ ઉપર પડ્યું. પછી રાજા અદ્ભુત ચિત્ર જોઇ

ઘણો પ્રસન્ન થયો, પણ વિચાર કરતાં એમ માલમ પડયું કે લીલાવતીની સાથળે કાળુ ચાઠુ છે, તેની આ કાલિદાસને કયાંથી માલમ પડે આ જોતાં એમ નિશ્ચય જણાય છે કે, ગુપ્તપણે લીલાવતીનો એને સંયોગ છે. આ પ્રકારે મનમાં ધારી નગરમાં જઇ એકદમ હુકમ આપી કાલિદાસનો પરિત્યાગ કર્યો. કાલિદાસ પણ દેશાંતર જવા તત્કાળ નીકળ્યા. પરંતુ વિચાર કર્યો કે, એકદમ દેશાંતર જતું રહેવું તે ઠીક નહીં. એમ ધારી, પોતાની પાસે ફુલ ગુંથવાની ઉત્તમ કળા હતી માટે, વેશાંતર કરી એજ રાજાની ફુલહાર ગુંથનારી માળણને ઘેર, તેની પુત્રી થઇ રહ્યો. પછી એક દિવસ રાજા મૃગયા કરવા ગયો હતો ત્યાં,કોઈ નાઠેલા મૃગની પછવાડે પડવાથી પોતાના સેવકો ઘણા દૂર થઇ ગયા ને, રાત્રિ પડી ગઈ તે વખત વનમાં અંધારે એકલો ભટકતો ભટકતો એક મોટા વૃક્ષ નીચે આવી તેણે વિચાર કર્યો જે, સઘળી રાત્રી અત્રે નિર્ગમન કરવી. એટલામાં તે વૃક્ષ ઉપર પ્રથમથી રહેલા વાનરને દૈવ યોગે વાચા ઉત્પન્ન થઈ, તે બોલ્યો કે, તું કોણ છે. રાજા બોલ્યો કે તું કોણ છે. વાનર બોલ્યો કે, આ વનનો રહેવાસી વાનર છું. રાજાએ વિચાર કર્યો જે, માણસની પેઠે વાનર બોલે છે એતો ઘણું આશ્ચર્ય છે માટે આપડે આ વખત નમ્રતા કરવી એજ ઉત્તમ છે એમ ધારી બોલ્યો જે, હે ભાઈ હું તો તારે શરણે આવ્યો છું. એમ કહી પોતાનું વૃત્તાંત કહી બતાવ્યું, ત્યારે વાનરે મનમાં વિચાર કર્યો જે, કષ્ટમાં આવી પડેલો દેશનો ધણી છે, માટે એની રક્ષા કરવીજ જોઈએ એમ ધારી બોલ્યો જે, આ વનનો અધિપતિ એક મોટો સિંહ છે, તે દર રોજ રાત્રિએ અત્રે આવે છે ને, નિદ્રાવશ થયેલા એક જીવને મારે છે માટે, તમો પણ આ ઝાડ ઉપર આવો ને, આપણ બે વારા ફરતી જાગીશું. આ પ્રકારે વાનરના કહેવાથી રાજા વૃક્ષ ઉપર ચડી સુખે બેઠો. વાનર બોલ્યો કે અડધિ રાત તમો જાગો. ને અડધિ રાત હું જાગું તેમાં તમો બધા દિવસના ઘણા થાકેલા છો. માટે, પ્રથમ તમો સુઈ રહો. ને મધ્યરાત્ર પછી જાગજો. આ વાત કબુલ કરી, રાજા સુખેથી સુતો. રાજાની તરવાર લેઈ સાવધાનપણે વાનર ચોકી કરે છે એવામાં રાત્રિ ડોઢ પહોર ગઈ છે, તે વખત વનના રહેવાસી સિંહે આવી વાનરને પુછ્યું કે, આ તારે ઘેર કોણ આવ્યું છે? વાનર બોલ્યો કે, આતો મારે શરણ આવેલો માણસ છે. સિંહ બોલ્યો કે, એને ઝાડ ઉપરથી ધક્કો મારી હેઠલ પાડી નાખ. એટલે હું ભક્ષણ કરૂં, નહિ તો તારૂ ભક્ષણ

કરીશ. વાનર બોલ્યો કે મારૂં ભક્ષણ કરવું હોય તો સુખેથી કરય. પરંતુ હું કદાપિ વિશ્વાસઘાત કરનાર નથી. પછી સિંહે ઘણું ઘણું સમજાવ્યો પણ છેવટ વિશ્વાસઘાત ન કરતાં રાજાની રક્ષા કરીને સિંહ પાછો વનમાં ફરવા ગયો. પછી મધ્ય રાત્રિ થઈ ગઇ ત્યારે રાજાને જગાડી પોતાની ચોકીમાં બેસાડી સિંહની સઘળી વાત કહી સંભળાવી. વાનર સુઇ ગયો ને રાજા ચોકી કરે છે એવામાં પેલો સિંહ પાછો ફરતો ફરતો તેજ વૃક્ષ તળે આવી ચોકી કરતા રાજાને કહ્યું કે આ વાનરને ધક્કો મારી હેઠળ ગરબડાવી પાડો કે તેનું હું ભક્ષણ કરૂં નહીં તો જરૂર તમારૂં ભક્ષણ કરીશ. રાજા બોલ્યો કે મારો વિશ્વાસ કરી સુતેલાને મારાથી કેમ મારી નંખાવાય? માટે મારૂં ભક્ષણ કરવું હોય તો સુખેથી કરય પણ હું વિશ્વાસઘાત નહી કરૂ ત્યારે સિંહ ખડ ખડ હસીને બોલ્યો કે હું તો તને અત્યાર સુધી ડાહ્યો માણસ જાણતો હતો પરંતુ તુંતો છેક મૂર્ખો જણાઉ છું કેમકે તું માણસ જાત છું એ વાનર જાત છે. માટે વિજાતીમાં વિશ્વાસ તથા સ્નેહ તથા મિત્રતા એ કાંઈપણ કરવું ઘટે છે? આ વાનર ઘણો જબરો છે તે તને જીવતો ઘેર જવા દેવાનોજ નથી એમ જાણ્ય કે એ જાગશે એટલે તને ફાંફરડી ખાશે માટે વેળાસર ચેતી લેઉ તો સારૂં. તું જીવીશ તો તેમાંથી સર્વે સારાં વાનાં થશે ઈત્યાદિ સિંહની યુક્તિથી રાજાનું મન ભમાયું. છેવટે રાજાએ ઝાડ ઉપરથી ધક્કો મારી વાનરને પાડી નાંખ્યો. તેનું ભક્ષ સિંહે કરી લીધું. તે વખત વાનરો મરતાં મરતાં આટલા અક્ષર બોલ્યો જે (વિસમર)* રાજા આ અક્ષરોનો વિચાર કરતો કરતો પ્રાતઃકાળે પોતાના નગરમાં આવ્યો પણ મનમાં લગાર પણ ચેન ન પડે પછી ઝટપટ પોતાનો નિત્ય વિધી કરી તમામ પંડિતોની મોટી સભા મેળવી વાનરના કહેલા ચાર અક્ષરનો અર્થ પુછયો. સર્વે પંડિતો એક બીજાના સામુ જોઈ ગભરાટમાં પડયા પણ કોઇથી એ વાતનું સમાધાન ન અપાયું. છેવટ સર્વે પંડિતોને પલાયન કરી જે તે પ્રકારે પોતાનો પરાણે જીવ બચાવવો એવી આપત્ આવી પડી. રાજા પણ ઘણો ઉદાશ થઈ વારંવાર કાઢી મુકેલા કાલિદાસ પંડિતને સંભારે છે ને કહે છે કે જો કાલિદાસ હોય તો જરૂર આ અક્ષરોનો અર્થ કરે. પણ તે કયાંથી લાવીએ કોઇ દેશ દેશાંતરમાં પણ એનો પત્તો લાગતો

---

*વિ, સ, મ, ર, એ દરેક પદનો સમસ્યા ક્ષર છે.

નથી. આ પ્રકારની રાજદ્વારમાં થતી વાતો પેલી માળણ સાંભળી લાવી પોતાના ઘરમાં રહેલી પેલી કાલિદાસ રૂપી પુત્રીને કહે છે. એટલામાં પંડિતોની સ્ત્રીઓનો તથા તેનાં છોકરાનો થતો ઘણો કલકલાટ સાંભળી કાલિદાસને દયા ઉત્પન્ન થઈ. પછી તેણે પેલી માલણને કહ્યું કે જા તું રાજાને કહે. મ્હારા ઘરમાં નવી રાખેલી ભણેલી ગણેલી ઘણી ડાહી પુત્રી છે તે તમારા અક્ષરોનો અર્થ કરી આપશે પણ તે મોટી પતિવ્રતા છે તે તમને મુખ નહી દેખાડે. પડદામાં રહી જવાપ આપશે. આટલી વાત રાજાને કાને નાખો. આ પ્રકારનું વચન સાંભળી માળણ ક્રોધ કરી બોલી. જે "બેશ્ બેશ્ રાંડ ચાવલી" તારા જેવા ભણેલા શું પડિતો નહી હોય? તે તું અર્થ કરીશ. ઈત્યાદિ બોલી પરંતુ છેવટ તેના આગ્રહથી માળણે રાજા આગળ વાત કરી. રાજાએ ઘણી ખુશીથી એ વાત અંગીકાર કરી. પડદામાં પેલી માળણની છોડીને બેસાડી બારણે પોતાના મિત્રો સહિત રાજા સાંભળવા બેઠો. લોકમાં પ્રસિદ્ધ થયેલા પેલા ચાર અક્ષરો ફરીથી રાજાએ કહી સંભળાવ્યા, ત્યારે પડદામાંથી પેલી પુત્રી શ્લોક બોલી જે.—

**विश्वासघाती वनपस्य सेतुबन्धादिसवनैः।**
**महादानैर्न शुध्येत राजा विप्रावमानकृत् ॥१॥**

અર્થ:—વનના રેહેનારને (વાનરને) વિશ્વાસ દેઇ મારી નંખાવનાર રાજા સેતુ બંધાદિ તીર્થયાત્રાઓ કરવાથી તથા મહા મોટાં દાન આપવાથી શુદ્ધ થતો નથી કેમકે બ્રાહ્મણનો અપમાન કરનાર છે માટે. ॥૧॥

આ પ્રકારે પોતાના મનના અભીપ્રાય પ્રમાણે સમાધાન આપનાર વચન સાંભળી ઘણો ચમત્કાર પામી બોલ્યો જે નિશ્ચે આજ કાલિદાસ છે તે વિના બીજો કોઇ ઉત્તર આપવા સમર્થ નથી એમ કહી માળણ તો બુમો પાડતી રહી અને રાજાએ તે પડદો પોતાને હાથેજ ઊંચો કરી જોયું તો સ્ત્રીનો વેષ લઇ બેઠેલા કાલિદાસને ઓળખી સાષ્ટાંગ દંડવત કરી હાથ જોડી ક્ષમા માગી બોલ્યો કે આ મારા અનુભવ પ્રમાણે બનેલી સઘળી વાત તમે કયાંથી જાણી? કાલિદાસ બોલ્યા કે જે રીતે લીલાવતીની સાથળનું કાળુ ચાઠું જાણ્યુ તેમજ આ વાત પણ જાણી. આ પ્રકારનું કહેવાથી રાજાનો વેમ મટી ગયો ને પ્રથમ કરતાં પણ અધીક સ્નેહ થયો.

એક વખત શરીરે અતિશે સુંદર દેખાતા પણ બુદ્ધિના ઠોઠ, ચાર સરખી અવસ્થાના બ્રાહ્મણોએ ઘણા કાળ સુધી કાશીમાં રહી વિદ્યાનો અભ્યાસ કરયો પણ તે ન આવડી છેવટ પોતાના ઘેરથી યૌવન અવસ્થામાં આવેલી. સ્ત્રીના હાથના લખેલા પત્ર આવવાથી ભણવાનું રહેવા દેઈ ઘેર આવતા હતા. મારગમાં આવતાં ભોજ રાજાની ઘણી કીર્તિ સાંભલી વિચાર કર્યો જે છેક ખાલી હાથે ઘેર જઇશું તે કરતાં ઉજ્જેણુ થઇ ભોજરાજનાં દર્શન કરીને ઘેર જવું તે ઠીક છે એમ ધારી ધારાનગરીમાં આવ્યા ત્યાં કોઈ સામાન્ય પંડિત મળ્યો તેને પુછ્યું કે દેશાંતરથી નવા પંડિત આવે તેમે રાજા પાસે જવું હોય તો શી રીતે જવાય છે. તેણે તેમની રૂપ આકૃતિ જોઈ વિચાર કર્યો જે આ કોઈ દેશાંતરથી આવેલા અજાણ્યા પંડિતો છે એમ ધારી કહ્યું કે સવાપહોર દિવસ ચડને નિત્યે મોટી સભા ભરાય છે. તે વખત હાથમાં નાલિકેર લેઇ જે પોતાને આવડતો હોય તે આશિર્વાદ દેઇ તેફુલ રાજાને અર્પણ કરી બેસવું. પછી જેનુ જેવું અદૃષ્ટ હોય તેને તેવું મળે છે. પણ ભોજરાજની સભામાંથી કોઇ ખાલી હાથે જતો નથી. તમોએ કીયા શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. એમ સર્વે સામુજોઇ તેણે પુછ્યું. ત્યારે તેમાંનો એક પુરૂષ બોલ્યો જે ( અશ્વિની ) બીજો. ( પુનર્વસુ ) ત્રીજો. ( કૃત્તિકા ) ચોથો ( રોહિણી ) એ ચારેના મુખથી અપૂર્વ શાસ્ત્રનાં નામ સાંભળી ચમત્કાર પામી મનમાં વિચાર કર્યો કે અનેક શાસ્ત્ર છે. તેમાનાં આ પણ કોઈ શાસ્ત્ર હશે. એમ ધારી તેણે બધા નગરમાં અન્યોન્ય વાત ચર્ચાવી જે દેશાંતરથી કોઇ મહાન્ ચાર પંડીતો આવેલા છે તે કાલ્ય સભામાં દાખલ થશે. આ વાત સાંભલવાથી સર્વે પંડીતોને આખી રાત અજંપો થયો. પેલા ચાર પુરૂષે પણ એક બીજા સાથે વાત કરે છે. કે કાશીમાં જોતિષ્ ભણવા ગયા તો ખરા પણ જો બાલબોધ બરો આવડયો હોત તો સારૂ. બીજો બોલ્યો જે આખા ગ્રંથની કયાં વાત કરે છે પાંચ પચ્ચી નક્ષત્રનાં નામ આવડયાં હોત તોપણ સારૂ ઇત્યાદિ વાતોથી રાત્રિ નિર્ગમન કરી સવારમાં ભોજરાજની સભામાં આવો એક જણે (અશ્વિની) એવું નામ દેઇ રાજાના ખોળામાં નાલિકેર મુકયુ. એજ પ્રકારે બીજાએ (પુનર્વસુ) એમ કહી ત્રીજાએ (રોહિણી) એમ કહી ચોથાએ (કૃત્તિકા) એમ કહી નાલિકેર અર્પણ કરી સભામાં બેઠા. આ આશિર્વાદનો અર્થ ન સમજવાથી

પંડિતોએ એક બીજા સામું જોયું. તથા રાજાને પણ અર્થ ન સુઝવાથી કાલિદાસ પંડિત સામું જોઇને બોલવાને અણસારો કર્યો ત્યારે કાલિદાસે મનમાં વિચાર કર્યો કે આ કોઈ મુર્ખા બ્રાહ્મણ સભામા આવ્યા છે પરંતુ એમનો કાંઇ ઉપકાર કરાવવો જોઇએ. એમ ધારી રાજાને કહ્યું કે આ પંડિતોએ આશિર્વાદ દીધો તેમાં આ અભિપ્રાય રહ્યા છે એમ કહી એક શ્લોક બોલ્યા જે—

अश्विनी भवतु नृप मन्दिरे
मन्दिरे वसतु ते पुनर्वसु ।
रोहिणीपति कनिष्ट सेवया.
कृत्तिकातनयविक्रमो भव ॥१॥

અર્થ:—હે રાજન્ તમારા મંદિરમાં જેમ સુંદર ઘોડા ઘણા છે તેમ ઘોડીયો પણ ઘણી થાવ. વળિ તમારા મંદીરમાં અખુટ દ્રવ્ય ભંડાર ભરપૂર રહો. વળિ રેવતીજીના પતિ શ્રી બલભદ્ર દેવના નાના ભાઈ શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવાથી સ્વામી કાર્તિકના જેવા પરાક્રમી થાવ ॥ ૧ ॥ આવા ગભીર અભિપ્રાયવાળાં એ આશિર્વાદ પદ છે. આ પ્રકારનું કહેવાથી રાજા ઘણું પ્રસન્ન થયો ને દરેકને લાખ લાખ રૂપૈયા આપી વિદાય કર્યા

ભોજરાજની દેવ સેવામાં શ્રી કૃષ્ણ તથા બળભદ્ર તથા સુભદ્રાજી એ ત્રણ મૂર્તિઓ રહેતી હતી. એક દિવસ સેવા કરતાં કરતાં ભોજરાજના હાથમાથી બલભદ્રની મૂર્તિ પડી ગઇ. તેથી ઘણો ખેદ થયો ને મનમાં વિચાર કરવા લાગ્યો કે અહો આતો મહામોટો ઉત્પાત થયો આમાંથી શું ફળ ઉત્પન્ન થશે. મારૂં રાજ્ય જશે કે મારો દેહ પડશે. આ પ્રકારની મોટી ચિંતામાં પડી એકદમ હુકમ આપી તમામ પંડીતોની મોટી સભા મેળવી. આ પ્રશ્ન પુછયું કે બલભદ્રજીની મૂર્તિ પડી ગઈ તેનુ ધર્મશાસ્ત્ર પ્રમાણે શું પ્રાયશ્ચિત્ત કરવા યોગ્ય છે. આ સાંભળી સર્વે પંડિતો ધર્મશાસ્ત્રનો તપાસ કરવામાં પડયા. પણ કોઈ જગાએથી એવું પ્રાયશ્ચિત્ત હાથમાં ન આવ્યું. ત્યારે રાજા પણ ભોજન કરવા ન ઉઠયો તેમ પંડિતોથી પણ ઘેર ન જવાયું તેમ રાણિઓને પણ ઉદાસીપણામાં કસર ન રહી. આ પ્રકારની ચિંતામાં રાજા પ્રમુખ સર્વે પડયા.

છે. એવામાં એક કાઠીયાવાડનો રહેવાસી જડથા જેવો શંકર નામનો પંડિત ધસ્યો ધસ્યો આવતો હતો, તેણે લોકના મુખથી આ વાત સાંભળી. પછી તેને તત્કાળ એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ જે અહો આ પ્રશ્નનો ઉત્તર આપવો કાંઈ મુશકલ નથી એમ ધારી પોતાનાં નવાં ખાસડાં હતાં તેને કોઈ લેઇ જશે એવી ધાસ્તીથી એક લુગડે વીંટી બગલમાં મારી રાજસભામાં જાયછે. એવામાં કોઈયે પુછ્યું કે તમે કીયું ધર્મશાસ્ત્ર લેઈ સભામાં નિર્ણય આપવા જાઓછો? તેના ઉત્તરમાં તેણે એટલોજ જવાબ દીધો કે, આ નવીન કંટકમર્દન નામે શાસ્ત્ર છે. એટલે મનમાં પેઠેલા કાંટા ( ખોટા ખોટા વેમ ) ને નાશ કરનાર છે. એમ કહેતો કહેતો મલીન વસ્ત્રથી તથા સ્યામ સ્થૂલ ને કદ્રૂપી શરીરની આકૃતિથી સર્વને વિસ્મય પમાડતો એકદમ સભામાં આગળ જઇ રાજાના સન્મુખ ઉભો રહી લાંબા સ્વરથી એક શ્લોક બોલ્યો જે—

उत्पादिकं तदिह देव विचारणीयं
नारायणो यदि पतेदथवा सुभद्रा ।
कादम्बरीमदविघूर्णितलोचनस्य
युक्तं हि लाङ्गलपतेः पतनं पृथिव्याम् ॥१॥

અર્થઃ—હે રાજન્ જો નારાયણની મૂર્તિ, અથવા સુભદ્રાની મૂર્તિ, પડી ગઈ હોય તો તેનું નામ ઉત્પાત થયો કહેવાય. ને તેનો વિચાર કરવો યોગ્ય છે. પરંતુ કાદંબરી નામની મહા આકરી મદિરાનું પાન કરવાથી લાલ ચોળ ઘૂમરાતાં જેનાં નેત્રકમલ છે એવા સાક્ષાત્ હલ મુશળ ધારણ કરનાર બળભદ્રજી મહારાજનું પૃથવી ઉપર ઢળી પડવું થયું. એમાં તે શો ઉત્પાત થયો છે? એ પડવું તો ઘટિત છે એટલે આ બધો મહા સમારંભ કેવળ ભ્રાંતિથી થયો છે. આ પ્રકારનું તેનું વચન સાંભળી જેમ કોઈ નિદ્રામાંથી ઝબકી ઉઠે તેમ રાજા ઉત્પાતનો વેમ ટળવાથી જાગ્રત થયો ને ભુખ્યા થયેલા સર્વે પંડિતોએ પણ એ વાતને ટેકો આપ્યો. પછી રાજાએ શંકર પંડિતને ઘણી સાબાશીની સાથે એક લાખ રૂપૈઆ અપાવી સભા વિસર્જન કરી.

ભોજરાજની કીર્તિ દેશ દેશાંતરમાં એવી ચાલી કે, એક શ્લોક નવો કરી જે લેઇ જાય છે તેને રાજા લાખ રૂપૈઆ આપે છે. આ સાંભળી ધ-

ણા પંડિતો એક એક શ્લોક કરી લાવી લાખ લાખ રૂપૈઆ લેઈ ગયા. પછી રાજાનો એક મતિસાગર નામનો પ્રધાન હતો તેણે વિચાર કર્યો જે, આ પ્રકારે દ્રવ્ય આપવાથી થોડા કાળમાંજ રાજા ભીખ માગતો થશે. માટે કાંઇક યુક્તિ કરવી. એમ વિચાર કરી, ધારણા શક્તિવાળા ચાર પંડિતોને ખોળી કાઢી, નિરંતર રાજા પાસે રાખ્યા. તેમાં પ્રથમ પંડિતમાં એવો ગુણ હતો કે કોઈ એક વખત શ્લોક બોલે તો તેવોને તેવોજ તુરત બોલી બતાવે. એમજ બીજો પંડિત બે વખત બોલેલું સાંભળવાથી, એમ ત્રીજો ત્રણ વખત, ચોથો ચાર વખત બોલેલો શ્લોક કહી સંભળાવે એવા ગુણી પુરૂષો રાખ્યા. પછી તે પ્રધાને રાજાને એવું સમઝાવ્યું કે, હે મહારાજ કોઇ પંડિત નવો શ્લોક કરી લાવતાજ નથી એતો જુનાને જુના શ્લોક પાઠે કરી આવીને તમારી પાસેથી ધન લુંટી લે છે. ને તે વાત તમો સાચી ન માનતા હો તો, અનુભવ કરી જુવો. આ પ્રકારની વાત કરે છે એવામાં એક પંડિત, નવો શ્લોક કરી લાવી સભામાં બોલ્યો. આ સાંભળી પેલો એક વખત બોલવાથી ધારણ કરી લેનાર પંડિતે તે શ્લોક બોલી દેખાડયો. પછી બીજે, પછી ત્રીજે, પછી ચોથે પંડિતે એજ શ્લોક બોલી બતાવ્યો. ત્યારે પ્રધાને કહ્યું કે, જુવો માહારાજ! ચાર પંડિતને કંઠે આવડે છે તો એ નવો શ્લોક કેમ કહેવાય? આ પ્રકારે એ પ્રધાને ઘણાજ પંડિતોને ખષ્ટ કરી અપમાનથી કહાડી મુકયા. એમ કરતાં કેટલોક કાળ વીતી ગયો પણ કોઇથી આ શ્લોક, મેં નવો કર્યો છે. એમ સભામાં પ્રતિપાદન ન થઈ શકયું. આ પ્રકારે ઘણા પંડિતોને માનભ્રષ્ટ થતા સાંભળી એક સુંગધપુરના પરદેશી પડિતે યુકિતબંધ શ્લોક કરી, કોઈ મોટા પર્વ દિવસે ભોજરાજની ઘણા ઠાઠથી ભરાયલી મહા પંડિતોની મોટી સભામાં પ્રવેશ કરી, રાજા સામું જોઈ તે શ્લોક બોલ્યો. જે.

**देव त्वं भोजराज त्रिभुवनविजयी धार्मिकः सत्यवादी**
**पित्रा ते मे गृहीता नवनवतियुता रत्नकोट्यो मदीयाः।**
**तास्त्वं मे देहि राजन्सकलबुधजनैर्ज्ञायते वृत्तमेत-**
**त्त्वं वा जानासि नो वा नवकृतिरथ चेल्लक्षमेकं ददस्व॥१॥**

અર્થઃ—હે ભોજરાજ તમો સાક્ષાત્ દેવ છો, ત્રણ જગતનો વિજય કરવા સમર્થ છો. મહા ધર્મ નિષ્ઠ છો તથા ઘણા સત્યવાદી છો. માટે આ વાત સાંભળી તેનો ઘણો વિચાર કરવો ઘટે છે કે, તમારા પિતાએ મારી પાસેથી નવ્વાણું કરોડ રત્ન કરજે લીધાં છે તે તમો આપો. તે વાતના તમારે સાક્ષી જોયતા હોય તો આ ચાર પંડિતો છે. એટલે તારે બાપે મારી પાસેથી કરજે લીધાં છે એમ બોલી સાક્ષી પુરશે. એ વાતની ખબર તમને હો. અથવા ન હો. પણ તે વાતના આ સાક્ષીઓ તમારી પાસેજ વિધમાન છે. એમ છતાં કદાચિત્ તમો એમ કહેતા હો. કે આતો નવો શ્લોક કરી આણ્યો છે તો તમારી પ્રતિજ્ઞા પ્રમાણે એક લાખ રૂપૈઆ આપો. આ પ્રકારના યુક્તિબંધ શ્લોક સાંભળી પંડિતો તથા રાજા ઘણું પ્રસન્ન થયા. ને પેલા પ્રધાનનું મુખ ઝાંખુ થઇ ગયું. છેવટ રાજાના હુકમથી તે બ્રાહ્મણને લાખ રૂપૈઆ આપી વિદાય કર્યો.

એક દિવસ ભોજરાજાની મોટી સભામાં ગૂજરાતના કોઈ પ્રખ્યાત મહાન્ પંડિતે માર્ગમાં આવતાં આવતાં પોતાના અનુભવ પ્રમાણે એવો વિચાર કર્યો કે જગત્માં ત્રણ પ્રકારનાં દુઃખ પ્રસિદ્ધ છે. જે અધ્યાત્મ ૧ અધિભૂત ૨ ને અધિદૈવ ૩ પરંતુ તેનું પ્રતિબિંબ સ્ત્રી ૧ છોકરાં ૨ ને દ્રવ્ય ૩ એ ત્રણ જણાય છે. મારે તો એ ત્રણે દુઃખ સંપૂર્ણ છે. માટે ભોજરાજને એવો આશિર્વાદ દેવો જે (त्रिपीडानिरसनमस्तु) તમારાં ત્રૈણે પ્રકારનાં દુઃખ, નિરંતર નાશ પામો. આ પ્રકારના વિચારથી રાજાની-સભામાં એ પંડિત પેઠો તો ખરો, પણ સભાનો ભારે ભપકો જોઈ સભા ક્ષોભ લાગવાથી મનમાં, પલાયન કરી જવાનો વિચાર થયો પણ, રાજાની નજર સાથે પોતાની નજર એક મળવાથી રાજા બોલ્યો કે, પધારો! પધારો! આ સાંભળી કોઈ દિવસ સભામાં ન જવાથી શરીર ધ્રુજી ઉઠયું ને હાથમાંથી આશિર્વાદ દેવા રાખેલું નાળિએર પણ પડી ગયુ ને મુખમાંથી બોલાઈ જવાયું કે (त्रिपीडास्तु दिनेदिने) અર્થ—તમારે દિન પ્રતિદિને ત્રૈણ પીડાઓ થાવ- આ અપૂર્વ વાકય સાંભળી રાજા બ્રહ્મશાપ સમજી ગભરાટમાં પડયો. તેમ સર્વે સભા પણ ક્ષોભ પામી

( ખબલાઈ ગઈ ). તે વખત કાલિદાસ પંડિતે જાણ્યું કે, નિશ્ચે આ બ્રાહ્મણને સભા ક્ષોભ લાગ્યો, માટે વિપરીત ભાષણ થઈ ગયું. પણ એનો જેમ તેમ કરી ઉપકાર કરાવવો. એમ ધારી તત્કાલ બોલ્યો. અહો આ પંડિતના અપૂર્વ આશિર્વાદમાંજ કેટલી ગૌરવતા ને કેટલી વ્યંજનાઓ છે ? ( એક પદમાંથી અનેક પ્રકારના અર્થનો ઉત્તરોત્તર ચમત્કાર ભાસન થાય તે ) એમ કહી માથુ ધુણાવી બોલ્યા કે, એ પંડિતનું બોલેલું વાક્ય, તે શ્લોકનું ચોથુ પદ છે, પરંતુ પ્રથમનાં ત્રણ પદ આ પ્રમાણે છે જે—

**आसने विप्रपीडास्तु शिशुपीडास्तु भोजने ।**
**शय्यायां दारपीडास्तु त्रिपीडास्तु दिने दिने ॥१॥**

અર્થઃ—આસનમાં બ્રાહ્મણથી પીડા થાવ. એટલે રાજાની અતિશે કીર્તિ સાંભલી આવેલા મહા પંડિતોને પોતાનું આસન આપી સન્માન કરતી વખત સંકોચ પામવા રૂપ પીડા (સંકડાસ) થાવ. ભોજન વખતે નાનાં છોકરાંથી સંકડાશ પામો. એટલે ઘણા પુત્ર પૌત્રઆદિ નાનાં છોકરાંની તરેહવારની મરજી સંપાદન કરતી વખતે ઉભરાઈ જતા પ્રેમરસના પ્રવાહમાં ખેંચાઈ જવા રૂપ પીડા થાવ. શૈય્યામાં સ્ત્રીઓથી તમારૂં શરીર પીલાવ ( મર્દન થાવ ) એટલે અનેક દેશની અનેક પ્રકારની આંણેલી તરેહવાર સ્ત્રીઓની ઉત્તમ નાયકની ( સારા ધણીની ) પેઠે તેમની યોગ્ય કિંવા અયોગ્ય મરજી સંપાદન કરવાની ચતુરાઈને, એક શય્યા રૂપી સાક્ષી વિના બીજુ કોઈ યથાર્થ જાણી શકતું નથી. માટે સુખશય્યા પ્રમુખ સંભોગ કરવાના સ્થાનમાં સ્ત્રીકૃત આલિંગન પ્રમુખથી પીડાવા (સજ્જડ થાવ.) આ પ્રકારે અનેક અનેક ધ્વનિ ભરેલાં એ વાકયોછે. ઈત્યાદિક કાલિદાસ પંડિતનું કરેલુ શ્લોકનું વ્યાખ્યાન સાંભળી રાજા ઘણુંજ આશ્ચર્ય પામ્યો ને પેલા પંડિતને જીવતાં સુધી કોઈની યાચના ન કરવી પડે એટલું ધન આપી વિદાય કર્યો.

એક દિવસ ભોજરાજા વર્ષાઋતુમાં થોડા સેવકો લેઈ નગર બારણે ઘણે છેટે ફરવા નિકળ્યો હતો. ત્યાં શૌચ જવાની આશંકા ઉત્પન્ન થઈ માટે શિપ્રા નદીને કાંઠે સઘળાં વસ્ત્ર ઉતારી એક જીર્ણ વસ્ત્ર પહેરી નદીના અંતરમાં શૌચ જઇ આવી, હાથ પગ ધોવા નદીના જળ પાસે રહેલી

મોટી શિલા ઉપર બેસે છે તેવામાં દૂર દેશમાં વર્સાત ઘણો થવાથી નદીના મોટા પૂરમાં ખેંચાઈ આવતી કોઈ અદભૂત સ્ત્રીને છેટેથી જોઇ ધોતીયાનો કછોટો વાળી નદીના પૂરમાં પડતુ નાખી તેને ખેંચી કાઢી. જુવે છે તો તે સ્ત્રી થોડી વખતથી મરણ પામેલી છે એમ જાણ્યું તથા હીરા મણી મોતિ સુવર્ણ વિગેરેનાં અનેક આભૂષણ પેહરેલાં છે. તથા અતિ જીર્ણ ને ઉજળું ઘણાં મુલ્લનું વસ્ત્ર મજબુતપણે ધારણ કરેલું છે તથા બીજા પણ ઘણા શણગાર સજેલા છે તેથી એમ કલ્પના કરી જે આ કોઈ મોટા શાહુકારની પુત્ર વાસ્તે નવી પરણેલી સ્ત્રી છે તે પોતાના વૃદ્ધ પુરૂષથી ન સંતોષ પામી જાર પુરષ પાસે જતાંજ નદીમાં ઓચિંતાં આવેલા પૂરમાં તણાઈ આવી છે. વળી એ સ્ત્રીનું અદભૂત રૂપ જોઈ મોહથી વિચાર કરે છે કે, આ એકાંત સ્થળમાં મને ઉઘાડા શરીરનો જોઇ મારા રૂપથી મોહ પામીને સ્વર્ગમાંથી ભુશકો મારી આ નદીમાં પડેલી રંભા નામની અપ્સરા હોય કે શું ચારે પાસ મેઘની ઘટા ઝુકી રહી છે તેની વચમાં સુગંધિ પુષ્પોથી ભરપૂર થયેલા વૃક્ષોનો સંગ કરી નદી જળમાંની લેરીઓ સ્નાન કરી આવતી વાયુથી માથાના હાલતા કેશ જોઇ, અરે જીવી જીવી ! એમ બોલતા રાજાએ તે સ્ત્રીના મુખનુ ચુંબન કરયું. છેવટ તેનો સાક્ષાત્-સંભોગ કરયો. પછી રાજાના મનમાં ઘણો પશ્ચાતાપ થયો જે આ મ્હેં ઘણું અયુક્ત કામ કરયુ. પછી ઊંચા તટ ઉપર ચડી સેવકોને બોલાવી કહ્યું કે આ સ્ત્રીને મ્હેં નદીમાંથી ખેંચી આણી માટે મ્હારે હાથે અગ્નિ સંસ્કાર કરવો છે. એમ કહી ચંદન કાષ્ટ મંગાવી પરણેલી સ્ત્રીની પેઠે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અગ્નિ સંસ્કાર કરયો. તથા શ્રાદ્ધદાન, બ્રહ્મભોજન વિગેરે સઘળી ઉત્તર ક્રિયા જેમ પટરાણીની કરે તેમ અતિશે પ્રીતિથી કરી. આ સઘળી ચિકિત્સા જોઇ કાલિદાસના અંતરમાં ખટકયા કરતું હતું કે પરસ્ત્રીની ક્રિયા આવા હેતથી કદાપિ કાળે ન થાય માટે કોઈ મોટું કારણ હોવું જોઇએ. એવામાં રાજાએ કાલિદાસને અડધો શ્લોક પુછયો જે.

**मनोभहेलाविषयादितानाः कामस्य सत्यं जनकः कवे कः**

અર્થઃ—હે કવે કામદેવના બાપ એટલે ઉત્પન્ન કરનારા ઘણા છે જે મકે મનોભૂ એટલે મનથી ઉત્પન્ન થનો. એમ સ્ત્રી સબંધી શબ્દ સ્પર્શ

રૂપ રસ ગંધ એ પંચવિષયથી કામ ઉત્પન્ન થાય છે. ઇત્યાદિ તેના ઘણાં જનક ( બાપ ) છે પરંતુ ખરેખરો સાચો બાપ કોણ છે. આ પ્રશ્નનો ઉત્તર કાલ્ય કરીશ. આ પ્રકારે કહી કાલિદાસ પોતાને ઘેર જઇ ઉદાશ થઈ બેઠા. ને તે દિવસ ભોજન પણ ન કર્યું. કેમકે એ પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રને મળતો યુક્તિબંધ ને રાજાના અનુભવમાં આવેલો એવો ન મળવાથી પછી કલાવતી નામે એ કવિની પુત્રી અતિશે રૂપ ગુણ ને વિદ્યાવાળી હતી ને એજ નગરમાં કોઈ મહા પંડિતને પરણાવેલી હતી. તે માતાનું મરણ થયા પછી નિત્ય સાયંકાળે સાસરે જતી ને પ્રાતઃકાળે પિતાની સેવા કરવા આવતી. તેણીએ પોતાના પિતાની ઘણી ઉદાસીનું કારણ આગ્રહથી પુછયું ત્યારે તેણે બનેલી સઘળી વાત કહી. પછી પુત્રીએ કહ્યું કે એ પ્રશ્નનો ઉત્તર સવારમાં જરૂર હું કહીશ માટે તમો ભોજન કરો. એમ કહી કામોદ્દીપન થાય એવી સુંદર રસોઇ કરી પિતાને જમાડયા. પછી પોતે સોળે શણગાર સજી સાસરે જવા તૈયાર થઇ. ને પિતાની આજ્ઞા લેઇ બારણે નિકળી પાછી ઘરમાં પેઠી ને પિતા પ્રત્યે બોલી કે હાવે આજ તો ઘણી રાત્રિ ગઈ છે માટે કાલ્ય સાસરે જઇશ એમ કહી પિતાની સુખશય્યા આગળ ઝગઝગતા દીવાને સમીપ સોગટાની બાજી ઢાળી પિતાની સાથે રમવા બેઠી. અનેક પ્રકારની કામચેષ્ટાથી કાલિદાસને ઘણોજ કામાંધ કર્યો ને એક કટાક્ષ બાણથીજ એનું સઘળું જ્ઞાન ડાહાપણ ઉડાડી મુકયું તેથી બેશુદ્ધ થઇ ગયો માટે દીવાને ઝાપટ મારી ઓલવી કામભાવથી પુત્રીનો હાથ ઝાલ્યો. આ વખત એ પુત્રીએ પ્રથમથીજ સંકેત કરી બારણા પછવાડે ઉભી રાખેલી પોતાના જેવીજ દાશીને પિતા ઉપર ઉશેટી જવાનીના જોરથી પોતાનું કાંડુ વછોડાવી પિતાને ન માલમ પડે એમ મેડીથી નીચે ઉતરી ગઇ. પિતાએ તો જાણ્યું કે આજ એ (પુત્રી) છે એમ ધારી શય્યામાં આરોપણ કરી. પછી ઘણી વારે કામ મુક્ત થઈ પોતાને પ્રથમ હતું તેવુંજ જ્ઞાન ઉત્પન્ન થયું જે ( **सुतयापि रहो नस्यात्**) અર્થઃ જવાન અવસ્થામાં આવેલી પુત્રી સાથે પણ એકાંતે ન રહેવું. એ વાત સાચી છે. ઇત્યાદિ ઘણો વિચાર કરી મરવાનો નિશ્ચય કરે છે. એવામાં પેલી પુત્રી નીચેથી દીવો કરી હાથમાં લેઇ ઉપર ગઇ

તેને જોઈ કાલિદાસ ઘણું આશ્ચર્ય પામી પુત્રીની સ્તુતિ કરવા મંડયા. ત્યારે પૂત્રી બોલી જે હે પિતાજી આ, રાજાના પ્રશ્નનો ઉત્તર થયો જે એકાંત સ્થળ એજ કામદેવનો બાપ છે. આ પ્રકારે પૂત્રીનું વચન સાંભળી ઘણો આનંદ પામ્યો ને પ્રાતઃકાળે ભોજરાજ પાસે જઈ પ્રથમ પુછેલા શ્લોકનું ઉત્તરાર્દ્ધ કરી સંભળાવી ઉત્તર આપ્યો જે.

**एकान्तमेवैकमतोहि राज-**

**न्सर्वेपि तेनैव विना ह्यलीकाः ॥१॥**

અર્થઃ—હે રાજન્ એકાંત સ્થળ એજ કામદેવનો ખરેખરો સાચો જનક (બાપ) છે કેમ જે એકાંત વિના બિજા સઘળા ઉપજાવનાર નિષ્ફળ છે.

આ પ્રકારે પોતાના મનમાં ગોઠવી રાખેલો ઉત્તર કાલિદાસે કહ્યો તેથી તેના ઉપર રાજા ઘણું પ્રસન્ન થયો ને તેને એકાંતે લેઇ જઇ પોતાનુ બનેલુ સઘળુ વૃતાંત કહી પાયશ્ચિત્ત કરી પવિત્ર થયો.

આ પ્રકારે ભોજરાજ સંબંધી ઘણા ઇતિહાસોછે તે પરંપરાથી જાણવા.

ધારી નગરીના પરાંમાં ગોત્રદેવીનું મોટું મંદિર હતું. ત્યાં રાજા પોતાનું નિત્ય કર્મ કરી હમેશાં દર્શન કરવા જતો હતો.

એક દિવસ વેળા વટી જવાથી ગોત્ર દેવી પ્રત્યક્ષ થઇ પોતાના સ્થાનથી બારણા આગળ આવી જોયું તો ઓચિંતો થોડાં માણસ લેઇ આવતો રાજાને જોઇ પોતાનુ મૂળ સ્થાનક મુકી સંભ્રમથી બીજે સ્થાનકે બેશી ગયો. તે જોઇ નમસ્કાર કરી સ્થાનભ્રષ્ટ થવાનું કારણ પુછતાંજ ગોત્ર દેવીએ કહ્યું કે અહીંથી સત્વર પલાયન કરી નગ્રમાં પ્રવેશ કર નહી તો ગુજરાતના રાજાનું લસ્કર તેને ઝાલી લેશે. આવું વચન સાંભળી રાજા તરત વેગવંત અશ્વ ઉપર સ્વાર થઈ, નગરમાં પ્રવેશ કરતાં દરવાજે આલુયા ઉલય એ નામના બે ગુજરાતી રાજાના સ્વારો ધનુષ ચડાવી ઉભા હતા. તેમણે ભોજરાજાના કંઠમાં ધનુષ આરોપણ કર્યા. તેથી રાજાએ પૃથ્વીનું આલીંગન કર્યું. તે જોઇ પેલા બે સ્વારો રાજા પડયો. રાજા પડયો એમ કહેતા કહેતા નાશી ગયા. તે ઉપર કવીનો શ્લોક (પૃ૦ ૧૧૬ જુ.)

અર્થઃ—આ ભોજરાજા ગુણી છે. જે કંઠમા વળગી પડેલું ધનુષ તે પણ ગુણી છે માટે નગના ગુણી પુરૂષને જોઇ નમી પડવું એ યુક્ત છે એમ ધારી રાજાએ ઘોડા ઉપરથી પડતુ નાંખી નમસ્કાર કર્યો એ પ્રમાણે અશ્વદાર (અસ્વાર) નો પ્રબંધ પુરો થયો.

એક દિવસ રાજા રાજપાટીકામાંથી (નગર બહાર ફરી આવી) પાછા નગરમાં આવતા હતા તેવામાં દરવાજામાં પેસતાં જાસુસોની બુમોથી ધભરાઈ નાસાનાસ કરતા લોકોની હીલચાલથી એક છાશ વેચનારીને હડશેલો વાગવાથી તેના માંથા ઉપર ગોરસનું માટલું ગડેલું પડવાથી ફુટી ગયું તેથી તેનો પ્રવાહ મારગમાં ચાલ્યો. તે જોઇ પેલી સ્ત્રીએ હસવા માંડયું તે જોઇને રાજાએ તેને પૂછયું કે તારૂ નુકશાન થયું તોપણ તું હસે છે તેનું કારણ શું છે? ત્યારે તેણે એક શ્લોક કહ્યો (પૃ. ૧૧૯ જુ) તેનો અર્થઃ—હે રાજન્ મારો ઇતિહાસ મોટો છે. પણ સંક્ષેપમાં કહું તે સાંભળો, હું અમુક રાજાની સ્ત્રી હતી, જાર પુરૂષમાં આશક્ત થવાથી રાજાને મારી, નદી ઉતરી બાગમાં જાર પુરૂષને મળવા આવી. ત્યાં તેને સાપ ડસવાથી મરણ પામેલો દીઠો. ત્યાંથી ભયની મારી હું દેશાંતરમાં જઇ ગુણકા થઇને રહી. તેજ નગરમાં મારો દીકરો આવેલો તેના મોં આગળ નાચ કર્યો તેથી તે મારા ઉપર ઘણોજ આશક્ત થયો. તેથી તેનો પતિભાવે સંગ કરતાં માલમ પડયું કે આતો મારો પુત્ર છે. પછી બ્રહ્મણને પુછી તેનું પ્રાયશ્ચિત્ત કરતાં હું તથા મારો પુત્ર પીંપળાના લાકડામાં પેસી ચિતામાં પડી બળી મુવાં. ત્યાં દૈવયોગથી મારો પુત્ર બળી મુઓ. અને વરસાત આવવાથી સળગેલી ચિતા ઓલવાઇ ગઈ તેથી હું નદીના પુરમાં તણાતી તણાતી બહાર જીવતી નીકળી. તે ગોવાળીઆને ત્યાં સ્ત્રી થઇ ગોરસ વેચી મારો નિર્વાહ કરૂં છું. આટલું બધું જેના શરીર ઉપર વીતેલું છે તેને આ દુઃખ શા લેખામાં! . પરંતુ આ ગોરસ નિમિત્ત લોકોના દયા ભરેલાં વચન સાંભળી મને હસવું આવ્યું. આ વચન સાંભળી રાજાએ તેને સુખી કરી.

લોકમાં એવું કહેવાય છે કે એજ જગ્યાએથી મહી નદીનો પ્રવાહ ચાલ્યો. આ પ્રમાણે ગોપિકાનો પ્રબંધ પૂરો થયો.

એક દિવસ ભોજરાજા એક મોટી પથ્થરની શિલા સામું લક્ષ રાખી ધનુર્વેદનો ઘણો અભ્યાસ કરતો હતો. તે વખત શ્વેતામ્બર શ્રીચંદનાચાર્ય તે જગ્યાએ આવી, એક કાવ્ય બોલ્યા (પૃ૦ ૧૧૭-જુ.)

હે રાજન્ ધનુષ્ ક્રીડાથી જેટલી શિલા વિંધાઈ એટલેથી બંધ રાખો. આ પાષાણભેદ કરવાનું વ્યસન મુકી દો. કેમકે એ છંદે ચાલતાં મોટા મોટા પર્વત પણ વિંધવાથી કુળપર્વતને આધારે રહેલી આ પૃથ્વી છેવટ પાતાળ મૂળમાં જશે. માટે આ ચડસ મુકી ધો, આ પ્રકારની કવિતાનો ચમત્કાર જોયો પણ કાંઈક મનમાં વિચાર કરી બોલ્યો કે, (ધ્વસ્તાધારા) આ પ્રકારનું પદ, તમારા જેવા સર્વ શાસ્ત્રવેત્તાના મુખમાંથી નીકળ્યું માટે ભવિષ્ય કાળમાં કાંઇ ઉત્પાત થશે એમ મને જણાય છે.

ડાહાળદેશના રાજાની દેમતી નામે સ્ત્રી મહા યોગાભ્યાસવાળી હતી. કયારેક તે ગર્ભવંતી થવાથી જોશીઓને પુછે છે કે મને એક સારૂ શુભ લગ્ન દેખાડો, કે તે લગ્નમાં ઉત્પન્ન થયેલો મારો પુત્ર ચક્રવર્ત્તી રાજા થાય. પછી જોશીઓએ ઉચ્ચરાશિના કેંદ્રિઆ સારા ગ્રહ આવે એવા શુભ દિવસમાં શુભ લગ્ન આપ્યું. તે સાંભળી યોગબળથી ગર્ભને રોકી રાખી કહેલા શુભ લગ્નમાં પુત્રને જન્મ આપી પોતે આઠમે પહોર મરણ પામી. તે પુત્ર કર્ણ નામે મોટો વિખ્યાત રાજા થયો. એક સો છત્રીસ રાજા તેની સેવામાં હતા. રાજવિદ્યામાં તે ઘણો પ્રવીણ હતો. વિદ્યાપતિ પ્રમુખ મોટા કવિઓ એની સ્તુતિ કરતા હતા. તેનું કાવ્ય (પૃ૦ ૧૧૮ જુ.) તેનો અર્થ—

હે કર્ણ રાજ, તમારા શત્રુની અરણ્યમાં નાસતી સ્ત્રીઓને દૈવ યોગથી પ્રથમના જેવો અપૂર્વ એટલે વિપરીતપણે અલંકારનો વિધિ થાય છે. તે સ્ત્રીઓના હૃદયઉપર **हारावाप्ति** એટલે હારની અવાપ્તિ કહેતાં પ્રાપ્તિ થતી હતી. એટલે હાર ધારણ કરતી હતી. તે હવે એજ શબ્દને **हा राव आप्ति** એટલે ખેદ યુકત પોકાર અર્થે સહિત કરી મુખમાં ધારણ કરે છે. વળી હાથમાં કંકણ ધારણ કરતી હતી. તે હવે **कं कण** એટલે આંસુના બિંદુ રૂપ અર્થે સહિત કરી, એજ શબ્દને નેત્રમાં ધારણ કરે છે. ને લલાટમાં ચંદનની પત્રાળી (પીલ રચના) ધારણ કરતી હતી. તે હવે નિતમ્બ ઉપર (ગુડા ઉપર) **पत्र आळी** એટલે પાંદડાના સમૂહને વસ્ત્રરૂપે ધારણ કરે છે, એટલે

કે, ભોજપત્ર વીગરેની છાલનાં પાદડાંનાં વસ્ત્ર ધારણ કરે છે. ને પ્રથમ તિલકથી પોતાનું મુખ સોભાવતી હતી. તે હવે **स तिलक** એટલે તલ જેવા કાળા ડાઘ સહિત પોતાના હાથનાં તળીઆંને ધારણ કરે છે. ॥૧॥

હે શ્રી કર્ણરાજ જેના ઉપર તારી મીઠીનજર પડે છે તેનું દારિદ્ય મહા ભય પામી એકદમ જતું રહે છે. માટે લક્ષ્મી તો લક્ષ્મીપતિ નારાયણના હૃદયમાં રહેલી હતી તે ગોપીજનના પુષ્ટ સ્તનના પ્રહાર વાગવાથી નાશીને પોતાના સ્થાન રૂપ કમળમાં જતાં, ભ્રાંતિથી તારા નેત્રરૂપી કમળમાં નિવાસ કરી રહી છે. એમ હું કલ્પના કરૂં છું. ॥૨॥

આ પ્રમાણે સાહેબી ભોગવતા કર્ણરાજાએ દૂત મોકલી ભોજ રાજાને કહેવડાવ્યું કે તારી નગરીમાં તારા કરાવેલા એકસો ચાર પ્રાસાદ છે. તથા તેટલાજ ગીત પ્રબન્ધ છે. તથા તેટલાંજ બીરૂદ છે. માટે ચતુરંગ યુદ્ધથી, અથવા દ્વંદ્વયુદ્ધથી, અથવા ચારે વિદ્યામાંથી ગમે તે વિદ્યાથી, વાદિની પેઠે મને જીતી, અથવા દાન શક્તિથી મને જીતી એકસો પાંચ બીરદનું પાત્ર થા. અથવા હું તને જીતી એકસો સાડત્રીસ રાજાનો અધિપતિ થાઊં? આ પ્રકારનું તેનું વચન સાંભળી ભોજરાજાનું મુખ ઘણું કરમાઈ ગયુ. કેમ જે એ કાશીપુરનો અધિપતિ કર્ણરાજ સર્વ પ્રકારે મારા કરતાં ઘણો સમર્થ છે. એમ જાણે છે તોપણ ઘણા આગ્રહથી ભોજરાજાએ એક વાત અંગીકાર કરાવી જે મારે અવંતિ નગરીમાં અને કર્ણ રાજાએ વાણારસી નગરીમાં એક દિવસે ને એક લગ્ને પાણિ નીકળે ત્યાં સુધી ઊંડો પાયો નાખી પ્રાસાદનો આરંભ કરવો. ને તે પ્રાસાદ પચાસ હાથ ઊંચો પોલ્હો કરી તેના ઉપર કલશધ્વજનું આરોપણ કરતી વખત જે જલદીથી પ્રથમ કરી રહે તેની નગરીમાં બીજાએ પોતાનાં છત્ર ચામરાદિકનો ત્યાગ કરી હાથણી ઉપર બેસી સેવકરૂપે આવી હાજર થવું.

આ પ્રકારનું પ્રતિજ્ઞા પૂર્વક ભોજરાજનું વચન કર્ણરાજે અંગીકાર કર્યું. કેમ જે એ પ્રકારે પણ ભોજરાજને હઠાવવો.

પછી એક વખતમાંજ બે જણે પ્રાસાદનો આરંભ કર્યો. કર્ણરાજે પોતાના સૂત્રધારને બોલાવી પુછયું કે સૂર્યોદયથી સૂર્યાસ્ત થતાં ઘણા પ્રયત્નથી કરવા માંડેલું કામ કેટલુ ઊંચુ આવે! આ વચન સાંભળી સૂત્રધારે ચઉદશના અણોજાના દિવસમાં સાત હાથ પ્રમાણના અગીયાર પ્રાસાદ પ્રાતઃકાલે આરંભ

કરી સાયંકાળે કલશ આરોપણ થાય એવા કરી બતાવ્યા. આ જોઈ રાજા ઘણું પ્રસન્ન થયો, પછી પોતાના કામમાં પ્રમાદ રહિત કર્ણરાજાએ પ્રાસાદ તૈયાર કરાવી કળશારોપણ કરી ધ્વજારોપણ કરવાનું શુભ લગ્ન લેઇ ભોજરાજાને તેડવાને સારૂ કર્ણ રાજાએ દૂત મોકલ્યો! ભોજરાજ પોતાનો પ્રાસાદ જલદી કરવા ન સમર્થ થવાથી પોતાની પ્રતિજ્ઞાનો ભંગ જોઈ મૌન રહ્યો. પછી કર્ણરાજે પોતાના પ્રાસાદમાં ધ્વજારોપણ કરી પોતાના સેવક ૧૩૬ રાજાએ સહિત ભોજરાજ ઉપર ચઢાઈ કરી. વળી તેણે ગૂજરાતના ભીમરાજાને ભોજરાજાનું અડધુ રાજ્ય આપવું કબુલ થઇ તેની મદત માગી. ત્યારે ભીમરાજા પણ ઘણું લશ્કર લેઈ માળવદેશ ઉપર ચડાઈ કરી તુરત આવ્યો. આ વખત બે પાસથી, મંત્રનું જોર લાગવાથી ગભરાઈ ગયેલા સર્પની પેઠે ભોજરાજા અહંકાર રૂપી ઝેર રહિત થયો, ને ઓચિંતો શરીરે કાલજ્વર પ્રગટ થયો, પછી ભીમરાજાયે નગર પ્રવેશ કરવાના ઘાટ માર્ગ સર્વે પોતાના માણસોથી રોકી લેઈ કર્ણરાજ પાસે રહેલા પોતાના ડામર નામના સંધિવિગ્રહિક પાસે ભોજરાજનું વૃત્તાંત જાણવા એક પુરૂષને મોકલ્યો. ત્યારે તેણે એક ગાથા લખી આપી. ને પાછો ભીમ પાસે મોકલ્યો. તે ગાથાનો ( પૃ. ૧૨૧ જુ. ) અર્થ:

આંબાનું ફૂલ સંપૂર્ણ પાકી ગયું છે તેનું ડીંટુ પણ શિથિલ થયું છે તેને વાયુ પણ જોરમાં અફલાય છે તેની શાખા પણ કરમાઇ ગઈ છે એ કામનો પરિણામ શ્યો થશેતે જણાતો નથી।

આ અર્થ ભરેલી ગાથા વાંચી ભીમરાજ સ્થિર થઈ રહ્યો. એટલામાં ભોજરાજને પરલોકમાં જવાની ઘણી શીઘ્રતા થઇ, અંતકાલ સબંધી દાન પુણ્ય કરી, મારૂ મરણ થયા પછી મારા હાથ શબવિમાનથી ( ઠાઠડીથી ) બારણે લટકતા રાખજ્યો એમ કહી તત્કાલ સ્વર્ગવાસી થયો. મરતી વખતે ભોજરાજનું બોલેલું સાંભળી વેશ્યાએ લોકની આગળ કહેલું તે ગાથાનો અર્થ:—

શું કરૂ રે ! આ પુત્ર કલત્રરૂપી વાડી વસ્તાર. અરેરે સઘલો મુકી જેમ એકલો આવ્યો તેમ એકલુજ જવું પડે છે. કોઇપણ જોડે આવતું નથી. હાથ પગ ખંખેરી ખાલી થઇ જવુ છું.

તે ઉપરથી લોકમાં ચાલેલો ઉખાણો. " આવ્યા ત્યારે બાંધી મુઠીયે ને ચાલ્યા ત્યારે ઉઘાડી મુઠીયે " વેશ્યાનું કહેલું ભોજરાજાનું મરણ લોક પરંપરાથી સાંભળી કર્ણરાજાએ કિલ્લો તોડી નગરમાં પ્રવેશ કર્યો, ને સઘળી લક્ષ્મી પોતે લૂટવા માંડી. તે વખત ભીમરાજાએ ડામરને આજ્ઞા આપી કે કર્ણ પાસેથી કબુલ કરેલું અડધું રાજ્ય અથવા તેનું માથુ બેમાંથી એક શીઘ્ર લાવ્ય. આ વચન સાંભળી જે તંબુમાં કર્ણરાજા મધ્યાને સુતો હતો ત્યાં જઇ બત્રીશ સ્વાર સહિત તે તંબુમાં છાંનો પેશી તેને ઘેરી લીધો. તે વખત સઘળું લશકર ભોજરાજાના નગરની લુટફાટ કરવામાં વ્યગ્ર હતું. માટે કર્ણરાજ અડધો ભાગ આપવા તત્કાલ કબુલ થઇ, એક ભાગમાં નીલકંઠ મહાદેવ તથા ચિંતામણિ ગણેશ વિગેરે દેવતાઓ, પોત પોતાની સકળ સામગ્રી સહિત મૂકી. ને એક ભાગમાં બધું રાજ્ય સબંધી દ્રવ્ય મુકયું. આ બે ભાગોમાંથી ગમે તે ભાગ લ્યો. આ પ્રકારનું કર્ણરાજનું વચન સાંભળી સોળ પોહોર સુધી એ ભાગ વેંચવાની પંચાત કરી. છેવટ સઘળી દેવ સેવા ગ્રહણ કરી ભીમરાજ પોતાના દેશ ભણી ગયો. તે સબંધી કવીનાં કાવ્ય (પૃ. ૧૨૨ જુ.) તેનો અર્થ:—

ભોજરાજાએ તથા કર્ણરાજાએ હાર જીતની સરત બાંધી. પચાસ હાથનાં દેવપ્રાસાદ એક વખતમાંજ કરવા આરંભ્યાં. તેમાં એવી સરત હતી કે પોતાનો પ્રાસાદ તૈયાર કરી જે પ્રથમ કલશારોપણ કરે તેને ત્યાં બીજાએ પોતાનાં છત્ર ચામરાદિક રાજચિન્હો મૂકી શરણે જવું. આ પ્રકારના સંવાદમાં ભોજરાજા ખરચ કરવાથી હાર્યો, ને કર્ણરાજ જીત્યો. ॥૧॥

અર્થ: ભોજરાજ સ્વર્ગવાસી થયો. ત્યાર પછી બળવાન્ કર્ણરાજાએ ભીમરાજાની મદત લીધી ને ધારાનગરી ભાગી લૂટી લીધા પછી ભીમરાજની આજ્ઞાએ ડામરે કર્ણરાજને રોકી લીધો. તેથી તેણે પૈઠણ કરેલા અર્ધ ભાગ બદલ સુવર્ણની માંડવી તથા ગણપતિ યુક્ત નીલકંઠેશ્વર મહાદેવ આપ્યા. તે સર્વ દેવપૂજા લેઈ ભીમ પોતાને દેશ ગયો. ॥૨॥

આ જીત મેળવ્યા પછી કર્ણરાજાની આગળ કર્પૂર કવિએ પ્રથમ લખેલો **मुखे हारावाप्ति:** આ શ્લોક કહ્યો. આ શ્લોકમાં અપશબ્દો (અપશુકની શબ્દો) દેખી રાજાએ કવિને કાંઈપણ ન આપ્યું, આ જોઈ નાચીરાજ નામના કવિએ એક કાવ્ય કહ્યું (પૃ. ૧૨૩ જુ.) તેનો અર્થ—

કૈટભ નામે દૈત્યના શત્રુ વિષ્ણુ પોતાની કુખના ખૂણામાં ત્રેણુ લોકને ધારણ કરે છે ને, તે વિષ્ણુને શેષનાગ પ્રસન્ન થઈ ધારણ કરે છે. તે શેષનાગ શિવના કંઠમાં કંઠસૂત્ર જેવો જણાય છે. તે શિવને તું હૃદયે ધારણ કરૂં છું. માટે હે! કર્ણરાજ આ પ્રકારના મહા પરાક્રમને વિચાર કરનાર પુરૂષોના અંતરમાંથી બીજા કોઇ વિક્રમી રાજા થયા હશે! એવી ભ્રાંતિ ટળી ગઇ.

આ અર્થ ભરેલું નાચીરાજ કવિનું કાવ્ય સાંભળી રાજાએ આપ્યું તે શ્લોકનો અર્થ.

દશ કરોડ સોનઇઆ ને મદોન્મત દશ હાથી પ્રસન્ન થએલા કર્ણરાજાએ નાચીરાજ કવિને આપ્યા.

કર્પૂર કવિની સ્ત્રી જાતે ઘણી કભારજા હતી માટે પોતાના ધણીને સરપાવ ન મળ્યો ને નાચીરાજને મળેલા સરપાવની વાત સાંભળી તેણીને તત્કાલ ઉત્પન્ન થએલા ક્રોધથી કર્પૂર કવિને તેણીએ તાડન કર્યું (માર્યો) ને ઘણો તિરસ્કાર કરી, ઘસેડી ઘરમાંથી બહાર કહાડી મુક્યો. તે બીચારો રાજદ્વારમાંથી આવતા નાચીરાજ કવિને સન્મુખ માર્ગમાં મળ્યો. ત્યારે તે એક કાવ્ય બોલ્યો. તેનો અર્થ:

(નાચીરાજને સાક્ષાત્ બાળ સરસ્વતી જાણી કર્પૂર કવિ બોલ્યો,) જે હે કન્યેતું, કોણ છુ?

નાચીરાજ બોલ્યો કે હે કર્પૂર કવે તું મને શું નથી ઓળખતો.

કર્પૂર કવી બોલ્યો કે તમે તો સાક્ષાત્ ભારતીદેવી છો.

નાચીરાજ બોલ્યો કે હા! તુ. કહું છું તે સત્ય છે.

કર્પૂર કવિ બોલ્યો કે તમે આકુળવ્યાકુળ કયમ છો.

નાચીરાજ બોલ્યો કે હે, વચ્છ હું લૂંટાઇ છું.

કર્પૂર કવિ બોલ્યો કે તમને કોણે લૂટયાં છે.

નાચીરાજ બોલ્યો કે દૂષ્ટ દૈવે લુંટી છે.

કર્પૂકવિ કવિ બોલ્યો કે તારૂં શું લૂટાયું છે.

નાચીરાજ બોલ્યો કે, મુંજરાજ ને ભોજરાજ રૂપી બે મારાં નેત્ર લુટાયાં છે.

કર્પૂર કવિ બોલ્યો કે નેત્ર વિના તમો શી રીતે ચાલો છો ?

નાચીરાજબોલ્યો કે, જેમ આંધળો લાકડી લેઇ ચાલી જેમ તેમ પોતાનું આયુષ પુરૂ કરે. તેમ હું મારૂ આયુષ્ય પુરૂ કરૂં છું. ॥૧॥

પછી નાચીરાજ કવિએ વિચાર કર્યો કે મારા કરતાં કર્પૂરકવિ ઘણો વિદ્વાન્ છે. પરંતુ એમાં સમય સૂચકતા ગુણ નથી માટે રાજદ્વારમાંથી પણ દ્રવ્ય ન મળતાં ઉલટો કુંભારજાના હાથનો માર ખાઈ ખાઇને એનો દમ નીકળી જશે. આ પ્રકારનો વિચાર કરી પોતે દયા આણી પોતાને મળેલું સઘળું દ્રવ્ય કર્પૂર કવિને આપી દીધું. આ પ્રકારે ભોજરાજ સંબંધી અનેક પ્રબન્ધો છે તે યથાશ્રુત જાણવા.

વળી કોઈ કવિએ છેલાં બે કાવ્ય ભોજરાજને કહ્યાં હતાંતે ( પૃ૦ ૧૨૪ જુ. ) તેમનો અર્થ.

હે, ભોજરાજ પ્રારબ્ધ પુણ્યથી ઉદય પામતો, તારા હાથ રૂપી મેઘ, દશ દિશામાં સુવર્ણ કંકણની ચંચળ કાંતિ રૂપ વિજળીના ચમત્કાર સહિત સુવર્ણરૂપી અમૃતધારાનો વરસાદ વરસે છે. તેથી વૃદ્ધિ પામતી કીર્તિરૂપ નદીનો પ્રવાહ ચાલે છે. ત્યારે ગુણિના સમૂહ રૂપ સઘળી પૃથ્વી પ્રસન્ન થાય છે. ને યાચક રૂપી સરોવર સંપૂર્ણ ભરાય છે. ને વિદ્વાન્ લોકોનો દારિદ્ધરૂપી દાવાનલ ઓલવાય છે. ॥૧॥

ઘણુ દાન આપવાથી પૃથ્વીમાં ઉદય પામેલા કલ્પવૃક્ષની પેઠે યાચકોના મનોરથને સંપૂર્ણ કરતો તથા સમગ્ર લોકના દારિદ્ધને ત્રાસ પમાડતો તથા નાના પ્રકારના પ્રબંધો રચવામાં સાક્ષાત્ બૃહસ્પતિ જેવો જણાતો. ને ધનુર્વેદમાં અર્જુન જેવો જણાતો ઈત્યાદિ ભોજરાજાની ઘણી કીર્તિ સાંભળી તેને જોવાની ઉત્કંઠા (ઘણી ઈચ્છા) કરનાર સ્વર્ગવાસી દેવતાઓએ બોલાવેલો ભોજરાજ સ્વર્ગવાસી થયો. ૨

આ પ્રમાણે મેરૂતુંગાચાર્યના રચેલા પ્રબન્ધ ચિંતામણિ ગ્રંથમાં ભોજ રાજાના તથા ભીમરાજાના નાના પ્રકારનું યશવર્ણન કર્યું એ નામનો બીજો પ્રકાશ ( સર્ગ ) પૂરો થયો.

—:—:—

# सिद्धराजप्रबन्धः

કોઇ એક સમયે ગુજરાતમાં વરસાદ નહિં થવાથી લોકો (રૈયત) રાજાનો કર આપી શકયા નહિં, તેથી રાજ સેવકોએ તેમાંના ઘણા લોકને પાટણમાં ભીમરાજા સમક્ષ પકડી લાવીને કેદ કર્યા. એક દિવસે પ્રાતઃકાલમાં મૂળરાજ કુમાર બારણે ફરવા નિકળ્યો હતો ત્યાં છેવટ તે લોકોના મુખથી તેમનો ઘણો કકળાટ સાંભળ્યો તેથી તેને દયા ઉત્પન્ન થઇ, અને આંખમાં આંસુ આવી ગયાં. પછી મૂળરાજે પોતાની ઘોડા ખેલાવવાની કળાથી ભીમદેવને ઘણોજ પ્રસન્ન કર્યા. ભીમદેવે કહ્યુ કેઃ—તું વર માગ. ત્યારે મૂળરાજે કહ્યું કે આ બધા દ્રવ્ય ભંડારો તે મારે વરજ છે. રાજાએ કહ્યુ કે તું કોઇ વસ્તુનો વર કેમ માગતો નથી! ત્યારે કુમારે કહ્યું કે તમે મારી માગેલી વસ્તુ આપી શકશો એમ મને લાગતુ નથી તેથીજ હું માગી શકતો નથી. પછી રાજાના ઘણા આગ્રહથી વરદાન માગ્યું કેઃ—આ સર્વ લોકોનું મેહેસુલ લેવું મૂકાવો. આ પ્રકારનું વચન સાંભળી રાજાની આંખમાં આનંદના આંસુ આવી ગયાં ને તેની માગણીનો અંગીકાર કરી સર્વ લોકને છોડી દીધા; અને તેને ફરીથી વર માગવાને કહ્યું. પણ તે પોતે નિર્લોભી તથા માની હોવાથી બીજુ કંઇ ન માગતાં પોતાના સ્થાનમાં ગયો. તેની સજ્જનતા ઉપર એક કાવ્ય છે (પૃ૦ ૧૩૦ જુ૦;) તેનો અર્થઃ—પોતાનુંજ ભરણ પોષણ કરવાને ઉદ્યોગ કરતા સત્ પુરૂષો તો હજારો છે, પરંતુ પારકો અર્થ સાધવો તેનેજ પોતાનો સ્વાર્થ જાણે છે તેજ સત્ પુરૂષમાં અગ્રેસર છે. જેમ કેઃ—વડવાનળ અગ્નિ સમુદ્રનું પાન કરે છે તોપણ પોતાનું પેટ ભરી શકતો નથી; ને મેઘ છે તે સમુદ્રનું પાણી પીને તાપથી તપેલા જગતને શાન્ત કરવા માટે વરસે છે. વડવાનળ ક્ષુદ્ર પુરૂષોને ઠેકાણે છે અને મેઘ સત્ પુરૂષોને ઠેકાણે છે. સત્ પુરૂષમાં શ્રેષ્ટ એવા મૂળરાજની સ્તુતિ બંધન મુકત થયેલા લોકોએ ઘણીજ કરી. તેઓની ઘણી મીઠી નજર મૂળરાજ ઉપર બેઠી તેથી ઓચિંતું તેનું મરણ થયું.

આથી લોકોમાં એવી અફવા ચાલી કે મીઠી નજરથી મૂળરાજનો પ્રાણ ગયો. આ પુત્રના શોક રૂપી સમૂદ્રમાં રાજા સહિત સમગ્ર લોક નિ-

મગ્ન થઈ ગયા જ્ઞાની લોકોએ ધીમે ધીમે તેમનો શોક નિવારણ કર્યો. બીજે વરષે વરસાદ થવાથી પુષ્કળ અન્ન પાકયું તેથી સર્વે લોકોએ બમણો કર (મેહેસુલ) લઈ રાજા પાસે આવ્યા, ને બળાત્કારે તે રાજાને આપવા માંડયો. તોપણ રાજાએ ન લીધો તેથી એક ઉત્તર સભા કરીને તેનો નિર્ણય કરાવ્યો. તે સભાના લક્ષણનો શ્લોક ( પૃ૦ ૧૩૦ જુ૦ ); અર્થઃ—જેમાં વૃદ્ધ પુરૂષો ન હોય તે સભાજ ન કહેવાય ને જે ધર્મ યુક્ત ન બોલે તે વૃદ્ધ પુરૂષ ન કહેવાય, જેમાં સત્ય નથી તે ધર્મ પણ ન કહેવાય, અને તે સત્ય પણ બનાવટનું ન જોઇએ વાસ્તવિક હોય તેજ સત્ય કહેવાય, સભાના લોકે એ બે વરષનું મેહેસુલ રાજાને અપાવ્યું. રાજાએ પણ તે દ્રવ્યથી મૂળરાજના કલ્યાણને અર્થે નવો વીરપ્રાસાદ કરાવ્યો; વળી પાટણમાં ભીમદેવે ભીમેશ્વર દેવ નામનો પ્રાસાદ કરાવ્યો તથા ભીરૂઆણી એ નામની ભટ્ટારિકાનો પ્રાસાદ કરાવ્યો. આ પ્રમાણે ભીમરાજ પચાસ વરષ રાજ કરી દેવલોક પામ્યો. ઉદેમતી નામની રાણીએ પાટણમાં સહસ્રલિંગ સરોવરથી પણ અતિ ઉત્તમ વાવ કરાવી. પછી સંવત ૧૧૨૮ ના ચૈત્ર વદ સાતમને સોમવારે હસ્ત નક્ષત્ર અને મીન લગ્નમાં કર્ણદેવને રાજ્યાભિષેક કર્યો. આ સમયે કર્ણાટક દેશનો શુભકેશી નામે રાજા મૃગયા કરવા નિકળ્યો હતો તેણે પોતાના જાતવાન ઘોડાને કોઇ એક મૃગ પછવાડે છુટો મુકયો તેથી તેનું લશ્કર પાછળ રહી ગયું; અને તે પોતે એક અરણ્યમાં ઉનાળાના તાપે વ્યાકુલ થયેલો એક ઘટાદાર વૃક્ષ તળે જઈને બેઠો. એટલામાં દાવાનળ બળતો બળતો ને વૃક્ષ પાસે આવી પોહોચ્યો. પોતાને ઉપકાર કરનાર વૃક્ષને એકલો બળી જતો ન જોઇ શકવાથી તે પણ વૃક્ષ સાથે બળી મુવો. ત્યાર પછી તેના પુત્ર જયકેશીને પ્રધાન લોકોએ (કર્ણાટકની) ગાદીએ બેસાર્યો. તેને મીનલદેવી ( મયણલ્લદેવી ) નામની એક પુત્રી થઇ. યાત્રાએ જતાં શિવભકતોએ સોમેશ્વર દેવનું નામ ગૃહણ કર્યું તેથી તેને પૂર્વ જન્મનું જ્ઞાન પ્રગટ થયું—કે પૂર્વ જન્મમાં હું બ્રાહ્મણી હતી ને બાર માસોપવાસ[1] કરી બાર બાર વરસુ

[1] બાર માસોપવાસ—એક દિવસ ઉપવાસ કરી બીજે દીવસે ખાય ને ત્રીજે દિવસે વળી ઉપવાસ કરે એમ બાર મહીના સુધી કરવાનું એક વ્રત.

મુકી તે વ્રતનું ઉદ્યાપન કરી સોમેશ્વરની યાત્રાએ જતી હતી. ત્યાં માર્ગમાં બાહુલોઢ નામે નગર પાસે આવી પણ પછી ત્યાં રાજાનો કર ન આપી શકવાથી તેનાથી આગળ સોમેશ્વર સુધી જવાયું નહીં તેથી એને વૈરાગ ઉત્પન્ન થયો તેથી હું આવતા બીજા જન્મમાં આ રાજાની સ્ત્રી થઇ આ કર કાઢી નંખાવું. એ પ્રકારનું નિયાણું (નિયમ) કરી અનશન કરી મરણ પામી. તેથી હું આ રાજાને ઘેર જન્મી છું. એ પ્રકારે પૂર્વ જન્મનું જ્ઞાન થવાથી સઘળી વાત પોતાના પિતાને નિવેદન કરી કહ્યું કેઃ—મારે ગુર્જરેશ્વરને પરણી એ કામ કરાવવું છે. આ વાત સાંભળી જયકેશી રાજાએ પ્રધાનો મોકલી પોતાની પુત્રીનો અંગિકાર કરાવવાની પ્રાર્થના કરાવી. કર્ણરાજા, એ કુંવરીને કદ્રૂપી સાંભળી પરણવાને માટે ઘણો ઉદાસ થયો. જ્યારે જયકેશી રાજાએ ઘણા આગ્રહવાળી મીનલદેવીને પોતાની મેળે ઈચ્છેલા વરને પરણવા મોકલી ત્યારે કર્ણરાજાએ ગુપ્ત વૃત્તિએ એ કન્યા કદ્રૂપી છે એમ નકી કરી તેણીનો અનાદર કર્યો. ત્યારે મીનલદેવી પોતાની આઠ સખિઓ સાથે ચિતામાં પડી બળી મરી પ્રાણ હત્યા આપવાને તત્પર થઇ. આ વાત કર્ણરાજાની માતા ઉદેમતીએ જાણી અને એ મારાથી ત્રાસદાયકત દુઃખ જોવાશે નહી એમ ધારી પોતે પણ મરવાનો નિશ્ચય કર્યો. તે વિષે એક શ્લોક છે (પૃ૦ ૧૩૩ જુ૦), તેનો અર્થઃ—મોટા પુરૂષો પારકાને આવી પડેલી આપદાથી જેવા ખેદ યુક્ત થાય છે તેવા પોતાને આવી પડેલી આપદાથી ખેદ યુક્ત થતા નથી. જેમ પૃથ્વી પોતાને છેદન ભેદન કરવાથી કંપતી નથી. પણ બીજા લોકને આવી પડેલું દુઃખ દેખી કંપે છે; એમ ઉદેમતીને પારકા દુઃખથી દુઃખીત થયેલી જોઇ માતૃ ભકિત વિષે પ્રેમવાળો કર્ણરાજા મીનલદેવીને પરણ્યો તો ખરો પણ ફરી તેને દ્રષ્ટિએ પણ જોતો કે મળતો નહોતો, આગ કેટલોક સમય ગયા પછી કોઈ એક અતિ રૂપવાન પણ જાતની ચંડાળણી સ્ત્રીનું[1] ગાનતાન જોઇ રાજા મોહપામ્યો અને તેણીનો સંગ કરવા અતિશે કામાતુર થયો. આ વાત મુંજાલ નામે મંત્રીના જાણવામાં આવી; તેથી રજસ્વળા થયા પછી ચોથે દિવસે સ્નાન કરાવેલી મીનલદેવીને ચંડાળણીનો વેશ પેહેરાવી મુકરર કરેલા સંકેત સ્થાનમાં ઘણી યુકતીથી મોકલી. આ વા-

૧ ગણિકાનું એમ પણ કેટલીક દંતકથામાં કહેવાય છે.

ત ન જાણનાર કર્ણરાજાએ તેજ આ સ્ત્રી છે એમ ધારી અપાર પ્રીતિથી તેને ભોગવી તેથી ગર્ભ રહ્યો પછી રાણીએ ( મીનલદેવીએ ) નિશાની માટે તેના હસ્તમાથી વીંટી કાઢી લઈ પોતાની આંગળીએ રાખી. આ સઘળો બનાવ રાતે અંધારે બન્યો. પ્રાતઃકાલે કર્ણરાજાના મનમમાં ચંડાળ કન્યા ભોગવી તેથી ઘણો પશ્ચાતાપ થયો, તેથી મોટા મોટા શિવમાર્ગી શાસ્ત્રીઓને બોલાવી આ પાપનું પ્રાયશ્ચિત્ત પૂછ્યું. તેમાં એ સ્માર્તશાસ્ત્રીઓએ મોટાં મોટાં ધર્મશાસ્ત્રનાં પોથાં ફેરવી એક ઉત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત શોધી આપ્યું કેઃ—હે રાજન! એ સ્ત્રીના આકાર પ્રમાણે બરોબર લોઢાની પુતળી કરાવી તેને તપાવી લાલચોળ ત્રાંબા જેવી કરી સારી પઠે તેનું આલિંગન કરો. આ દેહાન્ત પ્રાયશ્ચિત કરવા તત્પર થયેલા કર્ણરાજાને મુંજાલ મંત્રીએ સાચું વૃતાંત કહી દઇને બચાવ્યો ને તે દિવસથી રાજા કર્ણ અને રાણી મીનલદેવી વચ્ચે અપાર પ્રેમ જોડાયો પછી થોડા દિવસે શુભ લગ્નમાં રાણીને પુત્ર પ્રસવ થયો. જ્યારે કુમાર ગર્ભમાં ( ઉદરમાં ) હતો ત્યારે રાણીને એક વખત એવુ સ્વપ્ન આવ્યું હતું કેઃ—" જાણે મારા મુખમાં સિંહ પેઠો " આ શુભ સ્વપ્નાનુસારે એ પુત્રનું નામ પણ જયસિંહ રાખ્યું. તે બાળક ત્રણ વર્ષનો થયો તેવામાં એક દિવસ પોતાના બરોબરીયા મિત્રોની સાથે રમતો રમતો રાજાના સિંહાસનપર ચઢી બેઠો. ત્યારે રાજાએ જોશી લોકોને બોલાવી આ વાત પુછતાં તેઓએ જણાવ્યું કેઃ—આ પુત્રને રાજ્યાભિષેક કરવાનો આજ શુભલગ્નનો સમય છે એમ નિશ્ચય કરી રાજાએ તેજ સમયે કુંવરને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડયો.

સંવત ૧૧૫૦ ના પોષ વદ ૩ ને શનિવારે શ્રવણ નક્ષત્ર ને વૃષ લગ્નમાં સિધ્ધરાજને ગાદીએ બેસાડી પોતે રાજાએ આશાપલીનો રહેનાર આશા નામના છ લાખ ભીલ્લના અધિપતીને ભૈરવદેવીના સારા શુકનથી જીતી લઈને કર્ણાવતી[1] નામની નગરી વસાવી ત્યાંજ રાજ્ય કર્યું. જે જગ્યાએ ભૈરવદેવીના શુભ શુકન થયા હતા તે જગાએ કોચ્છરવા એ નામની દેવીનો પ્રાસાદ બંધાવ્યો. જે જગાએ ભીલ્લરાજને જીત્યો હતો તે ઠેકાણે જયંતીદેવીનો પ્રાસાદ કરાવ્યો. તથા કર્ણેશ્વર નામનું એક દેવાલય પણ બંધાવ્યું. કર્ણસાગર નામે સરોવર ખોદાવ્યું. તથા પાટણમાં કર્ણમેરૂ

---

૧ આસાવરી એ નામથી આજ પ્રસિદ્ધ.

નામનો મેહેલ કરાવ્યો. આ પ્રકારે ૨૯ વર્ષ ૮ માસ અને ૨૧ દિવસ રાજ્ય કરી ( કર્ણરાજા ) દેવલોક પામ્યો.

ત્યાર પછી ઉદેમતીનો ભાઇ મદનપાળ માઠી ચાલ ચલાવવા મંડયો. તે વખત લીલા નામનો એક રાજવૈદ્ય દેવતા પાસેથી વર પામી નગરમાં વસનાર સર્વ લોકને પોતાની કળાથી અચંબો પમાડતો ધીરે ધીરે દાનમાન પામી ઘણોજ વિખ્યાત થયો હતો. તેને મદનપાળે પોતાના શરીરમાં જાણી જોઇને રોગ ઉત્પન્ન કરી પોતાને ઘેર બોલાવી નાડી દેખાડી ત્યારે વૈદે કહ્યું કે અપથ્યથી તમને રોગ ઉત્પન્ન થયો છે. ત્યારે તેણે એ જવાબ દીધો કે મને તો કોઇ દિવસ અપથ્ય જણાતુંજ નથી માટે મેં તને રોગ મટાડવા બોલાવ્યો નથી પણ મને તો ઘણી ભુખ વધી છે તેનો ઉપાય કરવા બોલાવ્યો છે માટે તું બાવીસ હજાર (રૂપિઆ) દંડ આપ એમ કહી તેને બાંધી લીધો. પછી તેણે (વૈદરાજે) દંડ લાવી આપી નિયમ *લીધો કે મારે રાજાનું ઘર મૂકી બીજે કંઈ વૈદુ કરવા જવું નહિં. વળી નાડી જોવી મૂકી દઇને રોગીઓના મૂત્રની પરિક્ષા કરીને ઓસડ આપવા માંડયું ત્યારે કોઈ માયાવી પૂરૂષે તેની પરિક્ષા જોવાને બળદીઆનું મૂત્ર લાવી કહ્યું કેઃ-'આ મારા ભાઈના રોગની પરિક્ષા કરી ઉપાય બતાવો. ત્યારે વૈદે કહ્યું કે આ માણસનું મૂત્ર નથી પણ બળદનું છે. વળી માથુ હલાવીને કહ્યું કે એ બળદ ઘણું ખાવાથી ગુંડાઈ ગયો છે એટલે ગજા ઉપરાંત ખાધાથી મુંઝાઇ ગયો છે, તેથી તમે તત્કાળ જઈને એક નાળ તેલની ભરીને જો પાશો તો જીવશે નહીં તો મરી જશે. આ સાચી વાત સાંભળી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. એક દિવસ રાજાએ પોતાની ડોક દુખતી હતી તેનો ઉપાય પુછયો ત્યારે તેણે કહ્યું કે બે પળ કસ્તુરીનો લેપ કરો તેથી એ પીડા મટી જશે. તેમ કરવાથી (રાજાની) પીડા મટી ગઇ. ત્યાર પછી રાજાની પાલખી ઉચકનાર એક જણે એજ રોગનો ઉપાય પુછયો. ત્યારે તેણે ( વૈદે ) કહ્યું કે ઘણા વર્ષના કેરડાના મૂળનો રસ તેની મૃતિકા સહિત ચોપડવાથી તે મટી જશે. આ સાંભળી રાજાએ પુછયું કે આમ કેમ ! ! મને જુદુ દેખાડયું ને એને જુદુ દેખાડયુ. ત્યારે વૈદે કહ્યું કે દેશકાલ બળ શરીરની પ્રકૃતી એ સર્વ ઉપર વચાર કરીને ઔષધ કરવામાં આવે છે, માટે સૌને ઘટિત ઉપાય દેખાડાય

છે. એક દિવસ ધૂર્ત લોકોએ એકઠા મળી એવો વિચાર કર્યો કે આજ આપણે એને વારંવાર પુછી ઘણોજ ટોકવો. પછી સ્ત્રી પુરૂષનો વેશ લઈ બેઉ જણે વૈદને પુછ્યું કે આજ શરીર કેમ નરમ જણાય છે. એમ બીજાએ ગુંજાલસ્વામિના મંદિરના પગથીયાંમાં પુછ્યું ત્રીજાએ રાજદ્વારમાં પુછ્યું. ચોથાએ દરવાજામાં પુછ્યું એમ વારંવાર ખબર પુછવાથી તેના મનમાં રોગની શંકા ઉત્પન્ન થઈ તેથી ટાઢીઓ તાવ આવવાને લાગ્યો તેરમે દિવસે તે વૈદ મરણ પામ્યો. આ પ્રમાણે લીલા વૈદનો પ્રબંધ કહ્યો.

હવે સાંતુ નામના મંત્રીના ઉપાયથી ફરવા નિકળેલા અન્યાય કરતા મદનપાળને કર્ણ પુત્રે માર્યો. બીજી પ્રતમાં એવો પાઠ છે કે સાંતુ મંત્રીએ કપટથી મદનપાળને પોતાને ઘેર બોલાવી સેવકો પાસે મારી નંખાવ્યો.

કોઇ એક મારવાડનો રહેવાશી શ્રીમાળ નાતનો ઉદો નામનો વાણીઓ એક વખત ચોમાસામાં ઘણું ઘી ખરીદ કરવાને મધ્ય રાત્રીએ જતો હતો. તેણે માર્ગમાં ખેતરના કયાયડાનું પાણી વાળનાર માણસોને પુછ્યું કે તમે કોણ છો ? ત્યારે તેમણે કહ્યું કે અમે અમુક માણસના ઉધડીઆ સેવકો છીએ. ત્યારે વળી વાણીઆએ પુછ્યુ કે મને કોઈ ચાકરીમાં રાખે એમ છે ? ત્યારે પેલા લોકોએ જવાબ આપ્યો કે કર્ણાવતીમાં તમારૂ ધરાક થશે. આ સાંભળી કુટુંબ સહિત તે વાણીયો કર્ણાવતીમાં ગયોત્યાં જઇને વાયટગચ્છના જૈન મંદિરમાં વિધિ સહિત દેવને નમસ્કાર કરી બેઠો. એટલામાં શ્રાવક ધર્મ પાળતી કોઇ લાછી નામની છીંપણે તેને સાધર્મિક જાણી નમસ્કાર કરી પુછ્યું કે તમે કોને ઘેર અભ્યાગત થયા છો? ત્યાંરે તે બોલ્યો કે હું પરદેશી છું એટલે જે બોલાવે તેનો અભ્યાગત છું-તમે બોલાવો તો તમારો બીજો કોઇ બોલાવે તો તેનો. પછી લાછી છીપણ તેને પોતાને ઘેર તેડી ગઈ ને કોઈ વાણીઆને ઘેર રંધાવી જમાડી પોતાના એક ખાલી ઘરમાં ઉતારો આપ્યો. એમ કરતાં કરતાં થોડાક દિવસ પછી તે વાણીઆને કેટલોક પૈસો મળ્યો તેથી તેણે પીઢરયુ ઘર પડાવી ઈંટેરી ઘર કરાવવાને પાયો ખોદાવ્યો, તેમાંથી તેને એક મોટો દ્રવ્ય ભંડાર મળ્યો. ઉદા વાણીઆએ પેલી છીપણને બોલાવી સઘળુ દ્રવ્ય આપવા માંડયુ પણ તેણીએ તે લીધું નહીં. આ દ્રવ્યના પ્રતાપથી તે ઘણો

પૈસાદાર થયો, તથા પછીથી એ ઉદયન એ નામથી પ્રખ્યાત પ્રધાન થયો. એણે કર્ણાવતીમાં ત્રણે કાલના તીર્થંકરોથી શોભિત ઉદયન નામનો પ્રાસાદ બંધાવ્યો. ઓરમાન માના પેટના બાહડ (ચાહડ) આમ્બડ બાહડ, અને સોલાક નામના એને ચાર ભાઈઓ હતા.

એક વખત સાંતુ નામે પ્રધાન હાથી ઉપર બેસી ફરવા નિકળ્યો હતો ત્યાંથી પાછા ફરતાં પોતાના કરાવેલા સાંતુ નામના દેવાલયમાં દેવને નમસ્કાર કરવાને ગયો; ત્યાં એક ચૈત્યવાશી શ્વેતાંબર ગોરજી વેશ્યાના ગળામાં હાથ નાખી બેઠેલો દીઠો. પછી તે પ્રધાને તે ગોરજીને મોટા ગૌતમ સ્વામિ જેવો જાણી ઉત્તરાસંગ કરી ખમાસણું દેઈ (પંચ અંગથી નમસ્કાર કરવો તે) ઘણા ભાવથી નમસ્કાર કર્યા. ક્ષણ માત્ર તેની પાસે બેસી પાછો નમસ્કાર કરી હાથી ઉપર બેસી ત્યાંથી ચાલ્યો ગયો. આ જોઈ પેલો ગોરજી એટલી તો લજ્જા પામ્યો કે જાણે અત્યારે ધરતી માર્ગ આપે તો પાતાળમાં પેસી જઉં. એવી રીતની ગ્લાની પામી તત્કાળ સર્વસ્વ ત્યાગ કરી મળધારી શ્રી હેમચંદ્રસૂરીની પાસે જઈ અપાર વૈરાગ પામી તેમની આંમનાય ગ્રહણ કરી પાલીટાણે જઈ બાર વર્ષ સુધી ઉગ્ર તપ કરી ઘણાકને પ્રતિબોધ કરી કેટલાકને પોતાના જેવા મહાવૈરાગવાન કર્યા. તે મુની નિરંતર આ પ્રકારનો વિચાર કરતા તે શ્લોક ૨ (પૃ૦ ૧૩૮ જુ.) તેનો અર્થઃ—હે ચિત્ત! હે ભાઈઃ તું પિસાચની પેઠે કેમ દોડતું ફરે છે; તું એક આત્માને જોને, રાગનો ત્યાગ કરી સુખી થા. ॥૧॥ સંસાર રૂપી મૃગ તૃષ્ણામાં તું શું દોડે છે (સંસારમાં સુખ નથી તોપણ તેમાં સુખ માની ભ્રાન્તિમાં શું કરવા ભમે છે) આ અમૃતરૂપી પ્રફુલ સરોવરમાં કેમ પ્રવેશ કરતો નથી; કે જેથી તું અતિશે શાંત અને સુખી થાઉ. ॥૨॥ કેટલોક સમય ગયા પછી તે મંત્રી પાલીટાણે દેવને નમસ્કાર કરવા (યાત્રા કરવા) ગયો. ત્યાં તેજ ગોરજીને મહા મુની જેવો જોઇને તેને નમસ્કાર કરી તેને ઓળખી આશ્ચર્ય પામી ગુરૂ કુલ ઇત્યાદિ પુછ્યું. ત્યારે તે મુની બોલ્યા કે ખરૂ પુછો તો તમેજ મારા ગુરૂ છો. આ વચન સાંભળી કાને હાથ દઇ તે મંત્રીએ ઘણા વિનયથી કહ્યું કે આમ કેમ બોલો છો? ત્યારે તે સાધુએ એક ગાથા કહી (પૃ૦ ૧૩૯ જુ.); તેનો અર્થઃ—જે સાધુ અથવા ગૃહસ્થ શુભ ધર્મમાં જેને

સ્થાપન કરે છે તેને તે પુરૂષ ધર્મોપદેશ કરવાથી તેનો ધર્મગુરૂજ કહેવાય છે, આ પ્રમાણે કહી પ્રથમનુ સર્વ વૃતાન્ત સંભારી આપી સાંતુ મંત્રીને જૈન ધર્મમાં ઘણો દૃઢ કર્યો. આ પ્રમાણે સાંતુ મંત્રીને જૈન ધર્મમાં દૃઢતા થવા•વિષેનો પ્રબંધ પૂરો થયો.

મીનલદેવીએ પોતાના પૂર્વ જન્મનું સઘળુ વૃત્તાંત સિદ્ધરાજને કહ્યું, પછી મીનળદેવી સોમનાથને યોગ્ય સવા કરોડ સુવર્ણ મોહોરની સેવા લઇને યાત્રા કરવા ચાલી. બાહુલોઢ ગઈ ત્યાં યાત્રાળુ લોકને રાજાના સેવકોએ રોકયા હતા, તેમાં જેમનાથી કર ના આપી શકાયો તેમને રોતા તથા પાછા વળતા જોઈ મીનલદેવી પણ પાછી વળી સિદ્ધરાજને મળી. સિદ્ધરાજે તેને પાછા વળવાનું કારણ પુછયું•ત્યારે મીનલદેવીએ કહ્યું કે જો આ કર તું કોઈપણ પ્રકારે નિવર્ત કરીશ તો હું સોમનાથ જઇશ, ત્યાં સુધી મારે અન્ન જળનો ત્યાગ છે. પોતાની માતાનો આ પ્રકારનો આગ્રહ જોઈ રાજાએ તે કર ઉઘરાવવાને મોકલેલુ પંચકુલ પાછું બોલાવી બોહોતેર લાખનો તેમનો પટો ફાડી નાખી તેનું પુણ્ય હાથમાં જળ લેઇ માતુશ્રીને અર્પણ કર્યું. પછી મીનલદેવીએ સોમેશ્વરના દર્શન કરી સુવર્ણ પુજાની ભેટ•તથા તુળા પુરૂષાદિક મહાદાન આપ્યાં. આથી મીનલદેવીના મનમાં અહંકાર થયો કે આજને સમે મારા જેવી દાનેશરી કોઇ થઈ નથી ને થશે પણ નહી. તે દાનના મહિમા સંબંધી ત્રણ શ્લોક છે. [ પૃ૦ ૧૪૦ જ, ] તેમનો અર્થ:-સંગ્રહ કરવામાંજ તત્પર એવો પુરૂપ રસાતળમાં જાય છે જેમ પાણીનો સંગ્રહ કરનાર સમુદ્ર, ને આપનાર પુરૂપ જગતના લોકની ઉપર ગાજે છે જેમ જળનો આપનાર મેઘ ગાજે છે તેમ. ( ૨ ) સેના, શરીર, પરિવાર ઈત્યાદી સર્વ વસ્તુ નાશ પામે છે પણ દાન આપી લોકને આનંદ કરવાથી ઉત્પન્ન થયેલી કિર્ત્તીજ માત્ર અમર રહેછે. ( ૩ ) દાનેશરી પુરૂષને યાચક સમાન બીજો બન્ધુ નથી કારણ કે યાચક દાતા પુરૂષ પાસેથી લક્ષ્મિરૂપી પાપનો ભાર પોતાને માથે લઈ તેને હલકો કરી આ સંસાર સમુદ્રમાંથી તારે છે. માટે દાન એ આ જગતમાં સર્વોપરી વસ્તુ છે. આ પ્રકારના વિચાર કરતાં કરતાં ઘણા અહંકારથી ભરપુર મીનળદેવી નીંદ્રાવશ થઇ. રાત્રિએ સોમનાથ મહાદેવે તપસ્વીનો વેશ ધારણ કરી મીનલદેવીને કહ્યું કે:-આ મારા દેવ મંદીરમાં કોઈ એક ઘણીજ ગરીબ યાત્રાળું સ્ત્રી

આવી છે, તેનું પુણ્ય તું માગ એમ કહી અદૃશ્ય થયા. મીનલદેવીએ વિચાર કર્યો કે એ ગરીબ સ્ત્રીનું પુણ્ય, દ્રવ્ય આપીને લેવું એ કંઈ કઠિણ નથી. એમ ધારી સેવકો પાસે તે સ્ત્રીની શોધ કરાવી પોતાની પાસે બોલાવી કહ્યું કે, તારૂં પુણ્ય મને આપ; તેના બદલામાં તું માગીશ એટલું દ્રવ્ય હું તને આપીશ. એમ ઘણો પ્રયત્ન કર્યો, પણ પેલી સ્ત્રીએ તે કબુલ કર્યું નહીં, ત્યારે મીનલદેવીએ પુછ્યું કે, તેં એવું શું પૂણ્ય કર્યું છે, તે મને કહી દેખાડ. ત્યારે પેલી સ્ત્રી બોલી કે, હું ઘરથી નિકળી બિક્ષા માગી નિર્વાહ કરતી (માગતી માગતી) ચારસેં ગાઉથી આવી ને ગઈ કાલે તીર્થોપવાસ કર્યો હતો. બીજે દિવસે કોઈ પુણ્યશાલી પાસેથી જેવો તેવો મીઠા વગરનો સાથવો મળ્યો, તેનો અર્ધો ભાગ કરીને સોમેશ્વરની પૂજા કરી, બાકી રહેલા અર્ધમાંથી અર્ધું અતિથિને આપી શેષ રહેલા સાથવાનું મેં પારણું કર્યું, ને આપ તો મહા પુણ્યશાળી છો, આપના પિતા, ભાઈ, સ્વામિ, તથા પુત્ર સર્વે રાજા છે. વળી યાત્રાળુને માથેથી આપે કર કાડી નંખાવ્યો, સવા કરોડ મોહોરની પુજા કરી, એવાં મોટાં પુણ્ય કરનાર છતાં, અલ્પ જણાતું મારૂં પુણ્ય લેવાની આપ ઇચ્છા કરો છો એ શું!! પરંતુ મારા ઉપર કોપ ન કરો તો આપને કહું. પછી રાણીની આજ્ઞાથી બ્રાહ્મણી બોલી કે:—ખરી વાત વિચારીએ તો આપના કરતાં મારૂં પુણ્ય ઘણું છે. તે ઉપર એક શ્લોક છે (તે પૃ. ૧૯૧ જુ.) તેનો અર્થ:—

ઘણી સંપત્તિ છતાં પણ નિયમ પાળવો, છતી શકિતએ સહન કરવું, યૌવન અવસ્થામાં વ્રત પાળવું, તથા દારિદ્ર અવસ્થામાં દાન આપવું, એ સર્વે અલ્પ હોય તોપણ તેમાંથી મોટો લાભ થાય છે. આ પ્રકારની યુક્તિવાળાં વચનો સાંભળી, મીનલદેવીનો અહંકાર ઉતરી ગયો.

સિદ્ધરાજ સોમનાથની યાત્રા કરી એક સમે સમુદ્રના તીર ઉપર ઉભો હતો, તેવામાં એક ચારણે તેને દોહો કહ્યો, તેનો અર્થ:—હે સિદ્ધરાજ તારા ચિત્તને કોણ જાણે છો ચક્રવર્તિપણું તો તું પામ્યો, પણ એ થકી અધિક લંકા રૂપી ફળ પામવાને ઘોડેસ્વાર થઇ લંકામાં જવાનો માર્ગ તું ખોળતો હોય એમ મને લાગે છે. ઈત્યાદી ચારણ લોકની ઘણી સ્તુતિ છે. એ સમયે સોમેશ્વરની યાત્રા કરવાને સિદ્ધરાજ ગયો છે એમ જાણી માળવદેશનો રાજા યશોવર્મા ગુજરાત ઉપર ચડી આવ્યો. તેને સાંતુમંત્રીએ વિનય પૂ-

વૈક પુછયું કે, તમે અહિંથી આવ્યા તેવા પાછા વળો એવો કંઇ ઉપાય છે? ત્યારે તે રાજાએ કહ્યું કે, જો તું તારા સ્વામિની સોમેશ્વરની યાત્રાનું પુણ્ય મને આપે તો હું પાછો જાઉં. આ વચન સાંભળી મહાબુદ્ધિશાળી સાંતુ મંત્રીએ, તે રાજાના પગ ધોઇ, પોતાના સ્વામિની સોમેશ્વર યાત્રાનું સઘળું પુણ્ય, હાથમાં જળ લેઇ તેના હાથમાં અર્પણ કર્યું. આ પુણ્ય મળ્યાથી ઘણો પ્રસન્ન થએલો માળવરાજા, પાછો પોતાને દેશ ગયો. આ પ્રકારે આખા રાજ્યનો બચાવ સેહેજ થયો, તેથી પ્રધાનની સમય સૂચકતાને લીધે લોકમાં તેની પ્રશંસા થઇ કે " વાણીઆ વિના રાવણ સરખાનું રાજ્ય ગયું એ વાત ખરી છે "; પણ સિદ્ધરાજે તો આ વાત સાંભળી ક્રોધાયમાન થઈ, સાંતુમંત્રીને બોલાવીને ઠપકો દીધો. ત્યારે તે મંત્રી બોલ્યો કેઃ–હે સ્વામિન્! આપ તો મહારાજાધિરાજ છો, માટે આટલો વિચાર કરો કે મારૂં આપેલું આપનું પુણ્ય જાય? ને જતું હોય તો, હું આખા જગતમાં જેટલા પુણ્યશાળી છે તે બધાનું પુણ્ય હરણ કરી આપને એકલાને અર્પણ કરવાને તૈયાર છું. આ વચન સાંભળી રાજા ઘણો પ્રસન્ન થયો. પ્રધાને કહ્યું કે, હે રાજન! રાજાની ગેરહાજરીમાં શત્રુના લશ્કરને કોઈપણ પ્રકારે દેશમાં આવતું રોકીને સ્વદેશની રક્ષા કરવી એ મંત્રીનો ધર્મ છે. આ ઉપરથી માળવદેશના રાજા ઉપર ઘણો ક્રોધ કરી, સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઇ કરવાનો લશ્કરને હુકમ કર્યો. સહસ્રલિંગ સરોવરનું કામ જલદી સમાપ્ત કરવાને કેટલાક મેહેતા મુસદ્દી નીમી, બીજો સઘળો બંદોબસ્ત કરી, સિદ્ધરાજે માળવા તરફ શીઘ્ર પ્રયાણ કર્યું. ત્યાં બાર વર્ષ સુધી સંગ્રામ ચાલ્યો, આખરે સિદ્ધરાજે એવું પણ લીધું કે, આજ તો મારે ધારાનગરીનો ભંગ કર્યા પછીજ ભોજન લેવું. રાજાની આ પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં, પરમાર વંશના પાંચસેં રાજપુત્રો તથા કેટલાક બુદ્ધિમાન પ્રધાનો અને ઘણાક સૈન્યનો નાશ થયો, પણ સંધ્યાકાળ થતામાં રાજાની પ્રતિજ્ઞા પૂરી થઇ શકી નહીં. તે વખત મુંજાલ નામે મંત્રીએ વિચાર કર્યો કે, જો હવે રાત્રિ પડતાં પણ પાછા નહિં વળીએ તો અનર્થ થશે. એમ ધારી રાજાની પ્રતિજ્ઞા પૂરી કરવાને કોટનો એક કાંકરો ભાગી મંગાવી જેમ તેમ રાજાને સમજાવી પ્રતિજ્ઞા પૂરી કરાવી પાછો વાળી લાવ્યો. પછી હલકે હલકે પોતાનાં ગુપ્ત માણસ મુકી ધારાનગરીનો દુર્ગ કેમ ભાગે, એવી વાત ચકલે ચઉટે ચર્ચાવી,

તેવામાં ત્યાંના રહેવાસી કોઇ પુરૂષે કહ્યું કે, જો દક્ષિણ દરવાજેથી શત્રુનું દળ હલ્લાં કરેતોજ ધારાનગરીનો કિલ્લો ભાગે, નહિં તો કોઈ કાળે ભાગવાનો નથી. આ વાત સાંભળી લાવી તે ગાણુસોએ પ્રધાનને કહી અને પ્રધાને ગુપ્ત રીતે રાજાને જણાવી. રાજાએ આ વાત ખરી ધારી તેજ દરવાજે બધું લશ્કર રાખી, યશઃપટહ નામના બળવાન હાથી ઉપર બેસી તે દરવાજો તોડાવવાને માટે મહાવતને કહ્યું. શામળ નામના માહાવતે તે ત્રીપુળીઆ દરવાજાનાં બે કમાડની લોઢાની ભૂંગળ હાથીના જબરા હચરકાથી તોડીનંખાવી. આવું અકળિત બળ વાપરવાથી હાથીનાં આંતરડાં તુટી ગયાં છે એમ અનુમાન કરી રાજાને નીચે ઉતાર્યો કે તરતજ તે હાથી પૃથ્વી ઉપર પડી મરણ પામ્યો. આ મોટા શૂરવીરપણાનું કામ કરવાથી વળસર ગામમાં યશોધવળ ( યશળ દેવનામે ) ગણપતિ રૂપે એ હાથીનો અવતાર થયો. એ જન્મ્યા ત્યારે તેને હાથીના જેવા બે બાહાર નિકળતો દાંત હતા. તેમાંનો એક દાંત જાણે સિદ્ધિ સ્ત્રીના સ્તન રૂપ પહાડમાં અફળાવાથી ભાગ્યો હોય એમ ખરી ગયો, ને ગણપતીની પેઠે માત્ર એક દાંત રહયો. તેની સિદ્ધરાજે તથા બીજાયે પ્રાર્થના કરી છે. ધારાનગરીનો દુર્ગ તોડયા પછી સંગ્રામમાં પકડાયલા યશોવર્મરાજાને છ દોરડે બાંધી લીધો. કારણ કે એ રાજાએ સિદ્ધરાજને છ વખત પાછો હઠાવ્યો હતો. પછી ધારાનગરીમાં પોતાની આણ ફેરવી યશોવર્મ રૂપી પતાકાથી શોભતો સિદ્ધરાજ પાટણમાં આવ્યો. તે સમયે દેશના સર્વ વિદ્વાનોને અનુક્રમે આશિરવાદ દેવાને બોલાવ્યા. તેમાં હેમચંદ્ર પ્રમુખ જૈન આચાર્ય પણ આવ્યા. તેમનો રાજાએ ઘણું દાન માનથી સત્કાર કર્યો. બેઠા પછી બીજા આચાર્યોના આગ્રહે ઘણા બુદ્ધિમાન હેમાચાર્ય રાજાને આશિરવાદનો એક શ્લોક બોલ્યા (પૃ. ૧૪૪ જુ.) તેનો અર્થઃ—હે કામદુધા ગાય! તું તારા ગોમય રસથી પૃથ્વીનું સિંચન કર, હે રત્નાકર સમુદ્રો તમે મોતીના પવિત્ર સાથીઆ પૂરો, હે ચંદ્ર! તું જળ ભરેલા પૂર્ણ કુંભ જેવો થા, હે દિગ્ગજો કલ્પ વૃક્ષના પત્ર પોતાને હાથે લઇ તમે તોરણ બાંધો, કારણ કે સિદ્ધરાજ પૃથ્વીમાં દિગ્વિજય કરી આવે છે માટે માંગલીક પ્રકટ કરો. આ કાવ્યની ચાતુરીથી ચમત્કાર પામેલા રાજાએ હેમાચાર્યની ઘણી પ્રશંસા કરી. તેને ન સહન કરી શકતા કેટલાક બ્રાહ્મણો બોલ્યા કે, અમારાં વ્યાકરણાદિ શાસ્ત્ર જણ્યા તો વિદ્વાન થયા

એમાં શું આશ્ચર્ય!! ત્યારે રાજાએ હેમાચાર્યની સામું જોયું એટલે હેમાચાર્ય બોલ્યા કે, પૂર્વે શ્રી તીર્થંકર મહારાજે બાલ્યાવસ્થામાં ઇન્દ્રની આગળ કહેલું વ્યાકરણ તે જૈનેંદ્ર વ્યાકરણ કહેવાય છે તે ભણેલો છું. આ વચન સાંભળી બ્રાહ્મણો બોલ્યા કે:—એ બધાં પૂર્વનાં ગપ્પાં જવા દઇ તમારામાં આધુનિક કાલમાં કોઇ વ્યાકરણ કર્તા થયો હોય તો બતાવો. આ વચન સાંભળી હેમાચાર્ય બોલ્યા કે, જો મહારાજ સિદ્ધરાજ સહાય કરે તો થોડા કાળમાં પંચાંગ નવીન વ્યાકરણ હું બનાવું. આ વચન રાજાએ ઘણા માનથી અંગીકાર કરી હેમાચાર્યને કહ્યું કે, તમે નવીન વ્યાકરણ કરો તેમાં જેટલી મદદ જોઇશે તેટલી કરીશ, પણ બોલ્યા પ્રમાણે પળજો, એમ કહી વીદાય કર્યા. આચાર્ય પોતાના સ્થાનમાં આવ્યા. પછી મુંજાલ નામે મંત્રીએ એવી વાત સાંભળી કે, સિદ્ધરાજે પ્રતિજ્ઞા કરી છે કે, યશોવર્મના હાથમાં ઉઘાડી તરવાર આપી, તેની આગળ હાથી ઉપર બેશી નગરમાં પ્રવેશ કરવો. આ નીતિ વિરૂદ્ધ શત્રુનો વિશ્વાસ કરવા રૂપ વાત સાંભળી, તેણે રાજા પાસે આવી કહ્યું કે, આજથી મારે આપનું પ્રધાનપણું કરવું નથી. રાજાએ ઘણા આગ્રહથી પ્રધાનપણું મુકવાનું કારણ પુછ્યું, ત્યારે મંત્રીએ એક શ્લોક કહ્યો (પૃ૦ ૧૪૭ જુઓ) તેનો અર્થ:—શત્રુ સાથે સંધિ વિગ્રહ કરવો એમાંની કોઇ વાત રાજા ઠીક સમજતા નથી, પરંતુ પ્રધાનની કહેલી વાત સાંભળે તો તેણે કરીને રાજા પંડિત કહેવાય છે. આ પ્રમાણે નીતિનું વાક્ય છે. પણ સ્વામિએ પોતાની બુદ્ધિથી પ્રતિજ્ઞા કરી છે તેનું પરિણામ સારૂં નથી. આ પ્રકારનું મંત્રીનું વચન સાંભળી રાજા બોલ્યો કે:—પ્રાણ ત્યાગ કરવો એ શ્રેષ્ઠ છે, પણ લોક પ્રસિદ્ધ કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ કરવો એ શ્રેષ્ટ નથી. પછી મંત્રીએ રાજાની પ્રતિજ્ઞાનો ભંગ ન થાય માટે લાકડાની તરવાર કરાવી તેને ચકચકતો ધોળો રંગ ચઢાવી, યશોવર્મના હાથમાં આપી; તેને રાજાના હાથી ઉપર પછવાડે બેસાડી ઘણી ધામધુમથી નગર પ્રવેશ કરાવ્યો. આ માંગલિક મહોત્સવ સમાપ્ત થયા પછી, રાજાએ વ્યાકરણ સબંધી વૃતાંન્ત સંભારી દેશે દેશ પંડિતો મોકલી તમામ વ્યાકરણના ગ્રંથો મંગાવી હેમાચાર્ય પાસે "**सिद्ध हेम**" એ નામનું સવાલાખ શ્લોકનું પંચાંગ વ્યાકરણ એક વર્ષમાં કરાવ્યું. તે પુસ્તકને રાજા ને બેસવા યોગ્ય મોટા હાથી ઉપર મુકી તે ઉપર શ્વેત છત્ર

પધરાવી બે બાજુએ ચમર કરનારાઓને ઉભા રાખી અતિ અદ્ભૂત શોભા સાથે હેમાચાર્યના સ્થાનમાંથી રાજમંદીરમાં લાવી રાજાએ પોતાના હાથે ઘણી અષ્ટ પૂજા કરી તેને પોતાના પુસ્તકાલયમાં સ્થાપન કરાવ્યું. પછી રાજાના હુકમથી બીજાં વ્યાકરણોનો ઉપયોગ ન કરતાં એજ વ્યાકરણ (વિદ્યાલયોમાં) ભણાવાનું શરૂ થયું. ત્યારે કોઈ મત્સરી બ્રાહ્મણે રાજાના કાન ભર્યા કે આ વ્યાકરણમાં નથી આપનું નામ, કે નથી તમારા વંશનું વર્ણન, એ વ્યાકરણ તે શી રીતે ભણ્યું જાય.

આ સાંભળી રાજાના મનમાં ક્રોધ ઉત્પન્ન થયો કે ઓહો ! એમાં એટલું બધું અંધેર છે. આ વાત કોઇ પુરૂષે આવી હેમાચાર્યને કહી, ત્યારે હેમાચાર્યે અધિષ્ઠાયક દેવના બળથી તત્કાલ રાજકીર્તિના બત્રીસ નવા શ્લોક બનાવી વ્યાકરણના બત્રીસ પાદની સમાપ્તિને ઠેકાણે મુકયા. પ્રાતઃકાળે રાજસભામાં વ્યાકરણ વાંચતાં તે જોવામાં આવ્યા કે જેમાં ચૌલુકયવંશનું ચમત્કારી વર્ણન છે. આ ઓચિન્તો થયેલો બનાવ જોઇ રાજા ઘણો પ્રસન્ન થયો ને પેલા બ્રાહ્મણનો તિરસ્કાર કરી શિક્ષા કરી. તે વંશ વર્ણનનો શ્લોક (પૃ. ૧૪૮ જુ.) તેનો અર્થઃ—મૂળરાજ સૃષ્ટિ કરતા બ્રહ્માની પેઠે શોભે છે. જેમ બ્રહ્માને કમળનો આશ્રય છે તેમ મૂળરાજને કમળા (લક્ષ્મી) નો આશ્રય છે, ને વિષ્ણુએ જેમ બલિરાજને બાંધ્યા તેમ મૂળરાજે બળવાન શત્રુઓને બાંધ્યા માટે વિષ્ણુરૂપ પણ છે. વળી મૂળરાજ ત્રિશૂળ ધારી શંકરની પેઠે પ્રભુશક્તિ, મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ, યુક્ત છે માટે સર્વોપરી છે. ઇત્યાદિ વર્ણનના શ્લોકો છે. વળી શ્રી હેમાચાર્યે સિદ્ધરાજના દિગ્વિજયનું જેમાં વર્ણન છે એવો એક દ્વયાશ્રય નામે ગ્રંથ કર્યો છે. હેમાચાર્યની પ્રશંસા જગતમાં ઘણી ચાલી હતી તે ઉપર એક કવિએ શ્લોક કરેલો છે (પૃ. ૧૪૮ જુ.) તેનો અર્થઃ—હે પાંણિનિ આચાર્ય તું તારો લવારો હવે બંધ રાખ્ય, કારણ કે હેમાચાર્યની મધુરતા આગળ તારા વ્યાકરણ કાવ્યની વાણી જેમ તેમ બકયા જેવી જણાય છે, વળી હેમચંદ્રના વ્યાકરણ આગળ કાત્યાયન વ્યાકરણ કરનારની બધી મેહેનત છુટી પડી છે, કારણ કે એ વ્યાકરણ ચીથરાં વીણી લાવી બનાવેલી કંથા જેવું તુટક તુટક લાગે છે. વળી શાકટાયનને કહે છે કે તું તો તારૂં કડવું વચન ઢાંકી રાખ્ય, પ્રકાશ કરીશજ નહી. ને ઐંદ્ર વ્યાકરણ તો જાનેજ

હલકું ને નિઃસાર છે, માટે તેની વાત તો કરતાજ નથી, તો વામન પ્રમુખનાં બનાવેલાં વ્યાકરણ સામું તેપુંજુવેજ કોણ! જ્યાં સુધી મહામધુર હેમચંદ્રની વાણી વિદ્યમાન છે ત્યાં સુધી કયો પુરૂષ બીજા ગ્રંથોને હાથમાં પણ ઝાલશે!

• સિદ્ધરાજે પાટણમાં યશોવર્માને ત્રિપુરૂષઆદી સર્વે રાજ પ્રાસાદ તથા સહસ્ત્રલિંગ સરોવર વગેરે દેખાડી તથા દેવનિમિત્ત બાંધેલો વર્ષોવર્ષનો એક કરોડ રૂપિઆનો ખરચ બતાવી પુછયું કે, આ ધર્માદાનું કામ મેં સારૂં કર્યું છે કે નહી? આ વચન સાંભળી યશોવર્મ રાજા બોલ્યો કેઃ—અઢાર લાખ માળવાનો ધણી તે તમારાથી પરાભવ પામે! પરંતુ સઘળો માળવદેશ મહાકાલ મહાદેવને અર્પણ કરેલો છે તે એ સર્વ દેવ દ્રવ્ય છે, માટે દેવનું દ્રવ્ય ભક્ષણ કરનાર ગમે તેવો સમર્થ હોય પણ અંતે તેનું ભુંડુંજ થાય; એમાંથી કદાપિ શ્રેય થાયજ નહી, માટે અમે સુઝે તેટલી મોટી પદવી પામ્યા હતા તોપણ છેવટ આ દશાને પ્રાપ્ત થયા છીએ; માટે તમારા વંશના રાજાઓ પણ આટલું બધું દ્રવ્ય પાળી શકવાના નથી, માટે છેવટ તે દેવ દ્રવ્ય ભક્ષણ, જરૂર અમારી પેઠે દુર્દશા કરાવશે.

વળી એક વખત સિદ્ધરાજે સિદ્ધપુરમાં રૂદ્રમાળો કરાવવામાટે કોઈ સારા મોટા કારીગરને પોતાની પાસે બોલાવી, તેને સર્વનો ઉપરી નીમી, તેની કંબાસિકા( માપણી કરવાનું રાચ ) ધરેણે મુકેલું હતું એને લાખ રૂપિઆ આપી મુકાંવ્યું. તે વાંસનું બનાવેલું નિકળ્યું ત્યારે રાજાએ પુછયું કે, આ લાખ રૂપિએ શું ધરેણે મુકયું હતું? ત્યારે કારીગરે હાથ જોડી વિનયથી એ દ્રવ્ય પાછુ આપી કહ્યું કે, મહારાજ મેં તો આપની ઉદારતાની પરિક્ષા કરવા માટે આમ કર્યું હતું, માટે આપનું ધન પાછું લ્યો. રાજાએ ઘણા આગ્રહથી એજ દ્રવ્ય તે કારીગરને આરંભ મુહૂર્તના શિરપાવ તરિકે બક્ષિસ કર્યું. એ પ્રાસાદ ત્રેવીહસ્ત પ્રમાણ ( ૨૩ ઘન ફુટ ) પરિપૂર્ણ થયો ત્યારે અશ્વપતિ, ગજપતિ, નરપતિ ઇત્યાદિક ઉત્તમ રાજાઓની મૂર્તિઓ કરાવી તેમની આગળ હાથ જોડીને ઉભી રહેલી પોતાની મૂર્ત્તિ કરાવીને મુકી; તેનો અભિપ્રાય એ હતો કેઃ—હે ઉત્તમ પુરૂષો! તમે કદાચિત્ દેશ ભંગ કરો તો પણ આ પ્રાસાદનો ભંગ ન કરશો એવું તમારી પાસે હાથ જોડી માગી લઉં છું. આ પ્રાસાદનું ધ્વજારોપણ કરતી વખતે સર્વ જૈન મંદીરોની ધ્વજાઓ ઉતરાવી. જેમ માળવા દેશમાં મહાકાલેશ્વર મહાદેવની ધ્વજા થ-

તાં જૈનમંદીર ઉપર ધ્વજાઓ ન હતી તેવી આ દેશમાં પણ આજ્ઞા પ્રવર્તાવી.

એક દિવસ સિદ્ધરાજે માળવે જવાની તૈયારી કરી હતી, તે વેળાએ કોઇ વ્યાપારીએ આવી સહસ્ત્રલિંગ ધર્મસ્થાનમાં દ્રવ્ય આપી પોતાનો ભાગ તે પુણ્યમાં ઘાલવાની પ્રાર્થના કરી; તે પ્રાર્થના ન સ્વીકારતાં તે માળવે ગયો. કેટલાક દિવસ પછી દ્રવ્ય ખુટવાથી તે કામ અટકી પડયું. આ વાત પેલા વ્યીપારીના જાણવામાં આવી, ત્યારે તેણે એવી યુક્તિ કરી કે:— પોતાના છોકરાને શીખવી, કોઈ ધનાઢયની સ્ત્રીનું ગુપ્ત રીતે કર્ણપૂર[1] ચોરાવી તે વાત પોતેજ જાહેર કરી. તેના અપરાધના દંડમાં પોતે ત્રણલાખ રૂપિઆ આપ્યા. આ દ્રવ્યથી બંધ પડેલું સહસ્ત્રલિંગનું કામ પાછું ચાલતું થયું. આ વાત માળવે રહેલા સિદ્ધરાજે સાંભળી ત્યારે તે ઘણો આનંદ પામ્યો. પછી ચોમાસામાં પુષ્કળ વરસાદ વરસવાથી પૃથ્વી એક રસ થઈ ગઈ, તેની વધામણિ આપવા પ્રધાનોએ એક મારવાડીને માળવે મોકલ્યો. તે મારવાડી પુરૂષ રાજા આગળ આવી વરસાદનું વર્ણન કરતો હતો, એટલામાં ત્યાં આગળ ઉભા રહેલા કોઈ ગુજરાતી ધૂર્ત પુરૂષે વધામણી ખાધી કે, મહારાજ! સહસ્ત્રલિંગ સરોવર ટોકાટોક ભરાઇ ગયું છે. આ વચન સાંભળી રાજાને એટલો બધો હર્ષ થયો કે, પોતાનાં પહેરેલાં વસ્ત્રાભૂષણ સર્વ પેલા મારવાડીના દેખતાં ગુજરાતીને આપ્યાં. આ ઉખાણો શિંકાથી તલપ મારી લઈ જતા બિલાડાની માફક મારવાડીનો શિરપાવ ગુજરાતી લઇ ગયો. ચોમાસુ ગયા પછી માળવેથી પાછા ફરતાં રાજાએ, શ્રીનગરમાં નિવાસ કર્યો હતો, ત્યાં નગરના પ્રાસાદો ઉપર ધ્વજાઓ ફરકતી જોઈ રાજાએ બ્રાહ્મણને પુછયું કે, આ પ્રાસાદો કોના છે? ત્યારે બ્રાહ્મણ બોલ્યા કે, બ્રહ્માનો તથા જૈનનો પ્રાસાદ છે. આ સાંભળી રાજા ક્રોધાયમાન થઇ બોલ્યો કે, જૈન મંદીર ઉપર ધ્વજાનો મેં નિષેધ કર્યો છે, તેમ છતાં તમે કોના હુકમથી ધ્વજાઓ રાખી છે. ત્યારે બ્રાહ્મણ હાથ જોડી બોલ્યા કે, મહારાજા! અમારી વિનંતી સાંભળવી જોઈએ. એમ કહી બોલ્યા કે:—

---

૧ કાનનું એક જાતનું આભૂષણ

શ્રી મહાદેવે સત્યુગના આરંભમાં (ઉત્સર્પણી કાલમાં) આ જગ્યાનું નામ મહાસ્થાન એવું રાખ્યું, ને તેમાં શ્રી રૂષભદેવ તથા બ્રહ્મદેવના પ્રાસાદ નો પુણ્યશાળી પુરૂષોએ ઉદ્ધાર કરતે કરતે ચાર યુગ કાહાડી નાંખ્યા. એવો પ્રાચીન આ પ્રસાદ છે. વળી શ્રી શત્રુંજય તીર્થની સમીપ ભૂમિમાં આ નગર છે. તે વાત પુરાણમાં પણ કહેલી છે તે શ્લોક( પૃ. ૧૫૨ જુ.) અર્થઃ—શ્રી શત્રુંજય પર્વતની મૂળ ભૂમીનો વિસ્તાર પ્રથમ પચાસ યોજનનો હતો ને ઉપલી ભૂમીનો વિસ્તાર દશ યોજનનો હતો, ને એ પર્વત આઠ યોજન ઉંચો હતો એમ એનું પરિમાણ કહ્યું છે. વળી સત્યયુગમાં શ્રી રૂષભદેવના પુત્ર ભરત મહારાજ હતા. તેમના નામથી આ ભરતખંડ નામ પ્રસિદ્ધ છે. એ વાત ભાગવત પુરાણમાં છે તે શ્લોક ( પૃ. ૧૫૨ જુ. ) તેનો અર્થઃ—શ્રી નાભિરાજાથી શ્રી મરૂદેવી માતામાં શ્રી રૂષભદેવ ઉત્પન્ન થયા, તેમણે મુનીયોને યોગ માર્ગ પ્રથમ દેખાડયો તથા બ્રહ્મ સ્થિતિ ( આત્મા રૂપે રહેવું તે) દેખાડી, માટે મોટા મુનીઓ પણ તે મનુજ પૂજ્ય પદ કહે છે, તથા અરિહંત કહે છે. તેમનું અંતઃકરણ નિર્મળ, અતિ પવિત્ર, સમદૃષ્ટિવાળું હતું !! વળી તેજ ગ્રંથમાં બીજી જગાએ પરમેશ્વરના અવતાર ગણાવ્યા છે તેમાં પણ કહ્યું છે કેઃ—નાભિરાજથી મરૂદેવીને વિષે મહાપરાક્રમી પરમેશ્વરનો આઠમો અવતાર થયો, જેણે ધીર પુરૂષોનો માર્ગ (મુનિ માર્ગ) દેખાડયો, જેને સર્વ આશ્રમવાળા નમસ્કાર કરે છે.

ઇત્યાદિ ઘણાં પુરાણનાં દૃષ્ટાન્ત ભણી દેખાડયાં. વળી ઘણો વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે, શ્રી રૂષભદેવના ભંડારમાંથી, શ્રી ભરત મહારાજનો નામાંકિત મોટો કાંસાનો થાળ ઘણા માણસ ભેળા થઈ ઉંચકી લાવીને દેખાડયો. આ પ્રકારે જૈન પ્રાસાદનું તથા જૈન ધર્મનું પ્રાચીનપણું સ્થાપન કરી દેખાડયું. તોપણ રાજહઠ એકદમ મટતી નથી, માટે તત્કાળ જૈન મંદિરની ધ્વજાઓ ઉતરાવી, પરંતુ છેવટ એક વર્ષ ગયા પછી પાછી ધ્વજાઓ ચડાવવાની બલાત્કારે આજ્ઞા આપી.

એક દિવસ સહસ્રલિંગ સરોવરના ખરચનો ચોપડો રાજાને વાંચી સંભળાવતા હતા. તેમાં આવ્યું કે ત્રણ લાખ રૂપિઆ વ્યાપારીના છોકરાનો દંડ આવ્યો, તે પણ આ કામમાં વપરાયો છે. આ વાત સાંભ-

ળી રાજાએ તે વ્યાપારીના રૂપિઆ તેને ઘેર પાછાં મોકલાવ્યા. ત્યારે તે વ્યાપારીએ આવીને રાજાને કહ્યું કે, આમ કરવું હવે આપને યોગ્ય નથી ત્યારે રાજા બોલ્યો કે, કોટીધ્વજ મોટો વ્યાપારી હોયતે આ પ્રકારે ચોરી કરે ! નજ કરે માટે એમાં કપટ છે. મારી પાસે જતી વખતે આ ધર્મસ્થાનના પુણ્યમાં ભાગ ઘાલવાને માટે તેં માગણી કરી હતી તેનો મેં ઈનકાર કર્યો હતો, માટે પ્રપંચ કરવામાં ચતુર, મૃગ જેવું ગરીબ મુખ રાખી, અંતરમાં વ્યાઘ્ર જેવું કુરપણું રાખનાર, ઉપરથી સરલ અને અંતરમાંથી શઠ એવો તું જાતે વણિક છું, તેંજ આ પ્રપંચ કર્યો છે. તે ઉપર નીતિશાસ્ત્રના શ્લોક કહી સંભળાવ્યા તેમનો અર્થઃ—પ્રત્યક્ષ મીઠું બોલી પછવાડેથી કામનો બગાડનાર જેમ ઝેર ભરેલા ઘડાના ઉપર થોડું દુધ ભર્યું હોય એવા મિત્રનો ત્યાગ કરવો. ૧ વળી મુખકમળ પ્રફુલ્લિત રાખે ને ચંદનના જેવી શીતળ વાણી બોલે ને -હૃદયતો બીજાનું છેદન કરવામાંજ તત્પર રહે એવું ધુર્ત પુરૂષનું લક્ષણ છે. ૨ વળી જેનું અંતર શ્મશાનમાં બળતા ભડકા જેવું તથા પાતાળવાસી સર્પના માથામાં રહેલા મણિની કાન્તિ સરખુ દેદીપ્યમાન રહે છે તેની શોભા રાતે જણાય પણ દીવસે ન જણાય તેમ અંતરમાં સાવચેત ને ઉપરથી ભોળા એવા માણસની શોભા રાત્રિ સમાન અંધેરે રાજમાંજ ઘટે છે. પણ દીવસ જેવા ઉજ્વળ રાજમાં એવી યુકિત ચાલવાની નથી એમ કહીને દ્રવ્ય તેને સ્વાધીન કરી વિદાય કર્યો.

એક દિવસે સિદ્ધરાજે રામચંદ્ર કવિને પુછ્યું કે ઉષ્ણુકાળમાં દિવસ કેમ મોટા થાય છે ત્યારે તેણે એક શ્લોક કહ્યો તે ( પૃ૦ ૧૫૯ જુ. ) તેનો અર્થઃ—હે સિદ્ધદેવ શ્રી પર્વતના કિલ્લાને તોડવામાં સમર્થ, તમારા દિગ્વિજયના મહોત્સવમાં ઘણા જોરથી દોડતા ઘોડાઓની ખરીઓથી ખોદાઇ મર્દન થતી પૃથ્વિની ઘણી ઉંચે ઉડતી ધૂળ આકાશ ગંગાના તટ ઉપર પડી તેના કાદવમાં ઉગેલી લીલી દૂર્વા દેખી સૂર્યના ઘોડાનું મન હાથ નથી રહેતું માટે તેનો ચારો ચરતા ચરતા ચાલે છે તેથી દિવસ મોટા લાગે છે. એમ કહીને રાજાને પ્રસન્ન કર્યો.

વળી માર્ગણ યાચક ( બીજો અર્થ બાણ ) તમારાથી અવળા થઇ શત્રુ સન્મુખ લક્ષ દઇ ચાલતા થાય છે તોપણ તમારો દાનેશ્વરીપણા

રૂપ મોટો યશ જગતમાં વ્યાપ્ત છે એટલે એક માગણ યાચક તો તમારા સન્મુખ આવે છે ને બીજા માર્ગણ બાણ તો શત્રુ સન્મુખ જાય છે. એમ કહી રાજાને ખુશી કર્યો.

વળી એક વખત રાજાએ ઉપરથી ગાંડા મેલા જેવા દેખાતા જયમંગળ નામના આચાર્યને પુછ્યું કેઃ—આ નગરનું વર્ણન કરો ત્યારે તેમણે એક કાવ્ય કહ્યું તે ( પૃ૦ ૧૫ ૪. જુ. ) તેનો અર્થઃ—આ નગરની અતિશે ચતુર સ્ત્રીઓની ચતુરાઇ દેખી સરસ્વતી દેવી પરાભવ પામી જડ રૂપ થઈ ( જળ રૂપ થઇ ) સેવકની પેઠે પાણી વહન કરતી તે સ્ત્રીઓની સેવામાં નદી રૂપે હાજર જણાય છે ને તેણીએ પોતાના કરતાં અધિક ગાનકળા નગરની સ્ત્રીઓમાં દેખી રીસ કરી પોતાના હાથમાં રહેલી વીણા પણ પટકી દીધેલી જણાય છે, કારણ કે તે વિણાનું તુંબડું હતું તે તો આપનું મોટુ ગોળાકૃતિ સહસ્રલિંગ સરોવર થયું. ને વીણા દંડ હતો તે કીર્તિસ્થંભ રૂપે મોટો ઉંચો પ્રત્યક્ષ જણાય છે. આ કવિતાનો ચમત્કાર જોઈ રાજા ઘણો પ્રસન્ન થયો, વળી સિદ્ધરાજે જેવાં મોટાં મોટાં સરોવરો, યાત્રાસ્થાન, મ્હેલ વગેરે કામ કર્યાં છે તેવાં કામ બીજો કોણ પૃથ્વીમાં કરી શકનાર છે! વળી શ્રીપાલ કવિએ સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ કરી; તેને શિલામાં કોરાવી પંડિતો પાસે શોધાવતી વખતે રાજાએ સર્વ દર્શનના પંડિતોને એકઠા કર્યા તે પ્રશસ્તિના પ્રથમ કાવ્યનો અર્થઃ— સિદ્ધરાજની કીર્તિથી પરીપૂર્ણ ભરાયલા સહસ્રલિંગ સરોવરમાં નિર્મળ જળવાળા અચ્છોદ નામે સરોવરનો સમગ્રસાર વિરાજમાન રહ્યો છે. માટે તેને જોઇ મારા મનમાં માનસ નામે સરોવર નથી રૂચતું, તથા પંપા સરોવર પણ હર્ષ નથી ઉપજાવતું ઇત્યાદિ. કાવ્યોને શોધતા પંડિતોમાં જૈન દર્શનમાંથી રામચંદ્ર નામે હેમાચાર્યનો શિષ્ય ગુરૂની આજ્ઞાથી સભામાં આવ્યો હતો. ગુરૂએ તેને કહ્યું હતું કે એ પ્રશસ્તિનાં કાવ્ય સર્વ પંડિતોને માન્ય છે તથા શ્રીપાલ કવિ જાતે ઘણો નમ્ર છે માટે એનું ખંડન કરશોમાં. એમ કહી તેમને સભામાં મોકલ્યા હતા પરંતુ સર્વ પંડિતોએ પ્રશસ્તિ કાવ્ય વખાણ્યાં તેના ભેગું તેમણે પણ હાજી હા કહ્યું તો ખરૂં પરંતુ સિદ્ધરાજે ઘણા આગ્રહથી પુછ્યું ત્યારે એ કાવ્યમાં બે દોષ દેખાડ્યા. જે કાવ્યને બીજા પંડિતોએ ઘણું વખાણ્યું હતું તે. [પૃ૦ ૧૫૫ જુ.] તેનો અર્થઃ—

લક્ષ્મીએ કમળનો ત્યાગ કરી તમારા ખડ્ગનો (તરવાર) આશ્રય કર્યો. કારણ કે કમળ, કોસે ( કોશડોડો તથા દ્રવ્ય ભંડાર) સહિત છે તથા દલે (પત્રે તથા લશ્કરે) સાહત છે તોપણ પૃથ્વી ઉપર રહેલા શત્રુરૂપ કંટકને પણ છેદવા સમર્થ નથી થતું માટે એને નિત્ય નપુંસક જાણી તે કમળનો ત્યાગ કરી તમારા ખડ્ગનો આશ્રય કર્યો. કારણ કે શત્રુરૂપ કંટકનો નાશ કરતી વખતે કોશનો ( જેમાં તરવાર રહે છે તે ) પણ ત્યાગ કરે છે તથા દલ [લશ્કર ]. નો ખપ રાખતો નથી. તથા નિત્યે પુરૂષ ચિન્હ ધારણ કરે છે એવા ગુણ જોઈ લક્ષ્મી ( વિજય લક્ષ્મી ) તમારા ખડ્ગને બાઝી પડે છે.

આ કાવ્યમાં દલ શબ્દનો સૈન્યરૂપ અર્થ તથા કમળ શબ્દને નિત્ય નપુંસક ગણ્યો. એ બે દોષ દેખાડયા પછી શ્રીપાલ કવિએ પ્રાર્થના કરી જેમ તેમ કરી દલ શબ્દનું તો સ્થાપન કર્યું ને કમળ શબ્દનું નિત્ય નપુંસકપણુ મટાડવાને પાઠ ફેરવી દેખાડયો. આ પ્રકારે રામચંદ્ર કવીની સૂક્ષ્મદૃષ્ટીનો ચમત્કાર જોઇ સર્વ પંડિતોએ ઘણી પ્રસંસા કરી પણ સિદ્ધરાજની નજર લાગી તેથી તે કવિનીતો પોતાના સ્થાનમાં જતાં માર્ગમાં એક આંખ ફુટી ગઇ.

એક દિવસ ડાહલ દેશના રાજાએ કોઈ જગ્યાથી જડેલાથમલ પત્ર [ તામ્રપત્ર ] તેમાં લખેલો એક શ્લોક જેનો અર્થ કોઇથી ન થઇ શકયો માટે સિદ્ધરાજની સભામાં તે શ્લોકનો અર્થ પુછવા મોકલ્યો ત્યારે રાજાએ સભા કરી સર્વે પંડીતોને તેનો અર્થ પુછયો પણ તેમનાથી શ્લોકનો અર્થ ન થયો. પછી સર્વે પંડિતોની તથા સભાની લાજ જશે એમ ધારી તેનો અર્થ હેમાચાર્યે કરયો, તે શ્લોક [ પૃ૦ ૧૫૬ જુ. ]

અર્થ—આકાર જોડીએ તો જે શબ્દનો અર્થ લોકને જીવાડે એવો થાય ને वि એવો અક્ષર જોડીએ તો જે શબ્દનો અર્થ મુનિ લોકને વહાલો લાગે એવો થાય ને स અક્ષર જોડીએ તો જે શબ્દનો અર્થ સતને અનિષ્ટ એવો થાય ને કાંઇ ન જોડીએ તો જે શબ્દનો અર્થ સ્ત્રીઓને વહાલો એ પ્રકારનો થાય એવો શબ્દ કીયો? તેના જવાબમાં હાર શબ્દ છે. આ ઉત્તર સાંભળી સર્વેને આશ્ચર્ય થયું જેમકે હાર શબ્દને આકાર

જોડીએ તો આહાર ૧ તેમજ વિહાર ૨ સંહાર ૩ હાર ૪ એવા શબ્દો થાય છે.

• એક દિવસ સપાદલક્ષ રાજાએ પોતાની સ્ત્રી સહિત અગાશીમાં ચડી બીજના ચંદ્રનું દર્શન કરી એક સમસ્યાનો અડધો શ્લોક કરી તેણે સિદ્ધરાજની સભામાં તેનો અરથ પુછાવ્યો, ત્યારે તેનો અર્થ પણ બીજા પંડીતોથી ન થયો ત્યારે હેમાચાર્યે કર્યો. તે પ્રશ્ન તથા ઉતરનો શ્લોક (પૃ૦ ૧૫૭ જુઓ) અજવાળી બીજના ચંદ્રની કાંતિ સ્ત્રી મુખ કમળને નથી અનુસરતી ઉપમા યોગ્ય કેમ થતી નથી એ પ્રશ્નનો ઉતર, પડવે પડવે ચંદ્રની કાંતી દેખાતી નથી. બીજથી જરા દેખાવા માંડે એવી એની પ્રકૃતી છે માટે ન દેખાતી ચંદ્ર કાંતિની શું ઉપમા થાયા નજ થાય. એને તો પૂર્ણિમાના ચંદ્રની ઉપમા દેવાય. ભાવાર્થ એ છે કે ચંદ્ર જ્યારે પૂજવાને નમવાને યોગ્ય છે [બીજને દિન] ત્યારે ઉપમા યોગ્ય હોતો નથી ને જ્યારે ઉપમા યોગ્ય હોય છે. [પુનમને દિન] ત્યારે પૂજવા યોગ્ય હોતો નથી માટે નિત્ય માનવા યોગ્ય સ્ત્રી મુખ્ય ચંદ્ર, ને કદાચિત્ માનવા યોગ્ય આકાશ ચંદ્ર એ બેમાં ઘણો તફાવત છે. વળી એક દિવસ આભીર લોકનો રાણો [રાજો] નવઘન[1] નામે મહા સમર્થ હતો તેણે સિદ્ધરાજનું સૈન્ય અગીયાર વખત મારી પાછું હઠાવી કહાડી મુકયું. આ મોટો થયેલો પોતાનો પરાભવ જોઇ બારમી વખતે રાજાએ પોતે જાતે ચડાઈ કરી સંગ્રામ કરવાનો વિચાર કર્યો. ને વર્દ્ધમાનપુર (વઢવાણ) આદિકપુરના કીલ્લાની મજબુતી વિગેરે લડાઇ કરવાને ઉપયોગી વસ્તુની ઘણી તૈયારી કરાવી. આ વખત નવઘન રાજાના ભાણેજોએ[2] તેનાથી ફુટેલ થઇ સિદ્ધરાજને આવીને મળી સંકેત કર્યો કે, જુનાગઢના કિલ્લાના ધણી તમો થાવ તો આ નવઘનને શસ્ત્રથી તમારે ન મારવો. સોના રૂપાની ઢેલીઓથી તથા તેના વાસણથી એનો નાશ કરવો. આ પ્રકારનું સિદ્ધરાજને કબુલ કરાવી ઉશકેરી સૈન્ય સહિત સિદ્ધરાજને યુકિતથી લેઇ ગયા, ને

---

૧ જુનાગઢનો રાજા રાયખેંગાર કહીએ છીએ તે જણાય છે. બાબ ૪૪.

૨ સિદ્ધરાજના સબંધી પુરૂષને નવઘન રાજાએ પોતાની બેહેન પરણાવીતી તેના પુત્રો.

કપટથી તેને પકડાવ્યો. પછી સિદ્ધરાજે તે શત્રુને અંદરના કિલ્લાથી બહાર ખેંચી કહાડી મજબુત વાસણુ મારી મારીને તેનો પ્રાણ લીધો. ને સ્ત્રીઓને જણાવ્યું કે, જુવો આ પ્રકારે દ્રવ્યથી દાટી મારી નંખાય છે.૧ (આ જગ્યાએ ગ્રંથકર્તાએ ઘણા સંક્ષેપમાં આ ઇતિહાસ લખ્યો છે, માટે તેનો વિસ્તાર રાસમાળા તથા સોરઠના ઈતિહાસમાં વાંચ્યાથી આ વિનાની બીજી વધારે બીના જાણવામાં આવશે)

હવે એ મરણ પામેલા રાજાની સ્ત્રીના તથા બીજી રાણીઓના ઘરમાં તથા માર્ગમાં તથા સતી થતી વખત વિલાપના પાંચ શ્લોક છે [ દોહા પ્રાકૃત] તેમનો અર્થ.

હે, સખીઓ આ રાણો (રાજા) જાણે કોઈ દિવસ રાજા થયોજ ન હોય એમજ દેખાય છે! ને આ સઘળાં રાજકુળ જાણે નકુળી [ નોળવા ] હોય એવાં નિસ્તેજ થઈ ગયાં. અહો! ખેંગારરૂપી ખેરના લાકડાના અંગારામાં સર્વે સ્ત્રીઓના પ્રાણની આહુતી આપવાનો આ સમય આવ્યો! ૧

અરેરે! રાણા સર્વે વાણીઆ થઇ ગઆ! તમારૂ શૂરવીરપણુ કયાં ગયુ? એ રાણીઓમાં એકનું નામ જેસલ પણ હતુ તથા જેસલ એવું જયસિંહનુ નામ પણ છે માટે તે સ્નેહથી તદ્રુપ થઇ પતિને કહે છે કે અહો! સ્વામિન્ હમારે વાસ્તે એક મોટા જેસલ નામના વેપારી શેઠનો વેશ લેઇ મોટા મોટા વાસણના ઢગલા કરી, દુકાન જમાવી, જાણે હમને બોલાવી કહેતા હોય જે આ ઢગલામાંથી તમારે ગમે તે લ્યો. આ પ્રકારનું બોલી બોલી છાતી ફાટય રૂવે છે. ૨

વળી શત્રુના હાથમાં સપડાઇ, જતાં જતાં માર્ગમાં ઉંચા શિખરવાળો ગિરનાર પર્વતને પાછું વાળી જોઇને બોલે છે, હે! ગિરનાર પર્વત તું તો હમારો મોટો ગુરૂ છુ. ગુરૂની પેઠ માનવા, પૂજવા યોગ્ય છુ. તો તારે

૧ થોડુ આપવાથી ન સંતોષ પામતા ભાણેજોને મામીઓએ વચન માર્યાં કે, તમને શું! દ્રવ્યથી દાટી મારીએ? આ પ્રકારનું કઠણ વાકય વારંવાર સાંભળવાથી રીસ ચડાવી એવો વિચાર કર્યો કે હમો ખરા ત્યારે કે જ્યારે તમનેજ દ્રવ્યથી દાટી મારીએ. આ વિચારથી સિદ્ધરાજને પ્રતિજ્ઞા પૂર્વક લેઇ જઈને તેનો ઘાંણ (નાશ) કહડાવ્યો.

આ પ્રકારનો મત્સર રાખવો શું ઘટે છે? ખેંગાર જેવો તારો રાજા મરણ પામ્યો તેને જોઇ તું તારૂ એક શિખર [ માંથુ ] પણ નમાવતો નથી! શું મોઢુ લેઈ ઉંચુ માથું કરી હમને જોયા કરે છે, હમારી દુર દશા જોઇ તને જરા લાજ પણ નથી આવતી! ૩

વળી તે સ્ત્રીઓ પોતાનો દેશ છોડી શત્રુ સાથે પરદેશ જતાં માર્ગમાં આવેલો ભોગાવો નામે નદ તેને જોઇ કહે છે કે હે! હે નદ જેમ અમો અમારો મુખ્ય દેશ છોડી નવઘન વના વિરૂપ થયાં છીએ તેમ તું પણ નવા મેઘવિના દુર્બળ થયો જાણુઉં છું. તેના વિના સંપૂર્ણ શોભા થતી નથી. તેં તારા પર્વત રૂપી મુખ્ય સ્થાનનો ત્યાગ કર્યો છે) એમ અમોએ પણ કર્યું છે. માટે તારેને અમારે સરખાપણું થયું. તેથી તારે કાંઠે હમારે સતી થવુ ઘટે છે. ૪

વળી આ વઢવાણ શેહેર મનમાંથી વાઢા કાઢી નાંખીએ છીએ તો પણ વીસરતું નથી. સુવર્ણ સરખા મોંઘા પ્રાણનો ભોગ આ ભોગાવા નંદને આપીએ છીએ ઈત્યાદિ એ સતી સ્ત્રીઓના વિલાપ છે. છેવટે સર્વે સ્ત્રીઓ સતી થઇઓ પણ સિદ્ધરાજના ભોગમાં ન આવી. ૫

જાંબ નામના વનરાજના પ્રધાનના વંશનો સજ્જન નામે દંડાધિપતીને સોરઠ દેશની ખંડણી ઉઘરાવવા નિમ્યો હતો. તેણે સિદ્ધરાજને પુછયા વગર ત્રણ વર્ષની ઉઘરાણીના દ્રવ્યથી શ્રી રૈવતાચલ ઉપર શ્રી નેમિનાથજીનું કાષ્ટમય મંદીરનો ઉદ્ધાર કર્યો. નવું પાષાણમય મંદિર કરાવ્યું. ચોથે વર્ષે સિદ્ધરાજે ચ્યાર સામંતોને તે કામ સોંપી સજ્જનને પાટણમાં બોલાવી લેઇ તેની પાસે રાજાએ ત્રણ વર્ષની ઉઘરાણીનું દ્રવ્ય માગ્યું ત્યારે સજ્જનને તે દેશના વેપારી લોકો પાસેથી દ્રવ્ય લેઈ એકઠુ કરી રાજા પાસે લેઇ જઈ કહ્યું કે, એક પાસ આ સઘળુ ત્રણ વર્ષનું દ્રવ્ય છે તે લ્યો. અથવા એ દ્રવ્યથી રૈવતાચલ ઉપર શ્રી નેમિનાથના ચૈત્યનો ઉદ્ધાર કર્યો છે તેનું પુણ્ય લ્યો. આ બેમાંથી જે સરકારની ધ્યાનમાં આવે તે લ્યો. આ પ્રકારનું તેનું તીક્ષ્ણ બુદ્ધિનું ચાતુર્ય દેખી રાજા પ્રસન્ન થયો, ને પુણ્ય લીધું પણ દ્રવ્ય ન લીધું. પછી પાછો રાજાએ પ્રસન્ન થઈ તેજ દેશનો અધિકાર સોંપ્યો. ત્યારે શત્રુંજા ઉપર તથા રૈવતાચલ ઉપર બાર બાર યોજન ફરતે સઘળી જગાએ હારાગલ વસ્ત્રની ધ્વજાયો તથા મહાધ્વજ

આરોપણ કરાવ્યા. એ પ્રકારે સજ્જન દંડાધિપતિનો કરાવેલો ઉદ્ધાર પ્રસિદ્ધ છે.

વળી સિદ્ધરાજ ફરીથી સોમેશ્વરની યાત્રા કરી પાછો વળી રૈવતાચલની સમીપ ભૂમિમાં નિવાસ કરી તે પર્વતની ઘણી પ્રશંસા સાંભળવાથી તે ઉપર ચડીને જોવાની ઘણી ઈચ્છા થઈ. પરંતુ ત્યાંના રહેનાર પરસ્પર મહા મત્સરવાળા બ્રાહ્મણ લોકોએ આવી રાજાને કહ્યું કે હે રાજન્ તમો પરમ શિવ ભક્ત છો, ને આ પર્વત જલાધારીએ સહીત શિવલિંગના આકાર જેવો છે; માટે એના ઉપર તમારે પગ દેવો યોગ્ય નથી. આ પ્રકારના કપટરૂપી વચનથી યુક્તિ કરી તેને નિષેધ કર્યો. ત્યારે રાજાએ ત્યાં સઘળી પૂજા સામગ્રી મોકલી દીધી ને પોતે શત્રુંજય મહા તિર્થની સમીપ સૈન્યનો પડાવ નંખાવી રહ્યો. ત્યાં પૂર્વે કહેલા ચાડીઆ બ્રાહ્મણ લોકોથી યાત્રાળુ લોકોને થતો ઉપદ્રવ સાંભળી તે જોવા રાજાએ કાર્પટિક વેશ [ભગવાં વસ્ત્ર ધારક યાત્રાળુ ] ધારણ કરી ગંગાજળ ભરેલી બે ગાગરો બે પાસ સિંકામાં મૂકેલી કાવડ પોતાના ખભા ઉપર મુકી ચાલ્યો. ત્યાં માર્ગમાં હાથમાં તરવાર લેઇ નિર્દયપણે તિર્થના માર્ગને રોકી દંડ લેનારની વચે થઈ કોઇ ન ઓળખે એમ પર્વત ઉપર ચડી જઈને રાજાએ ગંગાજળ વતે શ્રીયુગાદી દેવને સ્નાન કરાવ્યું ને પર્વત સમીપ રહેલાં બાર ગામનો લેખ કરી શ્રીદેવની પૂજા નિમિત્ત અર્પણ કર્યાં. તીર્થનું દરશન કરવાથી રાજાનાં નેત્ર તથા અંતઃકરણ આનંદરૂપી સમુદ્રમાં ઠરી ગયાં. જાણે અમૃતનો અભિષેક થયો હોય એમ પોતાને વિષે કૃતાર્થપણું માન્યું.

વળી રાજાના મનમાં આ પ્રકારે વિચાર થએલો, જે આ પર્વતમાં વિંધ્યાચળ પર્વતની પેઠે સલ્લકી નામે તૃણનાં વન તથા નદીઓ ઈત્યાદિક સામગ્રી છે, માટે અહિંજ વિંધ્ય વનની રચના કરી હાથીની ઉત્તપત્તિ કરાવવી. આ પ્રકારની મનથી કરેલી પ્રતિજ્ઞાનું મને ઘણું પાપ લાગ્યું. મનથી તીર્થની આશાતના [ અપરાધ ] થઇ એમ જાણી ઘણો પશ્ચાતાપ કરી શ્રી દેવતાની સમક્ષ પોતાને ધિક્કાર કરતો રાજલોક જાણે એમ પોતાના આત્માની નિંદાગર્હણા કરી પાતક રહિત થઇ તીર્થનો ઉપદ્રવ નિવારણ કરી પર્વતથી ઉતરી પોતાને નગર પોહોચ્યો.

હવે દેવસૂરિનું ચરિત્ર કહીએ છીએ.

એક સમયમાં કુમુદચંદ્ર નામે પ્રખ્યાત દિગંબરનો મોટો આચાર્ય દેશદેશાંતરમાં ચોરાશી પ્રકારના વાદથી પંડિતોને જીતતો જીતનો કર્ણાટક દેશથી ગુજરાતની કર્ણાવતી નગરીમાં આવ્યો. ત્યાં ભટ્ટારક શ્રી દેવસૂરિ ચોમાસુ રહ્યા હતા ને અરિષ્ટ નેમિનાથના પ્રાસાદમાં ધર્મશાસ્ત્ર વાંચતા હતા તેની મોટી કીર્તિ પંડિતોથી સાંભળી તેમના ઉપાશરામાં તૃણ સહિત જળ નંખાવ્યું[1] એટલે વાદ વિવાદ કરવા જૈન લોકને ઉશ્કેર્યા પણ આતો મહા ક્ષમાના સમુદ્ર હતા તથા મહા તર્કશાસ્ત્રમાં કુશળ હતા તેથી તે મુનિ પંડિતોએ એ વાત ગણગારી નહી. ત્યારે તે દિગંબર શ્રી-દેવી નામે એ આચાર્યની બેહેન સાધ્વી હતી તેને મંત્ર વિદ્યાના જોરથી, એટલે ભૂતપ્રેતનો પ્રવેશ કરાવી ગાંડી વિકલચિત્તની કરી તેની પાસે પાણી ભરાવવા વિગેરે પોતાનું કામ કરાવી ઘણી હેલના કરવા મંડયો. પછી તે સાધવીના શરીરમાંથી ચેટકનો પ્રવેશ મુનિજનના પ્રતાપથી દૂર થયો; ત્યારે ઉલટા જાણીજોઈને વઢવા માંડેલા મહા ઉદ્ધત દિગંબરોને દેવસૂરીએ કહયું કે જો તમારે વાદવિવાદ કરવો હોય તો પાટણ જાઓ ત્યાં રાજસભામાં તમારી સાથે વાદ કરવા તૈયાર છીએ. આ વાત સાંભળી તે દિગંબર ઘણુ પ્રસન્ન થયો ને પોતાને કૃતાર્થ માનતો તે દિગબર પાટણ શેહેરમાં આવ્યો. આ વાત સિદ્ધરાજે જાણી તે પોતાની માતુશ્રીના પિતાનો ગુરૂ છે એમ જાણી ઘણા સનમાનથી સન્મુખ આવી સત્કાર કર્યો, ને નગરમાં લાવી નિવાસ કરાવ્યો. પછી સિદ્ધરાજે હેમાચાર્યને પુછ્યું કે જૈન આચાર્યમાં વાદવિવાદ કરી શકે એવા સમર્થ કોણ છે? તેમને બોલાવીએ કારણ કે અત્રે કુમુદચંદ્ર નામે દિગંબરાચાર્ય શ્વેતાંબરો સાથે વિવાદ કરવા આવ્યા છે. આ પ્રકારનું રાજાનું વચન સાંભળી હેમાચાર્યે કહયું કે કર્ણાવતીમાં રહેલા શ્રી દેવાચાર્ય ચાર વિદ્યામાં કુશળ છે તથા વિવાદ કરવા સમર્થ છે. સર્વ જૈન મુનીના અધિપતી છે. સ્વેતાંબર સાસનને રક્ષણ કરવામાં વજ્રકોટ સમાન છે. વળી રાજસભામાં બોલવાની ચાતુર્યતાથી પરીપૂર્ણ ભરેલા ને વાદી સિંહસમાન એવા તો એજ છે, માટે તેમને આ

---

૧ અસલ એવી રીત્ય હતી કે જેની સાથે વાદવિવાદ કરવો હોય તેના સ્થાનમાં ઘાસનો તૃણ સહિત જલ નંખાવતા.

કામમાં અગ્રેસર કરવા ધટે છે. આ વાત સાંભળી રાજાએ તેમને બોલાવવા માણુસો મોકલ્યાં તથા શંખની લખેલી બોલાવવાની વિનંતી પણુ મોકલી. પછી દેવસૂરીયે રાજાના ઘણા આગ્રહથી પાટણમાં આવી સરસ્વતી દેવીનું આરાધન કરી દિગંબરને જીતવાનો ઉપાય પુછયો. ત્યારે દેવીએ કહ્યું કે, વાદિ વેતાલ શ્રીશાંતિસૂરીની કરેલી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકામાં દિગંબરના વાદસ્થળમાં ચોરાશી વિકલ્પ જાલ લખી છે, તેથી તે જીતાશે. આ પ્રકારનું વરદાન આપી દેવી અદૃશ્ય થઇ. પછી પોતાની પાસે રહેલા પંડિતોને કુમુદચંદ્રની વિદ્વત્તા જોવા સારૂ મોકલ્યા. તેમણે જઇ પુછયું કે, આપનો વિશેષ અભ્યાસ કીયા શાસ્ત્રમાં હશે ?

આ સાંભળી મહા અહંકારથી એક કાવ્ય બોલ્યો તેનો (પૃ૦ ૧૬૩ જુ.) અર્થઃ—અરે સર્વ શાસ્ત્રમાં સંપૂર્ણ અભ્યાસ હોય એમાં શી નવાઈ! પરંતુ હે ભૂદેવ! તમે કહેતા હો તો શીઘ્રપણે લંકાનગરીને અહીં લાવી બતાવું! અથવા આખા જંબૂદ્વીપને ઝાલી અહીંથી અન્યત્ર પટકી દેઉં! અથવા આખા સમુદ્રનું શોષણ કરી લેઉં! અથવા હેલા માત્રમાં મોટા મોટા પર્વતોનાં શિખરો તોડી સમુદ્રમાં નાખી તેને પૂરી દેઉં! તથા હિમાચલ વિગેરે પર્વત નાંખી સમુદ્રની પાળ બાંધી દેઉં! આ પ્રકારના અતિ અદભૂત ચમત્કાર કરનારને શાસ્ત્રનો અભ્યાસ પુછતાં તમને લજ્જા કેમ નથી આવતી?

આ પ્રકારે દિગંબરની વાતોના ગપાટા તે પંડિતોના મુખથી સાંભળતાં, શ્રીદેવસૂરીને તથા હેમાચાર્યને આનંદ થયો અને જાણ્યું કે એ ઘણો વિદ્વાન નથી. એને જીતવો મુશ્કેલ નથી. એ જૈન સિદ્ધાંતમાં કાંઇ સમજતો નથી. આ પ્રકારનો નિશ્ચય કર્યો. પછી દેવસૂરીનો રત્નપ્રભ નામે મુખ્ય શિષ્ય સંધ્યાકાળે ગુપ્ત વેશ કરી કુમુદચંદ્રના ગુપ્તસ્થાનમાં પ્રવેશ કરી ગયો. ત્યારે તેણે પુછયું કે તું કોણ છું! ત્યારે મુનિ બોલ્યો કે હું દેવ છુ! **दिगं**—દેવ કોણ? **मुनि**—હું. **दिगं**—હું કોણ? **मुनि**—તું. **दिगं**—તું કોણ? **मुनि**—શ્વાન. **दिगं**—શ્વાન કોણ? **मुनि**—તું. આ પ્રકારે હું તું! રૂપી ચક્રભ્રમ (ચકડોળ) ઉપર દિગંબરને ચડાવી તેને શ્વાનતુલ્ય સ્થાપન કરી, પોતાને દેવતુલ્ય સ્થાપન કરી ચાલ્યા આવ્યા. દિગંબર તો વિચારમાં પડયો કે, અહો આ તો શ્વેતાંબરો ઘણા ધૂર્ત્ત દેખાય છે, એમ ખેદ કરી એક કાવ્ય લખી દેવસૂરી પ્રત્યે મોકલ્યું. તેનો (પૃ૦ ૧૬૪ જુ.).

અર્થઃ—હે શ્વેતાંબરો મોટી મોટી વિદ્વત્તાના જુઠા ભપકા દેખાડી ભોળા લોકોને ભમાવી સંસારરૂપી આંધળા કુવામાં શીદ નાખો છો? કેમ જે તમો તત્વ અથવા*અતત્વ એ સબંધી વિચારમાં કાંઇપણ જાણતા નથી. એમ છતાં પણ જો કાંઇ જાણવાની ઇચ્છા હોય તો, સાચે સાચુ કહું છું કે, કુમુદચંદ્રઆચાર્યના આ ચરણકમળનું રાત્રિ દિવસ ધ્યાન કરો કે, જેથી પાપ રહિત થઈ કાંઇક તત્વજ્ઞાન પામો.

આ પ્રકારનો એ કાવ્યનો અર્થ જાણી હેમચંદ્રાદિ સર્વ પંડિતોને ઘણું હાસ્ય થયું. પછી દેવસૂરીના શિષ્ય જે બુદ્ધિના વૈભવે કરીને ચાણાક્યથી પણ અધિક પંડિત માણીકયચંદ્રે તથા રત્નાકર પંડિતે નવાં બે કાવ્ય ઉત્તર રૂપ કરી, કુમુદચંદ્ર પ્રત્યે મોકલ્યાં (પૃ. ૧૬૪ જુવો) તેનો અર્થ—

દેવતાને પણ વંદન કરવા યોગ્ય એવા શ્વેતાંબર મતની નિંદા કરવી તેતો સુતેલા સિંહની કેશવાલીને પગની ઠેસ મારી સ્પર્શ કરવા જેવી છે. વળી આંખમાં થએલી ચેળ મટાડવા વાસ્તે તીખા ભાલાની અણીવતે ખંજાળવું તેના જેવી છે, તથા મોટા મણિધર સર્પના માથામાંથી મણિ લેઈ પોતાની શોભા કરવા જેવી છે. એટલે એ નિંદા ઉલટો પોતાનો નાશ કરે એવી છે, માટે કોણ મૂર્ખ પુરૂષ જાણી જોઇ પોતાનો વિનાશ કરે? ॥૧॥ નાગા લોકો એમ માને છે કે, સ્ત્રીની મુક્તિ ન થાય, તે માટે તેનું જુઠુ કારણ દેખાડે છે, પણ એમ નથી જાણતા જે આ પ્રકારના શાસ્ત્ર વિરૂદ્ધ કુતર્ક કરવાથી આપણોજ અનર્થ થશે! માટે આ તારા સઘળા મનોરથ તારૂંજ બગાડે એવા છે. ॥૨॥

વળી મયણલદેવીને પોતાના પીઅર તરફથી દિગંબરનો મત હતો, માટે દિગંબરનો જય થવા સારૂં સારા સારા માણસને શિપારસથી ભમાવતી હતી.

આ વાત હેમાચાર્યના જાણવામાં આવી ત્યારે હેમાચાર્યે સારા માણસો સાથે કહાવી મોકલ્યું જે, તમારા ગુરૂતો સ્ત્રીઓએ કરેલું દાન પુણ્ય સઘળું મિથ્યા છે એમ સભામાં વિવાદ કરી સ્થાપન કરવાના છે, ને શ્વેતાંબર તો તે પુણ્ય સત્ય છે એમ સ્થાપન કરવાના છે, માટે જેનો પક્ષ તમને રૂચે તે અંગીકાર કરો. આ વચન સાંભળી મયણલ દેવીએ વ્યવહાર વિરૂદ્ધ તેમનો કદાગ્રહ જાણી તે પક્ષનો પરિત્યાગ કર્યો.

હવે દિગંબરને શ્વેતાંબરના મત સબંધી વિવાદની સભા થવા વાસ્તે પ્રથમ રાજદ્વારમાં આવી પોત પોતાનો પક્ષ લખી આપવો જોઈએ, તે કામ સારૂં કુમુદચંદ્ર તો પાલખીમાં બેશી ઘણા આડંબરથી રાજદ્વારમાં (અદાલતની કચેરીમાં) ગયો ને દેવસૂરી તરફથી તો રત્નપ્રભસૂરિ પગે ચાલી ત્યાં ગયા. પછી અધિકારી પુરૂષોએ કુમુદચંદ્રનો પક્ષ લખી લીધો જે કેવલજ્ઞાની આહાર ન કરે ૧. વસ્ત્રધારણ કરનારાનો મોક્ષ ન થાય ૨. સ્ત્રીનો મોક્ષ ન થાય ૩. આ પ્રકારનો ભાષામાં લેખ કરી લીધો. પછી દેવસૂરિનો મત લખી લીધો જે કેવલજ્ઞાની આહાર કરે ૧ વસ્ત્ર ધારણ કરનારનો મોક્ષ થાય ૨. સ્ત્રીનો પણ મોક્ષ થાય ૩. આ પ્રકારે ભાષા લેખ થયા પછી નિશ્ચય કરેલા દિવસે મોટી સભા મળી, તેમાં સિદ્ધરાજ બિરાજ્યા તથા છ દર્શનના મોટા મોટા વિદ્વાન્ લોકોને બોલાવી સનમાનથી બેસાડયા. પછી કુમુદચંદ્ર તો ઘણા આડંબરથી આવ્યો. જેની આગળ જયઢંકો વાગે છે ને માથા ઉપર ધોળું છત્ર ધરેલું છે. પત્રાવલંબ (વિજયપત્ર) જેની આગળ ચાલે છે. આ પ્રકારની શોભાથી સભામાં આવ્યો તેને સન્માન પૂર્વક રાજાએ ઘટતા સિંહાસન ઉપર બેસાડયો, અને દેવસૂરિ તથા હેમચંદ્ર પ્રમુખ પંડિતોને એક તરફના સિંહાસન ઉપર બેસાડયા. હવે કુમુદચંદ્ર વાદી પોતે અતિશે વર્ષે કરી મોટો છે ને હેમચંદ્રની તો બાલ અવસ્થા છે, માટે તેના સામું જોઇ

કુમુદચંદ્ર ઉપહાસ્યમાં બોલ્યો જે **पीतं तक्रं*** (અર્થ)—તેં છાશ પીધી ! આ વચન સાંભળી હેમચંદ્ર બોલ્યા જે હે જરઠ ! વૃદ્ધ અવસ્થાથી અધીર થઇ છે બુદ્ધિ જેની એવા હે દઠ્ઠ ! છાશ તો ધોળી હોય ને પીળી તો હલદર હોય એમ કહી તેના વાકયનું ખંડન કર્યું. પછી રાજાએ પુછયું કે તમારા બેમાંથી કોણ વાદી ત્યારે દેવસૂરિ બોલ્યા કે આ કુમુદચંદ્ર વાદી તેના પ્રતિવાદી હેમચંદ્ર છે. આ સાંભળી કુમુદચંદ્ર બોલ્યો કે હું વૃદ્ધ થઈ આ બાળક સામું શું બોલું? આ વચન સાંભળી હેમચંદ્ર બોલ્યા કે હું મોટો, ને કુમુદચંદ્ર બાળક, શાથી કે, એ હજુ સુધી કેડે કંદરો તથા વસ્ત્ર પેહેરવાનું શિખ્યો નથી ને નાગો ફરે છે. પછી રાજાએ બેઉનો વિતંડાવાદ નિવારણ કર્યો. પછી એ બેઉની આ પ્રકારની પ્રતિજ્ઞા થઇ જે, જો શ્વેતાંબર

---

* **पीतं तक्रं**—દ્વિઅર્થી—૧ તેં છાશ પીધી? ૨ પીળી છાશ. આમ વક્રોક્તિ કરી તેનું ખંડન કર્યું.

હારે તો દિગંબરપણું અંગીકાર કરે, ને દિગંબર હારે તો આ દેશનો ત્યાગ કરી દક્ષિણ દેશમાં જતા રહે. આ પ્રકારની પ્રતિજ્ઞા થયા પછી દેવાચાર્યે સર્વાનું મત લઇ કુમુદચંદ્રને કહયું કે, તમે તમારો પક્ષ અંગીકાર કરી બોલો. પછી તેણે રાજાને આશિર્વાદ દેઇ પોતાનો પક્ષ પ્રગટ કર્યો. તે કાવ્ય ( પૃ૦ ૧૬૭ જુઓ) તેનો અર્થ:

જે આકાશની મહત્તા આગળ સૂર્ય તો (ખદ્યોત)ખજુવા જીવ જેવો જણાય છે ને ચંદ્ર તો કરોળીઆના ઘર જેવો ગોળ ચાંલ્લો જણાય છે ને પર્વતો તો ગગતરા જેવા જણાય છે. આ પ્રકારે આકાશનું વર્ણન કરતાં હે રાજન્! તમારા યશનું સ્મરણ થયું. ત્યારે તેના વિસ્તારનો વિચાર કરતાં તે આકાશ ભ્રમર જેવું જણાયું. પછી તેથી કોઈ વસ્તુ મોટી ન દેખી ને વાણી બંધ થઇ.

આ પ્રકારનો રાજાને આશિરવાદ દીધો તેમાં અપશબ્દ ( અપશુકનના શબ્દ) આવ્યા. તે જોઇ સભાના બેસનાર પંડિતોએ કલ્પના કરી કે, પરિણામે આ દિગંબર હારશે. હવે દેવાચાર્યે રાજાને આશિર્વાદ દીધો તે કાવ્યનો અર્થ:—

હે રાજન્! તમારૂં રાજ્ય અને જિનસાસન એ બે ઘણા કાળ સુધી જયવંતુ વર્તો. જે જિનશાસનમાં સ્ત્રીઓની પણ મુક્તિ થાય છે ને જે શ્વેતાંબરની કીર્તિથી મનોહર છે. જેમાં સાત પ્રકારના નયનો તથા નીતિ મારગનો વિસ્તાર છે તથા જેમાં કેવળજ્ઞાનીને પણ આહાર કરવાનું કહ્યુ છે. ( રાજ્યપક્ષે પણ આ કાવ્યનો અર્થ થાય છે તેથી બે અર્થ વાળું છે) પછી કુમુદચંદ્રે ખણુતરના જેવી સ્ખલના પામતી વાણીથી પોતાનો પક્ષ કહી સંભળાવ્યો. તેને સાંભળી સભાના પંડિતોએ અંતરગાં હાંસી કરી, ઉપરથી પ્રશંસા કરી, દેવસૂરિને કહ્યું કે, હવે તમો બોલો. ત્યારે પ્રલયકાળના પ્રચંડ પવનથી ક્ષોભ પામી, ગર્જના કરતા સમુદ્ર જેવી વાણીના પ્રબલ પ્રવાહના પ્રકાશથી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકામાંથી ચોરાશી જાતના વિકલ્પ જાળનો ઉપન્યાસ કર્યો. તે દેખી બધી સભા ઘણી ચમત્કાર પામી અને કુમુદચંદ્રનું મુખ ઉતરી ગયું અને તેમનાં વાકય ધારણ કરવા સમર્થ ન થયો તો ઉત્તર આપવાને કયાંથી સમર્થ થાય. એ પ્રકારે સોળમા દીવસમાં બનાવ બન્યો ત્યારે કુમુચંદ્ર બોલ્યો જે, મારા સમજવામાં બરોબર આવ્યું નથી, માટે ફરીથી

બોલો એમ દેવાચાર્યને કહ્યું. ત્યારે સિદ્ધરાજ પ્રમુખ સર્વે પંડિતોએ ના કહી, તોપણ દેવાચાર્યે ફરીથી કહી દેખાડી પ્રમાણ સમુદ્રમાં કુમુદચંદ્રને મગ્ન કર્યો. ત્યારે મંત્ર શકિતના બળથી કેશચંદુ નામે જક્ષ દેવાચાર્યના ગળામાં બેસાડી દીધો, તેથી દેવાચાર્યથી ઓચિંતું બોલાયુંજ નહીં. પછી કુરૂકુલ્લાદેવીથી શાક્ષાત્ વરદાન પામેલા યશોભદ્રસૂરિયે તે દિગંબરનું કરેલું કામણ તત્કાળ ઉઠાવી દીધું. આ ચમત્કાર જોઇ સભાના લોકોએ કુમુદચંદ્રની ઘણી નિંદ્યા કરી અને યશોભદ્રસૂરિની ઘણી સ્તુતિ કરી. વળી દેવસૂરિયે કોટાકોટી શબ્દ કહ્યો. ત્યારે કુમુદચંદ્ર બોલ્યો કે, એ શબ્દ અશુદ્ધ છે. એ વખત, જેને કંઠે આઠ મહા વ્યાકરણ રહયાં છે એવો કાકલ નામે પંડિત બોલ્યો કે, એ શબ્દ શાકટાયન વ્યારણને મતે થાય છે, તેમાં કોટાકોટિ તથા કોટીકોટિ તથા કોટિકોટિ એ ત્રણ શબ્દ સાચા છે.

આ પ્રકારનો વિવાદ ચાલતે ચાલતે છેવટ દિગંબર બોલ્યો કે, હું હવે બોલવા સમર્થ નથી. મનેં દેવાચાર્યે જીતી લીધો. એમ પોતાના મુખથી કબુલ થયો. પછી સિદ્ધરાજે એને અપદ્વાર માર્ગે (રાજ માર્ગવનાને રસ્તે) કહાડી મુકયો તેથી કુમુદચંદ્રને મહા ખેદ થવાથી મોટો રોગ ઉત્પન્ન થયો ને મરણ પામ્યો.

હવે સિદ્ધરાજ ઘણોં આનંદ પામી શ્રીદેવાચાર્યનો મોટો પ્રભાવ વિસ્તાર કરવાને મોટી ધામધુમથી વાજતે ગાજતે તથા તેમના માથા ઉપર ધોળાં ચાર છત્ર ધારણ કરાવીને તથા ઘણા સેવકો ચામર કરે છે એ પ્રકારે શોભાનો ઠાઠ કરાવી, પગે ચાલતા રાજાએ દેવસૂરિનો હસ્ત ઝાલી, થાહડ નામા શ્રાવકે કરાવેલા મહાવીર સ્વામીના મંદીરમાં દરશન કરાવી, તેમના સ્થાનમાં મોટા ઉત્સવથી પ્રવેશ કરાવ્યો. તે થાહડે એ દિવસ ત્રણ લાખ રૂપૈયા વાપર્યા. યાચકોને દાન આપ્યાં. હે વાદિ ચક્રવર્તી! આ જગાએ પધારો ઇત્યાદિ શબ્દોને બોલતા બંદીજનોને એ માંગલિક મહોત્સવમાં ઘણો દ્રવ્ય લાભ થયો ને સઘળા નગરમાં એ આનંદ ઉત્સવ છવાઇ રહ્યો.

જીત પામેલા એ આચાર્યોને ઇચ્છા ન હતી તોપણ બળાત્કારે સિદ્ધરાજે પ્રસન્ન થઇ બાર ગામનો લેખ કરી આપ્યો. તે સમે ઘણા આનંદથી પંડિતો દેવસૂરિની સ્તુતિના શ્લોક બોલેલા (પૃ૦ ૧૭૧ જુઓ.) તેમનો અર્થઃ—

જેમ કોઇ આચાર્ય દેવની પ્રતિષ્ટા કરે તેમ તમે વસ્ત્રની પ્રતિષ્ટા કરી તેથી તમારા પ્રતાપથી અમારાં વસ્ત્ર રહ્યાં નહીં તો જરૂર દિગંબર થવું પડત. અન્યદર્શની (બીજા મતવાળા) સુખ પ્રશ્ન પૂછતી વખતે કહેશે કે, ઘણું સારૂં થયુંજે, તમારાં લુગડાં રહ્યાં. તે જગ્યાએ તમારૂં નામ અજર અમર થઇ ગયું, એવા તમને નમસ્કાર કરૂં છું. એમ પ્રદ્યુમ્નસૂરિ બોલ્યા. ૧.

સૂર્યસમાન દેવસૂરિ જો કુમુદચંદ્રને ન જીત્યા હોત તો આ જગતમાં કેડે વસ્ત્ર કોણ શ્વેતાંબરી પંહેરી શકત કોઇથી નજ પહેરાત! એટલે સૂર્યના પ્રતાપ આગળ ચંદ્રનો પ્રતાપ ઝાંખો પડે તેમાં શી નવાઇ! એમ હેમચંદ્રસૂરિ બોલ્યા. ૨.

કુમુદચંદ્ર અકિંચન (નિગ્રંથ સાધુ) થઇ પોતાનું મુનિવ્રત ભાગવા દેશ દેશાંતરે રઝળીને કીર્તિરૂપી કંથા ઉપારજન કરી લાવ્યો હતો. તેને દેવસૂરિએ છીનાંવી લેઇ નાગો કરી કાઢી મુકયો, એટલે એનું નિગ્રંથપણું ભાગવા ન દીધું. ભાવાર્થ જે કુમુદચંદ્રની બધી કીર્તિ લૂંટી લીધી! આ પ્રકારે ઉદયપ્રભસૂરિ બોલ્યા. ૩.

સ્વર્ગમાં રહેલા દેવોના સૂરિ બૃહસ્પતિ છે તેની ઉપમા આ દેવસૂરિને આપાય તેમ નથી કેમ જે આતો તેથી ઘણી અધિક વાદ વિદ્યા જાણે છે અને તેતો હજુ લેખશાળામાં (નીશાળમાં બીજો અર્થ દેવસભામાં) અભ્યાસ કરે છે. નિવાસ કરે છે. આ પ્રકારે મુનિદેવસૂરિ બોલ્યા. ૪.

જેની બુદ્ધિપ્રતાપના બળથી શરીર ઉપર ઓઢેલી કીર્તિરૂપી કંથાનો ત્યાગ કરી નગ્ન થયેલા કુમુદચંદ્રનો સરસ્વતી દેવીએ લજ્જા પામી ત્યાગ કર્યો, એવા દેવસૂરિ તમને આનંદ ઉપજાવો. વળી સમગ્ર કેવળીને આહાર છે. ૫.

આ પ્રકારનું અન્નછત્ર (સદાવ્રત) પ્રતિપાદન કરતા. વળી સ્ત્રીયોનો પણ મોક્ષ યુકિતથી પ્રતિપાદન કરતા. બૃહસ્પતિથી પણ અધિક પ્રતાપ દેખાડતા, ને દિગંબરને જીતી શ્વેતાંબરની મોટી પ્રતિષ્ઠા મેળવી આપનાર દેવસૂરી સાક્ષાત્ પ્રભુ છે. આ પ્રકારના બે શ્લોક મેરૂતુંગસૂરિ બોલ્યા. આ પ્રકારે દેવસૂરીનો પ્રબન્ધ પૂરો થયો.

હવે પાટણનો રહેનાર વંશ રહીત આભડ નામે વાણિયાનો પુત્ર એક કંસારાને હાટે વાસણ ઘસવાનું કામ કરી નિત્ય પોતાને અવસ્ય જોઇએ

એટલા પઈશા પેદા કરી શરીરનો નિર્વાહ કરતો હતો. તે એ વખત હે માચાર્યના ચરણ કમળમાં પડિકમણું કરતો હતો. તે ઘણો ચતુર હોવાથી અગસ્તિ મતની તથા બૌદ્ધ મતની રત્ન પરિક્ષાના ગ્રંથોનો જાણ થઇ, રત્ન પરિક્ષક પુરૂષોનો સમાગમ કરી તે કામમાં તેણે ઘણું ડહાપણ મેળવ્યું. પછી કોઇ સમયે પેલો વણિક, શ્રી હેમચંદ્રસૂરિ પાસે અલ્પ પરિગ્રહ પ્રમાણનો નિયમ લેવા તૈયાર થયો, તે વખતે સામુદ્રિક શાસ્ત્રના જ્ઞાનથી તેનું મોટું ભાગ્ય છે, એમ ધારી હેમાચાર્યે ત્રણ લાખ રૂપીયાનો પરિગ્રહ બળાત્કારે તેને રખાવ્યો.

પછી કોઇ દિવસે કોઇક ગામ જતાં તે વણિકને મારગમાં બકરાંનું ટોળું મળ્યું. તેમાં એક બકરીને ગળે તેના ધણીએ પથ્થરનો કડકો સારો જાણી બાંધેલો, તે દેખી આ વાણીઆને રત્નની પરિક્ષા હોવાથી તેણે તે બકરી તત્કાલ વેચાથી લીધી અને તેની કોટે બાંધેલા પથ્થરને ઘસાવી જોયો તો તે ઘણું ઉત્તમ જાતનું મોટુ રત્ન નીકળ્યું. પછી સિદ્ધરાજના મુગટ ઘડાવવાના પ્રસંગમાં તે રત્ન લાખ રૂપીએ વેચ્યું. તે મૂળ ધનથી વેપાર કરતાં એક દિવસ મજીઠની ભરેલી ગુણો આવી તે સર્વને વેચાતી લીધી. તેમાં વહાણવટીઓએ ચોરના ભયથી સંતાડી ઘાલેલી સોનાની કાંબીઓ (લાંબી લાકડીઓ) નીકળી. તે ધનથી નગરનો મોટો મુખ્ય શાહુકાર થયો. રાજાનો મોટો માનીતો નગરશેઠ બન્યો. જીનશાસનનો શોભાવનાર મહા દાનેશરી થયો. તેણે ગુપ્તપણે પોતાના દેશમાં તથા પરદેશમાં ઘણા જીર્ણોધાર પ્રશસ્તિ રહિત કરાવ્યા. વળી તે એમ સમઝતો હતો કે, ગુપ્તદાનનું મહા મોટું ફળ છે, એમ ધારી ધર્મ સબંધી કૃત્યો સર્વે ગુપ્ત કરતો. શાસ્ત્રમાં કહ્યું છે કે જેમ વેલીયોથી વીંટાયલો વૃક્ષ તથા મૃત્તિકાથી ઢંકાયલા સમસ્ત બીજ જેમ ઘણી વૃદ્ધિ પામે છે તેમ ગુપ્ત કરેલું પુણ્ય સેંકડો ઘણું થાય છે. આ પ્રકારે આભડશાનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ સિદ્ધરાજે સંસાર સમુદ્ર તરવાની ઇચ્છાએ સર્વ પંડિતોને એકઠા મેળવી દેવતત્વ તથા ધર્મતત્વને પાત્રતત્વ શું છે તેનો નિશ્ચય કરી કહો એમ પુછ્યું, ત્યારે સર્વે પંડિતોએ પોત પોતાના દર્શનને શ્રેષ્ટ બતલાવી અન્ય દર્શનની નિંદા કરી, તેથી રાજાનું ચિત્ત ચકડોલે ચડયું. ત્યારે હેમાચાર્યને બોલાવી આ સંદેહ કહ્યો. તે સાંભળી હેમાચાર્યે ચઉદ વિદ્યાનું રહસ્ય વિચારી પુરાણ સબંધી નિર્ણય કહ્યો.

પૂર્વે કોઈ મોટા વેપારીએ પોતાની પ્રથમ પરણેલી સ્ત્રીનો ત્યાગ ક-
રી પોતાના ઘરની સર્વ સમૃદ્ધિ કોઈ રાખેલી સ્ત્રીને અર્પણ કરી, તેને સ્વા-
ધીન રહેલા હતો. પછી પ્રથમ પરણેલી સ્ત્રીયે પતિવશ કરવાના ઔષધ
ની તજવીજ કરવા માંડી. તે વખત કોઇ ગૌડ દેશના બ્રાહ્મણે કહ્યું કે, હું
તને તારો પતિ એવો વશ કરી આપું, કે જેમ કોઈ જડ પદાર્થને દોરીએ
બાંધી જેમ નચાવે તેમ નાચે. એવું પતિને વશ કરનાર મહા પરાક્રમી
કામણ ઔષધ આપું. આ વાત સાંભળી તે સ્ત્રીએ તે પુરૂષનું મનરંજન
કરી તે ઔષધ લાવી અન્નમાં પતિને ભક્ષણ કરાવ્યું, પણ તે દિવસ ક્ષય-
તિથીવાળો હતો એટલી ચુક પડવાથી, તે દિવ્ય ઔષધના પ્ર-
તાપથી તે ધણી પુરૂષ મટી તત્કાળ બળદ થયો. ફરી તે બ્રાહ્મણ
ન મળવાથી તથા તે બળદપણું મટાડવાનો ઉપાય પણ ન પુછી
લેવાથી, એ સ્ત્રીને ઘણો પશ્ચાતાપ થયો. આ વાત પ્રસિદ્ધ થવાથી લો-
કોના તિરસ્કારને સહન કરતી તથા રૂદન કરતી સમૃદ્ધિનો નાશ થવાથી
એ સ્ત્રી ઘણું કષ્ટ ભોગવતી હતી. એક દિવસ વનમાં મધ્યાન સમયે ઉ-
નાળાના તાપથી તપેલી કોઈ લીલા તૃણવાળી જમીનમાં બળદરૂપી પતિને
ચારતી થાકીને કોઇ વૃક્ષ તળે બેઠી બેઠી પોતાના કર્મની નિંદા કરી અ-
તિશે વિલાપ કરતી હતી. એ સમયમાં આકાશમાર્ગે વિમાનમાં બેશી ઇ-
શ્વર પારવતી જતાં હતાં, ત્યારે પારવતીએ તે સ્ત્રીનો વિલાપ સાંભળી તેનું કારણ
ઈશ્વરને પુછ્યું. પછી પારવતીએ ઈશ્વરથી સઘળી વાત જાણી એ સ્ત્રીના
દુઃખને મટાડવાનો આગ્રહ કરી ઇશ્વર પાસે આકાશવાણી કરાવી તે સ્ત્રીને
સંભળાવ્યું જે, આ વિમાનની છાયા નીચે રહેલું ઔષધ ભક્ષણ કરાવવાથી
એ પુરૂષ થશે, એમ કહી ઈશ્વર પાર્વતી અંતરધ્યાન થયાં. પછી તે સ્ત્રીએ
વિમાનની છાયાની એંધાણી રાખી હતી તે છાયા તળેની ઔષધીના
અંકુરા લાવી લાવી ખવરાવવા માંડયા. તેમાં એક ઔષધીનો અંકુરો
એવો આવી ગયો કે, તેનું ભક્ષણ થવાથી તત્કાળ બળદ મટી પુરૂષ
થયો. તેમજ હે રાજન્ કળિકાળના પ્રતાપથી મહા મોહવડે પાત્રનું જ્ઞાન
ઢંકાઇ ગયું છે માટે સર્વ દર્શનનું આરાધન કરવાથી અજાણપણે પણ
પાત્ર મળવાથી મોક્ષ થાય છે. એ પ્રકારનો હેમાચાર્યનો નિર્ણય સર્વને
માનવા યોગ્ય થયો ને સિદ્ધરાજે સર્વ દર્શનનું ઘણું સનમાન કરવા માં-
ડયું. આ પ્રકારે સર્વ દર્શન માન્યતાનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ સિદ્ધરાજ કર્ણમેરૂ નામે પ્રાસાદમાં બેઠા બેઠા નાટક જુવે છે, તે વખત કોઇ ચણાના વેચનાર વાણિયાએ, તે નાટકમાં એવો ચમત્કાર દેખાડયો કે. પોતાના ખભા ઉપર કેટલાકને ઉપરાઉપરી બેસાડી તથા હાથ મુકાવી, અતોલ ભાર ઉચકી બનાવી અપૂર્વ નાટક લીલા કરી રંજન કરી ઘણા ઉંચે બેઠેલા રાજા પાસેથી કર્પૂર સહિત પાનબીડાની મોજ વારંવાર લીધી. પછી નાટકની સમાપ્તિ કરાવી સેવક પાસે તે વાણીયાનું ઘર જોવડાવી, પ્રાતઃકાળે સભામાં તે વાણિયાને બોલાવી રાજાએ પુછયું કે ,રાત્રિએ ઘણો ભાર ઉંચકવાથી તારો ખભો દુઃખતો હશે?

આ વચન સાંભળી વણિક્ બોલ્યો જે, હે રાજન્ ! આ સમુદ્ર, પર્વત યુક્ત સકલ પૃથ્વીનો ભાર આપ સાહેબ ખભે ઉપાડો છો તો તેની આગળ મારો ઉપાડેલો ભાર તૃણમાત્ર પણ નથી. આ પ્રકારનું તે વણિકનું સમયોચિત વચન સાંભળી રાજાએ ઘણો શિરપાવ આપ્યો. આ પ્રકારે ચણા વેચનાર વાયિાનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ સિદ્ધરાજ કર્ણમેરૂ નામે પ્રાસાદમાં નાટક વિગેરે તમાસો જોઇ, રાત્રિયે પાછો પોતાના મેહેલમાં આવતાં, માર્ગમાં કોઈ સાહુકારના ઘર ઉપર ઘણા દીવા જોઇ, ઘરના કોઈ માણસને બોલાવી પુછયું કે, આ ઘરમાં કેટલાક દીવા થતા હશે? ત્યારે તેણે કહ્યું કે એક લાખ દીવા થાય છે. પછી રાજાએ કહ્યું કે એને ધન્ય છે જે પોતાના ઘરમાં રહિ આ પ્રકારે દીવા બાળી રાત્રિ નિર્ગમન કરે છે! પ્રાતઃકાળે રાજાએ સભામાં બોલાવી તે ઘરધણીને પુછયુ કે તારી પાસે કેટલું ધન છે કે જેથી નિરંતર આ પ્રકારના દીવા બાળી ઉજ્જ્વળાશ રાખે છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે, મારા ઘરમાં ચોરાશી લાખ રૂપીઆ છે. પણ કોટિ દ્રવ્ય નથી, માટે રીસ કરી ચારે પાસ ઘરને પ્રદીપ્ત કરૂં છું આ વચન સાંભળી સિદ્ધરાજે દયા લાવી સોળ લાખ રૂપીઆ આપી તેને કોટિધ્વજ કર્યો. આ પ્રકરે ષોડશલક્ષ નામે પ્રબન્ધ પૂરો થયો.

વળી એક દિવસ સિદ્ધરાજે, વાલાક દેશમાં સિહોર નામે મોટા ગામનું, બ્રાહ્મણ લોકને નિવાસ કરવા સ્થાપન કરી, એક સો છ ૧૦૬ ગામનો લેખ કરી આપી આજીવિકાનો બંદોબસ્ત કરી આપ્યો હતો. પછી વાઘ સિંહના શબ્દ સાંભળી ભય પામતા બ્રાહ્મણોએ રાજા પાસે આવી મધ્ય દેશમાં નિવાસ

માગ્યો. ત્યારે સાબરમતીને કાંઠે આશાંબલી નામે ગામ રહેવા આપ્યું અને સિંહપુરથી ધાન્ય લેઇ આવતા જતાનું દાણુ માફ કરયું.

એક દિવસ સિદ્ધરાજે માળવે જતાં માર્ગમાં આવેલા વારાહી ગામના પટેલોને બોલાવી તેમની ચતુરાઇ જોવા સારૂં પોતાને બેસવાની સેજવાળી નામે વાહનને ઠીક કરવા થાપણ મુકી (રોગાન દેવા વાસ્તે ત્યાં રહેવા દેઈ) માળવે ગયો. ત્યારે તે ગામના સર્વે પટેલોએ એકઠા થઈ વિચાર કર્યો કે, આ સરકારી ભારે વસ્તુ સાચવવી એ કામ એક જણનું નથી, માટે આપણ સર્વે વેંહેચી લેઈએ. એમ કહી તેના અંગોપાંગ ભાગી તોડી કડકા કરી એક એક અંગ પોતપોતાને ઘેર લેઇ સાચવી રાખ્યાં. પછી રાજાયે માળવેથી આવી પોતે મુકેલી થાપણ માગી, ત્યારે સર્વેએ પોતપોતાના ઘેરથી એકએક કડકો લાવી રાજા પાસે નિવેદન કર્યો. રાજાયે આશ્ચર્ય પામી પુછ્યું કે આમ કેમ કર્યું? ત્યારે તે સર્વે બોલ્યા કે હે મહરાજ! અમારામાંથી કોઈ એક જણ એવો સમર્થ નથી કે જે આ વસ્તુને સાચવી રાખે? ચોરનો ભય ઘણો છે માટે એ વસ્તુ ચોરીમાં જાય તો સરકારને કોણ જવાબ આપવા સમર્થ થાય, માટે તેનાં અંગોઅંગ જુદાં કરી ઘણી ગુપ્ત રીત્યે સાચવી રાખ્યાં હતાં. આ વાત સાંભળી રાજાએ આશ્ચર્ય પામી તેમને બુચા એપ્રકારનું બિરૂદ આપ્યુ. તે ઉપરથી આજ ગામડાના બુચા ( મૂર્ખા ) એવો ઉખાણો કહેવાય છે. એ પ્રકારે વારાહી ગામના બુચાનો પ્રબંધ પૂરો થયો.

કયારેક સિદ્ધરાજે માળવો જીતી પાછા વળતાં ઉંજા ગામમાં સેનાનો પડાવ નાખ્યો હતો. તે ગામના લોક ઘણા રાજભક્ત હતા. તે એમ માનતા હતા કે આતો અમારા મામા આવ્યા છે. એમ વિચારી વિશેષ સ્નેહ બતાવી દહિ, દુધના પ્રવાહથી રાજાને ઘણા પ્રસન્ન કરતા હતા. તેજ રાત્રીએ રાજા ગુપ્ત વેશ કરી તે લોકનું સુખ દુઃખ તથા રાજા ઉપર પ્રીતિ જોવાને કોઇ એક પટેલને ત્યાં જઇ ઉભા રહયા. તે વખત તે પટેલ ગાયો ભેંસોને દોહન કરવાના કામમાં વ્યાકુલ હતો તોપણ આદરભાવ સન્માનથી બેસારી પુછ્યું કે હે મહારાજા! તમે કોણ છો? ત્યારે રાજા બોલ્યો કે ભાઇ હું તો શ્રીસોમેશ્વરની યાત્રા કરવા નીકળેલો દક્ષિણ દેશનો રહેનાર છું. ત્યારે તે બોલ્યો કે દક્ષણ દેશ કેવો છે, ને ત્યાંનો રાજા કેવો છે. ઈત્યાદિ વાતોનો

પ્રસંગ ચાલતે સિદ્ધરાજે કહ્યું કે, અમારા દેશના તથા અમારા રાજાની શી વાત કહીએ! નીતિશાસ્ત્રમાં રાજાના છન્નુ ગુણ કહ્યા છે, તે સર્વે અમારા રાજામાં છે. પણ તમારા ગુજરાતનો રાજા કેવો છે? ત્યારે તે બોલ્યો કે અહો અમારા રાજાનું પ્રજા પાલણ કરવાનું ડહાપણ તથા સ્નેહ એવો કોઇ રાજામાં થયું નથી ને થવાનું પણ નથી. પછી સિદ્ધરાજે ગુજરાતના રાજામાં કલ્પિત દોષ દેખાડવા માંડયા, ત્યારે તે બોલ્યો કે અમારા કમનશીબથી રાજાને પુત્ર નથી એટલોજ દોષ છે. પણ તે શિવાય દોષનો લેશ પણ નથી એમ કહેતાં શુદ્ધ અંતઃકરણથી આંખમાં આંસુ ધણાંઆવી ગયાં. આ પ્રકારનો સ્નેહ જોઇ, રાજા ધણુ પ્રસન્ન થઇ પોતાના સ્થાનમાં આવ્યો. પછી પ્રાતઃકાળે ગામના સર્વ પટેલો એકઠા થઇ રાજાને જોવા સારૂં આવી રાજાની આજ્ઞાથી સેવકોએ ન રોકતાં રાજતંબુમાં પેસી ગયા અને રાજાને રામરામ કહી સુવાના મોટા પલંગ ઉપર ઉપરાઉપરી પડતું નાંખી સર્વે બેશી ગયા. રાજસેવકોએ તેમને બેસવા વાસ્તે ખુરસી ઓદી આસન આપવા માંડયાં. ત્યારે તે બોલ્યા કે અમારે તો અહિં બેસવાનું ઠીક છે. એમ કહી પલંગ ઉપર હાથ ફેરવી તેનું કોમળપણું કહેવા માંડયું. આ જોઈ રાજાને ધણુ હસવું આવ્યું. એ પ્રકારે ઉંઝાના રહેનાર ગામડીઆ જડથા લોકનો પ્રબન્ધ પુરો થયો.

એક દિવસ ઝાલા રજપુતની જાતીનો માંગુનામે ક્ષત્રી સેવક સિદ્ધરાજની સભામાં આવે ત્યારે પોતાના શરીરનું ઘણું બળ જણાવવા વાસ્તે લોઢાની બે પરાઇયો પૃથ્વીમાં ખુપાવી તે ઉપર બેસતો ને ઉઠે ત્યારે ઉપાડી લેતો. તેને ભોજન કરવામાં એક ઘીનું કુલ્લુ (ઘીનો ઘડો) જોઈતુ હતું અને જમ્યા પછી દાઢી ધણી ધુવે તોપણ એ દાઢી મોટી હોવાથી એક આની પણ તેમાં ઘી ભરાઈ રહેતું હતું. એ ક્ષત્રી કયારેક શરીરે માંદો થયો ત્યારે રાજવૈદે પથ્ય પાળવા સારૂં કેવળ ખીચડી ખાવાની કહી. ત્યારે પાંચ માંણો (શેર ૧૨॥) ખીચડી વૈદના દેખતાં ખાઈ ગયો. તે ઉપર સારી પેઠે પાણી પીધું. ત્યારે વૈદ બોલ્યો કે આ શું કર્યું? હું તો આ વાતમાં હતો પણ તેં ભોજન વચે પાણી કેમ ન પીધુ આ કામ તો શાસ્ત્ર વિરૂદ્ધ થયું! કેમ જે શાસ્ત્રમાં કહ્યું છે કે ભોજનના મધ્ય ભાગમાં પાંણી પીવું તથા પાછલી ચાર ઘડી રાત્રિથી સૂર્યોદય થતા પેહેલું પાણી પીવું તે અમૃત સમાન

છે અને સૂર્યોદય થયા પછી જમ્યા વિના પાણી પીવું તે ઝેર જેવું છે તથા જમ્યા પછી તત્કાળ પીવું તે પણ તેવુંજ છે. ઈત્યાદિ શાસ્ત્રાર્થ સંભળાવવા માંડયો ત્યારે તે બોલ્યો કે, આ પ્રથમનું જમેલું તેનેજ આડખું ભોજન ગણી હવે તેના ઉપર એટલુંજ બીજું ભોજન કરૂં તો કેમ? એમ કહી ફરીથી ભોજન કરવાનો આરંભ કરવા માંડયો તેનો નિષેધ કરી વૈદ નાશી ગયો. એજ ક્ષત્રીને એક દિવસ સિદ્ધરાજે પુછયું જે, તું શસ્ત્ર ધારણ કેમ નથી કરતો ત્યારે તે બોલ્યો કે જે સમે જે હાથે ચડયું તે શસ્ત્રજ છે. પછી એક દિવસ એની પરીક્ષા જોવા એ સ્નાન કરવા બેઠો હતો, તે વખતે તેના ઉપર રાજાની આજ્ઞાથી માહાવતે હાથીને ધસાવ્યો. ત્યારે તેણે આસપાસ જોતાં કોઈ વસ્તુ હાથમાં ન આવી ત્યારે પાસે બેઠેલા શ્વાનને ઝાલી હાથીની સુંડ ઉપર પછાડયો. મર્મસ્થળમાં વાગવાથી ઓચકાઈ ઉભેલા હાથીનું પુછડું ઝાલી અંવળે મોઢે એટલું બધું ખેચ્યો કે, તેનાં આંતરડાં તુટી ગયાં પછી તેણે મહાવતને કહ્યું કે, તારે જીવવાની આશા હોય તો હાથી ઉપર થી ઉતરી પડ, નહિ તો હાથીની જોડે તું પણ મરીશ. એમ કહેવાથી મહાવત ઉતર્યો કે, તરત હાથી હેઠળ પડી મરણ પામ્યો. એજ ક્ષત્રી જ્યારે મ્લેચ્છ લોકના ભયથી ગુજરાતનો રાજા નાઠો ત્યારે સંગ્રામમાં ઘણા મ્લેચ્છનો ઘાણ વાળી મરણ પામ્યો. તે જગાએ પાટણમાં આજ પણ માંગૂ સ્થંડિલ, એ પ્રકારે તે સ્થાનની પ્રસિદ્ધિ છે. એ પ્રકારે માંગૂ ઝાલાનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ મ્લેચ્છ રાજના પ્રધાનો પાટણમાં આવ્યા. આ વાત જાણી રાજાએ મધ્ય દેશના ચમત્કારી વેષધારીયોને બોલાવી તેમને કાંઈ રહસ્ય વાર્તા કહી અદભૂત વેષ ભજવવાની રજા આપી. પછી સાયંકાળે સિદ્ધરાજ પોતાની સભાના ઈંદ્ર સભા જેવો સારો ઠાઠ કરી બેઠો. તે સભામાં મ્લેચ્છના પ્રધાનો પણ આવી બેઠા. તેવામાં ઓચિંતો ઘણો વાયુ વાયો. એટલાકમાં આકાશથી ઉતરતા અને માથા ઉપર સોનાની મોટી ઈંટયો મુકી છે તેથી સુવર્ણ જેવા શોભતા બે રાક્ષસને આવતા દેખી, સભાના સર્વે લોક દેખતાં તેમણે રાજાના ચરણકમળમાં તે સુવર્ણની ઈંટોરૂપી ભેટ મુકી, નમસ્કાર કરી સાષ્ટાંગ દંડવત કરી હાથ જોડી બોલ્યા. હે માહારાજા! લંકા નગરીમાં વિભીષણ રાજા આજ દેવપૂજન કર્યા

પછી પોતાને રાજ્ય આપનાર શ્રી રઘુકુળ તિલક શ્રી રામચંદ્રજીનું સ્મરણ કરતાં જ્ઞાનદૃષ્ટિથી જોયું, ત્યારે એવું માલુમ પડયું જે તે શ્રી રામચંદ્ર પ્રભુએ આજ ચૌલુક્ય કુળમાં શ્રી સિદ્ધરાજરૂપે અવતાર ધારણ કર્યો છે, એમ જાણી અતિ સ્નેહથી મળવાની ઇચ્છાયે કહાવ્યું છે કે હું પ્રભુચરણ કમળનાં દર્શન કરવા આવું કે, પ્રભુ મારા ઉપર કૃપા કરી અહીં આવી દર્શન આપશે?! આ વાતનો નિર્ણય કરવા અમને મોકલ્યા છે. આ વાત સાંભળી સિદ્ધરાજ મનમાં કાંઈક વિચારી બોલ્યા કે, અમેજ અમારી આનંદની લેહેર આવશે ત્યારે વિભીષણને મળવા આવીશું. એમ કહી પોતાના કંઠમાંથી એકાવલી હાર કહાડી પ્રસાદીરૂપ અર્પણ કર્યો. તે લેઇ રાક્ષસ બોલ્યા કે, અમારા લાયક કામકાજનીવખતે અમારૂં વિસ્મરણ ન કરવું. એમ કહી આકાશમાર્ગે ચાલ્યા ગયા. આ ચમત્કાર જોઇ મ્લેચ્છના પ્રધાનો ભયભ્રાંત થઇ પોતાની હીમત હારી નમ્રતાપૂર્વક વિનય વચન બોલી સિદ્ધરાજે આપેલી પોતાના રાજાને આપવાની ભેટ વિગેરે પ્રસાદી લેઇ એકદમ પલાયન કરી ગયા. એ પ્રકારે મ્લેચ્છ રાજને આવવાનાં નિષેધનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ કોલ્લાપુરના રાજાની સભામાં ભાટ ચારણોએ સિદ્ધરાજની કીર્તિ ઘણી વિસ્તારી. એ સાંભળી તે રાજા બોલ્યો કે અમે ત્યારે સાચું માનીયે કે જ્યારે અહીં અમને પ્રત્યક્ષ કાંઇપણ ચમત્કાર દેખાડે તો સિદ્ધરાજની સિદ્ધાઈ ખરી નહી તો સર્વે ગપ્પાં. એમ કહી અપમાન કરી તે લોકને કહાડી મુકયા. તેમણે આવી સિદ્ધરાજને આ બધી વીતેલી વાત સભામાં કહી. ત્યારે સિદ્ધરાજે સભામાં બધે નજર ફેરવી. ત્યારે તેમાંથી એક પુરૂષ રાજાનો અભિપ્રાય સમજી હાથ જોડી ઉભો થયો, તેને લેઇ રાજા એકાંતે બેઠા. ત્યારે તેણે પોતાના મનનો સર્વ અભિપ્રાય રાજાને જણાવ્યો કે, જો ત્રણ લાખ રૂપીઆ ખરચના આપો તો તમારા તરફથી સિદ્ધાઈનો ચમત્કાર તે રાજાને જણાય. પછી સિદ્ધરાજે તેજ વખત ત્રણ લાખ રૂપીયા આપ્યા. તેથી તેણે એક મોટા વેપારી વાણીયાનો વેશ લેઈ, ત્રાંબા પીતળના વાસણનો સંગ્રહ કર્યો. સિદ્ધરાજનો સઘળો વેષએટલે રતનજડીત સોનાની પાવડીઓ તથા બે કુંડળ તથા શ્વેત છત્ર તથા યોગ દંડ, યોગ પટ્ટ વિગેરે રાજચિન્હ લેઇ શુભ મુહૂર્તમાં પ્રયા-

ણુ કરી થોડા દિવસમાં કોલાપુર જઈ વેપારીની દુકાન માંડી રહયો. પછી તે નગરના રાજાની સ્ત્રીયો દીવાળીના દિવસમાં મહાલક્ષ્મી માતાના મંદિરમાં રાત્રિને સમયે પૂજા કરવા આવી હતી, તેજ વખતે તે પુરૂષે સિદ્ધરાજનો સઘળો વેષ ધારણ કરી, ઊંચુ ઉછાળવાની કળા જાણનાર જક્ષ જેવા બર્બર નામના બળવાન પુરૂષ ઉપર બેશી ઓચિંતો તે દેવિના પ્રાસાદમાં પ્રગટ થયો અને તેણે રત્નસુવર્ણમય પૂજા સામગ્રીથી દેવીની પૂજા કરી ત્યાં આવેલી રાજાની સઘળી રાણીયોને પણ ઘટે તેવાં પ્રસાદી પાન બીડાં આપ્યાં અને સિદ્ધરાજનો નામાંકિત સઘળો વેષ પૂજાના મિષથી દેવીને અર્પણ કરયો. તેથી રાણીયો ઘણું આશ્ચર્ય પામી અને નજરે જુવે છે; એટલામાં જેમ આવ્યો હતો તેમજ ભભકાબંધ જલદીથી આકાશ માર્ગે ઉડી પોતાના મુકામમાં દાખલ થયો. રાત્રિનું જાગરણવ્રત પુરૂ થયા પછીથી પ્રાતઃકાળે રાણીયોયે સિદ્ધરાજ દેવી પૂજન કરી ગયો, એ સઘળું રાત્રીનું વૃતાંત રાજાને નિવેદન કરયું. આ વિરોધી રાજાનું વૃત્તાંત સાંભળી ભયભ્રાંત થઇ તે સઘળી સામગ્રી સિદ્ધરાજને પાછી આપવા સારૂં પોતાના પ્રધાનોને પાટણ મોકલ્યા. પછી પેલા કપટી વેપારીએ પોતાની સઘળી દુકાન સમેટી લેઇ ગુપ્ત રીતે એક પુરૂષને મોકલી સિદ્ધરાજને એવી ખબર આપી કે, મારા આવતાં સુધી અહિંના આવેલા પ્રધાનોને દેખા નદેવી. પછી પોતે પણ થોડા દિવસમાં પાટણ આવી સઘળું વૃતાંત રાજાને નિવેદન કરયું. પછી તે આવેલા પ્રધાનોને પણ રાજાયે ઘટે તેવો સત્કાર કરી વિદાય કર્યા. આ પ્રકારે કોલાપુરના રાજાનો પ્રબન્ધ પૂરો થયો.

સિદ્ધરાજે માળવેથી યશોવર્મ રાજાને બાંધી આણ્યો એ પ્રસંગમાં સીલન નામના કોઇ કૌતકીં પુરૂષે રાજાની આગળ કૌતુક કરતાં કરતાં એમ ગાયું કે નાવડામાં (જળ તરવાનું નાનું નાવડુ) સમુંદ્ર ડુબ્યો. આ પ્રકારનું અસંભવીત કહેલું સાંભળી રાજાએ તેનો તિરસ્કાર કર્યો. ત્યારે તેણે તેનો અર્થ કહી સંભળાવ્યો જે, સમુદ્ર સમાન માળવાનો રાજા નાવડા જેવી ગુજરાતની ધરતીમાં ડુબ્યો. આ પ્રકારે અલંકારની યુક્તિ કહી તેથી રાજાયે પ્રસન્ન થઇ તેને સોનાની જીભ કરાવી આપી. આ પ્રકારે સીલણા નામે મશકરાનો પ્રબન્ધ પૂરો થયો.

ક્યારેક સિદ્ધરાજનો મહાચતુર સંધિવિગ્રહનો કરનાર પુરૂષને કાશીપુરના સ્વામી જયચંદ્ર રાજાયે, અણહિલપુરના પ્રાસાદ, વાવ્ય, તળાવ કૂવા, વિગેની ખબર પુછતાં, એક મોટો દોષ દેખાડયો, જે તમારા રાજાને ત્યાં બીજુ બધું તો ઠીક છે, પરંતુ એક મોટા દોષમાં સર્વે ગુણનો નાશ થાય છે જે, શહસ્ત્રલિંગ સરોવરનું જળ શિવનિર્માલ્વ થયું, માટે તેનો સ્પર્શ પણ ન થાય. તે જળનું સેવન કરનારાઓના બે લોક બગડે છે. આ લોકમાં તેમનો ઉદય ન થાય તો પરલોકમાં શાનોજ થાય, માટે સિદ્ધરાજે સહસ્ત્રલિંગ સરોવર કરાવ્યું, એજ કામ ઘણું અઘટિત કર્યુ છે. તે રાજાનું વચન સાંભળી અંતરમાં કોપ પામેલો સંધિવિગ્રહિક બોલ્યો, આ વારાણસીમાં કયાંનું પાણી પીવાય છે? ત્યારે રાજા બોલ્યો ? સાક્ષાત્ ગંગાજીનું. ત્યારે તે બોલ્યો કે શું ગંગાજી શિવ નિર્માલ્ય નથી! શિવના મસ્તક ઉપરજ ગંગાજીનો નિવાસ છે. એમ કહી પોતાના રાજાની સરસાઈ દેખાડી. એ પ્રકારે ગુર્જર પ્રધાનની યુક્તિનો પ્રબંધ પુરો થયો.

એક દિવસ કર્ણાટ દેશમાંથી આવેલા સંધિવિગ્રહિક પૂરૂષને મહારાણી શ્રીમયણલ્લ દેવીયે, પોતાના પીતા જયકેશિના શુભ સમાચાર પુછયા ત્યારે તે પુરૂષે પોતાની આંખમાં આંસુ લાવી બોલ્યો કે હે સ્વામિનિ ! મહારાજ શ્રી જયકેશીરાજાએ ભોજન સમયે હમેશાંના નિયમ પ્રમાણે પોતાના વહાલા પોપટને પાંજરામાંથી ભોજન કરાવવા વાસ્તે બોલાવ્યો ત્યારે પોપટ બોલ્યો કે આસપાસ તજવીજ કરી જુઓ જે બીલાડો ઉભો તો નથી ? પછી રાજા ભોજન કરવામાં ઉતાવળો થયેલો માટે આસપાસ જરા જોઇ બોલ્યો કે, અહિં કોઇ બીલાડો નથી. એમ કરતાં જો બીલાડો તને આવી મારશે તો હું પણ તારી જોડે બળી મરીશ. માટે તારૂં ડાહાપણ મુકી છાનોમાનો આવી જોડે જમવા બેસ. એમ ક્રોધમાં રાજાએ કહ્યું ત્યારે તે પોપટ પાંજરામાંથી ઝટ નીકળી રાજા જોડે ભોજન કરવા સોનાના થાળમાં આવી બેઠો. આ વખત રાજાના પાટલા તળે પ્રથમથી આવી ગુપચુપ સંતાઇ રહેલા બીલાડાએ ઓચિંતો તલપ મારી પેલા પોપટની ડોકી તત્કાળ મરડી નાંખી. હાંહાં કરતા રાજાએ હાથમાં ઝાલેલો ભોજન કરવાનો કવલ (કોળીયો) તત્કાળ ત્યાગ

ર્યો તથા શોક કરી પોપટની જોડે બળવા તૈયાર થયો. તેને ઘણા સારા સારા પ્રધાનો વિગેરે પુરૂષોએ સમઝાવ્યો પણ એ રાજા સમજ્યો નહીં, ને બોલ્યો જે મારૂં સઘળું રાજ્ય જાવ, તથા મારી ધન દોલત સંપાત જાવ તથા પ્રાણ પ્રયાણ કરો, પણ જે મેં મારા મુખથી કહ્યું છે તે કદાપિ અન્યથા નહીં થાય. એમ કહેતાં કહેતાં ઇષ્ટ દેવની પેઠેજ તેનું સ્મરણ કરતાં રાજાએ ચિતા ખડકાવી તેમાં પોપટને લેઇ પ્રવેશ કર્યો.

આ વાત સાંભળી મયણલદેવી ઘણા શોક સમુદ્રમાં પડી ડુબી ગઈ. તેને ઘણા વિદ્વાનોએ ઘણે કાળે ઘણા ઉપદેશરૂપી હસ્તદાનથી (હાથે ઝાલી) બારણે કહાડી. પછી તે રાણી પિતાના શ્રેય માટે સોમેશ્વરની યાત્રાએ ગઇ ત્યાં કોઈ ત્રિવેદી બ્રાહ્મણને બોલાવી કહ્યું કે, ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણ જન્મનું મારૂં પાપ ગ્રહણ કરે તો આ સઘળું દ્રવ્ય એટલે દાન વાસ્તે નાખી મુકેલું સુવર્ણ હાથી ઘોડા વીગેરે ધન તને આપું. આ રાણીનું વચન સાંભળી ઘણો આનંદ પામી તે વાતનો અંગીકાર કરી, ને બ્રાહ્મણે રાણીએ સંકલ્પ કરી આપેલું પાપના ઘડાએ સહિત સઘળું દ્રવ્ય લેઇ, સઘળા બ્રાહ્મણોને એકઠા કરી પોતે દાન કરી દીધું.

આ જોઇ રાણીએ પુછ્યું કે આમ કેમ કર્યું. ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે, પૂર્વ જન્મમાં તમે પુણ્ય કર્યું હશે તેથી આ જન્મમાં રાજાની રાણી થયાં છો ને રાજાની માતુશ્રી પણ થયાં છો. વળી અતીશે મોટાં દાન આપ્યાથી આવતો જન્મ પણ ઘણોજ સારો થશે એમ ધારી તમારા ત્રણ જન્મનું પાપ લીધું. તે પાપનો ઘડો પણ બીજા કોઇએ લીધો હોત તો પોતાને તથા તમને સંસાર સમુદ્રમાં બુડાડત, ને મેં તો લઇ સઘળું દાન કરી દીધું તેથી આપ્યા કરતાં આઠ ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. આપ્રકારની યુક્તિ સાંભળી સર્વે ખુશી થયાં. એ પ્રકારે પાપના ઘડાનો પ્રબન્ધ પુરો થયો.

વળી કોઈ એક દિવસ સિદ્ધરાજ માળવામાં વિરોધ કરી પોતાના દેશમાં આવતો હતો, તે વખતે મોટા મોટા ભીલ્લ લોકોએ તેનો માર્ગ રોકયો. આ વાત • સાંતૂ નામના પ્રધાને જાણી, ગામો ગામથી ઘોડા ઉઘરાવી તથા બળદ ઉપર પલાણ મંડાવી યુક્તિથી ઘણું લશ્કર મેળવી, ભિલ્લોને ત્રાસ પમાડી, રાજાને સુખેથી પોતાના દેશમાં લાવ્યો. એ પ્રકારે સમયોચિત બુદ્ધિબળ વાપરનાર સાંતૂ મંત્રીનો પ્રબન્ધ પૂરો થયો.

એક દિવસ વંઠ જાતિના બે બુદ્ધિમાન રાજ સેવકો, રાત્રે સિદ્ધરાજની ચરણ સેવા કરતા હતા, તે વખતે રાજાને નિદ્રાવશ થએલો જાણી, બંને જણ થોડે દૂર જઈ, પરસ્પર વાત વિનોદ કરવા લાગ્યા. તેમાંથી એક જ-ણ બોલ્યો કે, આપણો રાજા સેવક જનને કલ્પવૃક્ષ સમાન છે. વળી તે સર્વ રાજ ગુણનું સ્થાન છે. બિજો બોલ્યો કે, એ વાત સાચી, પરન્તુ રાજાને પણ રાજ્ય આપનાર એના પૂર્વ જન્મનું કર્મ છે, માટે કર્મ એજ મુખ્ય છે અને અન્ય જનને રાજા તરફથી કંઈ પ્રાપ્ત થવું, એ પણ તેના ભાગ્યમાં હોય છે તોજ રાજાથી તેને આપી શકાય છે. આ વાત સિદ્ધ-રાજે સુતાં સુતાં સાંભળી અને બિજે દિવસે કર્મની પ્રશંસા કરનારને જુઓ પા ના તથા પોતાની પ્રશંસા કરનારને, પ્રસન્ન કરવા સિદ્ધરાજે એક લેખ કરી આપ્યો કે, આ લેખ લઇ આવનારને સો ઘોડાનો ઉપરી—સરદાર બનાવવો. આ લેખ લઇ તેને સાંતુમંત્રિ પાસે મોકલ્યો. પછી તે લેખ લઇ અગાશી ઉપરથી નીચે ઉતરતાં, તેનો પગ ખશી ગયો ને નિચે પડયો, તેથી તેનો પગ ભાગ્યો. કર્મવાદી તેના મિત્રે તેને ડોળીમાં ઘાલી ઘેર આણ્યો. પછી રાજાની પ્રશંસા કરનાર સેવકે પોતાનો લેખ પોતાના કર્મવાદી મિત્રને આપ્યો, તે લઈ તે મંત્રિ પાસે ગયો. લેખ જોઇ મંત્રિ-એ તેને સો ઘોડાનો ઉપરી-સરદાર બનાવ્યો. આ વાત રાજાએ જાણી સર્વ કરતાં કર્મનેજ બળવાન માન્યું. તે ઉપર શ્લોક છે (પૃ૦ ૧૮૮ જુવો) તેનો અર્થઃ—

શરીરની સારી આકૃતિ, સારૂં કુળ, સારૂં આચરણ, સદ્વિદ્યા અને સદ્ પૂરૂષની કરેલી સેવા એ સર્વે ફળીભૂત થતાં નથી, પણ જેમ કાળે કરીને વૃક્ષ ફળે છે તેમ પૂર્વે તપથી સંચય કરેલાં સુભકર્મજ પુરૂષને ફળીભૂત થાય છે.

ઇતિ વંઠ જાતિના કર્મવાદિ રાજ સેવકનો કર્મપ્રધાન પ્રબંધ પૂરો થયો.

આ જગ્યાએ કેટલાક કવિયોએ સિદ્ધરાજની કરેલી સ્તુતિના શ્લોક છે (પૃ૦ ૧૮૯ જુઓ) તેમનો અર્થઃ—

શત્રુએ કરેલા તમામ કપટોને નાશ કરનાર તેમના વંશનો ઉચ્છેદ કરી આખી પૃથ્વીમાં જેણે એક છત્ર રાજ્ય કર્યું છે એવો જયસિંહ નામે રાજા સર્વોપરિ જયવંતો વરતો. ॥ ૧ ॥

જીતવાને ઇચ્છનાર પુરૂષો શત્રુ તરફની એક માત્રા અધિક હોય તોપણ તે સહન નથી કરી શકતા એ વાત સાચી છે, કેમકે હે સિદ્ધ-રાજ! તમો ધરાનાથ છો ( પૃથ્વીના સ્વામી ) માટે ધારાનાથને ( ધારા નગરીનો ધણી યશોવર્મા રાજાને ) જીતી બાંધીને લઇ આવ્યા. ભાવાર્થ એ છે જે ધરાનાથ કરતાં ધારાનાથ શબ્દમાં એક માત્રા વધારે છે માટે ॥૨॥

જેમ કોઇ ઘણી સ્ત્રીઓના પતિને કોઇ અતિશે રૂપવાન નવીન સ્ત્રી પોતાની મેળે આવી મળે અને તેમાં તે આશક્ત થાય પછી પોતાની બી-જી બધી સ્ત્રીઓ પોતાની મેળે માનભ્રષ્ટ થાય તેમ સર્વે નદીયોને તથા સમુદ્રને ઉદ્દેશીને સિદ્ધરાજની સ્તુતિ કરે છે. હે સરસ્વતિ નદી! તું તારા માનનો ત્યાગ કર. હે ગંગા નદી ! તું તારા રૂપરંગનો ગર્વ છોડી દે! હે જમના નદી ! તું તારં કુટીલપણું મુકી દે! હે રેવા નદી ! તારી ચંચ-ળાઇ જવા દે ! કેમ જે તમારો ધણી સમુદ્ર તો નવિ રૂપવાન આવેલી સ્ત્રી-માં એક રસ રંગાઇ ગયો છે. અર્થાત્ સિદ્ધરાજની તરવારથી નાશ પામેલા શત્રુના ખભામાંથી ઉછળતા રૂધિરના પ્રવાહથી થયેલી નદીરૂપી નવિ સ્ત્રી-માં સમુદ્ર આસક્ત થયો છે. માટે તમો સર્વે ગર્વનો ત્યાગ કરો. ॥ ૩ ॥

હે શોભાયે યુક્ત શત્રુને જીતનાર! શ્રી સિદ્ધરાજ જયસિંહ તમ-ને શત્રુ સન્મુખ પ્રયાણ કરવાનો મોટો ઉત્સાહ થાય છે. ત્યારે જળમાં રહે-નારી માંછલીઓને એવો વિચાર થાય છે કે, ઘણું લશ્કર આ સરોવરનું પાણી વાપરશે તેથી સુકાઇ જશે ને મારા સ્વામિનો નાશ થવાથી હું વિ-ધવા થઇશ, એવી ચિંતા કરી રૂદન કરે છે તથા મક્ષિકા ( માખ્યો ) હસે છે કે, જે મદોન્મત હાથીના ગંડસ્થળ ઉપર ભ્રમર ગુંજારવ કરતા હતા, તે સંગ્રામમાં કપાઇ પડવાથી આપણે આનંદનો દિવસ થશે એમ ધારી હસે છે. વળી સંગ્રામમાં જતા શૂરવીરની સ્ત્રિયોને એમ વિચાર થાય છે જે, અમારા ધણિ સંગ્રામમાંથી પલાયન ( નાસવું ) ન કરતાં સન્મુખ છા-તિના ઘા અંગીકાર કરી આવશે કેમજે, મારૂં ડાબું અંગ ફરકે છે. ॥૪॥

સિદ્ધરાજે પોતાને શરણાગત આવી નમતા આનાક નામના રાજાને ઘણા દ્રવ્ય સહિત સવા લાખ ઘોડાનું અધિપતિપણું જેમાં છે એવો સ-પાદલક્ષ દેશ આપ્યો ને લડાઈ કરનાર યશોવર્મ રાજા પાસે માલવ, ( મા, એટલે લક્ષ્મી તેનો લવ માત્ર) હતો [ માળવો દેશ ] તે પણ છિનાવી લીધો કારણ કે તે અહંકાર કરી સામો થતો હતો ॥ ૫ ॥

ઇત્યાદિ ઘણી સ્તુતિના શ્લોક તથા પ્રબન્ધો, એ રાજા વિષે પ્રસિદ્ધ છે. એ પ્રકારે સિદ્ધરાજે ૪૯ વર્ષ રાજ કર્યું.

આ પ્રકારે મેરૂતુંગાચાર્યે કરેલા પ્રબન્ધ ચિન્તામણિનો ત્રીજો સર્ગ સમાપ્ત થયો. ॥ ૩ ॥

# कुमारपालप्रबन्धः सर्गः ४

આ રાજાની ઉત્પત્તિ પણ મોટા ભીમદેવથી ચાલી આવેલી છે. જ્યારે મોટો ભીમદેવ અણહિલપાટણમાં રાજ્ય કરતો હતો ત્યારે, એ શેહેર લક્ષ્મીથી ભરપૂર હતું. તેમાં ચૌલાદેવી નામે એક પ્રસિદ્ધ વારાંગના રહેતી હતી. તે ઘણી રૂપાળી તથા ગુણવાળી હતી. જો કે તે ગણિકા હતી તોપણ, ધર્મ મર્યાદા એવી પાળતી હતી કે, પતિવ્રતા સ્ત્રીને પણ અતિ ક્રમણ કરે !! આ વાત લોકમાં ઘણી ચર્ચાવાથી, રાજાને કાને પડી. તેનો વિચાર કરી તે વાતની પરીક્ષા કરવાને, રાજાએ સવાલાખ રૂપીઆની કટારી સેવકો સાથે મોકલી, એ ગણિકાને ઘરેણે લીધી. પ્રાચીન કાળમાં ગણિકાઓનો વ્યાપાર બે પ્રકારનો ગણાતો હતો. એક બંધીનો તથા બીજો છુટીનો. તેમાં બંધીનો ઉત્તમ ગણાતો હતો, કેમકે અમુક દ્રવ્યથી અમુક કાળ સુધી પોતાના આશકનીજ આજ્ઞામાં રહે. એ પ્રકારે એ ગણિકાને ઘરેણે રાખી. એ બંધી પ્રમાણે બરાબર વર્તે છે કે નહી ? તે ચરચા જોવાને, ભીમદેવે પોતાનાં કેટલાંક ગુપ્ત માણસો તેની દેખરેખ માંટે રાખ્યાં. તેજ રાત્રે એવો પ્રસંગ બન્યોકે, રાજાને માળવા જીતવાનું શુભ મુહૂર્ત સાધવા શેહેર બાહાર પ્રસ્થાન કરવાની જરૂર પડી અને બીજે દિવસે મોટા લશ્કર સહિત રાજા માળવે ગયો. માળવાનો રાજા પણ મહા પરાક્રમી હતો, તેથી યુદ્ધ બે વર્ષ સુધી જારી રહ્યું અને ભીમદેવથી પાટણ આવી શકાયું નહી.

હવે ભીમદેવે ઘરેણે રાખેલી ચૌલાદેવીએ બે વર્ષ સુધી, કોઈપણ પુરૂષ સામું ન જોતાં, પોતાનું શીળવ્રત પતિવ્રતાની માફક પાળ્યું. જ્યારે મહા પરાક્રમી ભીમદેવ માળવા જીતીને પાછો પાટણ આવ્યો ત્યારે, ચૌલાદેવીને ઘરેણે રાખવાની વાત યાદ આવી, તેથી તેની દેખરેખ માટે રાખેલા સેવકોને તેના સમાચાર પુછ્યા. તેઓએ તેનાં ઘણું વખાણ કરી કહ્યું કે, એ ગણિકા આપની ઉપરજ નિષ્ઠા રાખી રહી છે. અમોએ કોઇ પ્રકારનો દોષ તેનામાં જોયો નથી. રાજાએ આવી રીતનું સેવકોનું કહેવું

સાંભળવાથી તથા શેહેરના લોકોમાં પણ તેની ઘણી કીર્તિ ચાલવાથી, રાજાનું મન ચૌલાદેવી તરફ વિશેષ ખેંચાયું, તેથી અન્તે તેને પોતાના અંતઃપુરમાં સ્ત્રી કરી રાખી.

એ ગણિકાને હરિપાળ નામે પુત્ર થયો. હરિપાળનો ત્રીભોવનપાળ અને ત્રીભોવનપાળનો કુમારપાળ નામે પુત્ર થયો. કુમારપાળ ક્ષાત્રિ ધર્મમાં નિપુણ હતો તોપણ મહા દયાળું અને પરદારાનો ત્યાગી હતો. કુમારપાળમાં રહેલાં રાજ ચિન્હ જોઇ, સામુદ્રિક શાસ્ત્ર જાણનાર પંડિતોએ સિદ્ધરાજને વિદિત કરયું કે, આપના પછી કુમારપાળ રાજ્યનો ભોકતા થશે. એની ઉત્પત્તિ હીન જાતિથી થએલીછે અને તે મારી ગાદીનો ભોકતા થશે, એમ વિચારી સિદ્ધરાજે નિરંતર તેના વિનાશનો અવસર શોધવા માંડયો. સિદ્ધરાજનો આ ક્રૂર વિચાર જાણી, કુમારપાળે પોતાને મારી નાખશે એવી ભીતિથી, તાપશનો વેશ લઈ, નાના પ્રકારના દેશાંતરમાં ભ્રમણ કરવા માંડયું. આમ કેટલાંક વર્ષ ભ્રમણ કર્યા પછી, પાછો પાટણ આવી કોઇ મઠમાં તપસી ભેગો રહ્યો.

આ દરમીયાનમાં સિદ્ધરાજના પિતા કર્ણદેવના શ્રાદ્ધનો દિવસ આવ્યો, તેથી સિદ્ધરાજે ઘણી શ્રદ્ધાથી સર્વ તપસ્વીઓને ભોજનનું નિમંત્રણ કરી તેડાવ્યા અને મહા આદરથી સિદ્ધરાજ પોતાના હાથે સર્વ તપસ્વીઓના પગ ધોવા બેઠો. અનુક્રમે પગ ધોતાં તપસ્વીનો વેશ ધારણ કરેલા કુમારપાળના પગ ધોવાનો વારો આવ્યો. તેના કમળ જેવા કોમળ પગ હાથ વતે સ્પર્શ કરી, તેમાં રહેલી ઉર્દ્ધરેખા આદિક રાજ ચિન્હ જોઈ, આ કોઇ રાજ્યાર્હ [રાજ્ય કરવા યોગ્ય] પુરૂષ છે, એમ ધારી નિશ્ચલ દૃષ્ટીએ જોઇ, આ કુમારપાળ તો નહિ હોય! એવા સંકલ્પ વિકલ્પમાં પડયો! તે જોઇ કુમારપાળે સિદ્ધરાજના હૃદયનો પાર પામી જઇ, ભોજનનો ત્યાગ કરી, વેશ બદલી કાગડાની પેઠે નાઠો અને આલિંગ નામના કુંભારના ઘરમાં સંતાયો, કુંભારે પોતાના આંગણામાં વાસણ પકવવાના નિમામાં સંતાડી તેની રક્ષા કરી, જેવો કુમારપાળ નાઠો તેવાંજ રાજાના માણસો પણ તેને પકડવા તેની પાછળ લાગ્યાં. રાજાનો સખ્ત હુકમ હતો જે, એને ગમે તે પ્રકારે પકડી આણવો, તેથી તેઓએ ઘણો ત્રાસ પાડયો. આથી કુમારપાળ કુંભારના નિમામાંથી નાસી ઘણા વીકટ

રસ્ત થઇ, એક ખેતરમાં જ્યાં તે ખેતરના રખેવાળો, વાડ કરવા સારૂં મોટાં ક્હાંટાવાળાં ઝાડોનાં ડાંળાં કાપી, તેના ઢગલા કરતા હતા, તે ઢગલામાં તેઓએ કુમારપાળને સંતાડયો. રાજાનાં માણસો પણ તેને પગલે પગલે એ ખેતરમાં આવ્યાં. તેઓએ ભાલાઓ મારી તે ઢગલામાં ઘણું જોયું, પણ ખેત[illegible]એ તેને એવી યુકતીથી સંતાડયો હતો કે, તેઓનો પરીશ્રમ વ્યર્થ ગયો, અને નિરાશ થઈ ત્યાંથી પાછા ફર્યાં.

બીજે દીવસે પ્રાતઃકાળમાં કુમારપાળને કાંટાના ઢગલામાંથી કાઢયો, એટલે ત્યાંથી આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં ઘણો થાક લાગવાથી, માર્ગમાં એક ઝાડની છાયા તળે બેઠો. ત્યાં એક ઊંદર પોતાના દરમાંથી ચાંચ વડે એક એક રૂપીઓ બહાર કહાડી લાવી, અનુક્રમે એકવીશ રૂપીઆનો ઢગલો કરી, તેની ઉપર પોતે આળોટી હમેશાં આનંદ પામતો હતો અને પાછળથી અનુક્રમે એક એક રૂપીઓ ચાંચ વડે પાછો પોતાના દરમાં લઇ જતો હતો. કુમારપાળે આ બનાવ જોઈ વિચાર કર્યો કે, મારી પાસે માર્ગમાં વાટ ખરચ બીલકુલ નથી, માટે પરમેશ્વરે મને મદદ કરી, એમ સમજી જેવો પેલો ઉંદર તે રૂપીઆમાંથી એક રૂપીઓ દરમાં મૂકવા ગયો તેવા બાકીના વીશ રૂપીઆ કુમારપાળે લેઈ લીધા. ઉંદર બીજો રૂપીઓ લેવા આવતાં બાકીના ન જોયા તે દુઃખે તત્કાલ તેનો પ્રાણ ગયો. આ બનાવથી કુમારપાળને ઘણો ખેદ થયો અને આગળ ચાલ્યો. એમ ચાલતાં ચાલતાં માર્ગમાં ખરચી ખુટી ગઈ. ઘણા દિવસ સુધી ભોજન પણ ન મળ્યું, એવામાં એક ધનવાન પુરૂષની સ્ત્રી પોતાના સાસરેથી પીયર ભણી જતી હતી. તે સ્ત્રીએ એને આવા કષ્ટમાં જોઇ પોતાના સગાભાઇની પેઠે ગણી, ઘણા સ્નેહથી સુંદર ભાત તથા દહીંનું ભોજન કરાવી સુખી કર્યો. આવી રીતે ઘણા દેશ દેશાંતર ભ્રમણ કરતાં કરતાં, એક દિવસ ખંભાત બંદર આવી પોહોચ્યો. ત્યાં ઉદયન નામે પ્રધાન ઘણો દાનેશ્રી છે એમ જાણી તેને ઘેર ખરચી માગવા ગયો. પ્રધાન ઘેર ન હતો, પણ *પોષધશાળામાં હેમાચાર્ય પાસે હતો, ત્યાં જઇ મળ્યો. તેને દેખી પ્રધાને હેમાચાર્યને પુછ્યું કે, આ પુરૂષ આગળ જતાં કેવો થશે? હેમાચાર્યે તેના અંગના ચમત્કારી લક્ષણો જોઇ બોલ્યા કે, આનો ચક્રવર્તી રાજા થશે. હેમાચાર્યનું

* શ્રાવક લોકોને ધર્મ કરવાની જગા.

આવું બોલવું કુમારપાળ તથા ઉદયન પ્રધાનના માનવામાં આવ્યું નહીં, કેમકે જન્મારાથીજ મહાદારિદ્રથી દુખી થનારને, ચક્રવર્તી રાજ્ય મળવાનો સંભવ ક્યાંથી હોય. ઉદયન મંત્રિને તથા કુમારપાળને પોતાના કહેવાથી શંકા યુક્ત થયેલા જોઇ, હેમાચાર્ય બોલ્યા કે, ક્ષત્રિમાં એ વાતનો અસંભવ નથી, તોપણ તેમની શંકાનું નિવારણ ન થયું, ત્યારે, હેમાચાર્યે બંને જણને લેખ કરી આપ્યો કે, જો આ કુમારપાળને સંવત્ ૧૧૯૯ ના કાર્તિક વદ ૨ રવિવાર હસ્ત નક્ષત્રે મહાભિષેક ન થાય તો પછી મારે નિમિત્ત જોવાનો પરિત્યાગ છે. હેમાચાર્યની વિદ્યા કળા કૌશલ્યનો ચમત્કાર જોઇ, કુમારપાળે પણ પ્રતિજ્ઞા કરી કે, જો આપની વાણી, સાચી પડે તો, આપજ રાજા છો હું તો આપના ચરણરજનો સેવક થઉં. કુમારપાળની પ્રતિજ્ઞા સાંભળી હેમાચાર્ય બોલ્યા કે, નર્કને પ્રાપ્ત કરવનારી રાજ્યની ઇચ્છા અમને શાની હોય! પરંતુ તમે કૃતઘ્ન થઇ, આ વચન ન વિસરી જતાં, જિનશાસનના નિરંતર પરમ ભક્ત થજો. આ પ્રકારનું અનુશાસન શિર ચઢાવી હેમાચાર્યની આજ્ઞા લઇ, કુમારપાળ ઉદયન મંત્રિની સાથે તેને ઘેર ગયો. ઉદયને કુમારપાળનો સ્નાન, પાન, ભોજન આદિથી સત્કાર કરી, તેની યાચના પ્રમાણે ભાતું [ખરચી] આપી વીદાય કર્યો તે ત્યાંથી માળવે ગયો. કુડંગેશ્વર [ મહાકાળેશ્વર ] મહાદેવના પ્રાસાદમાં એક પ્રશસ્તિ લખેલી [ શિલાલેખ ] હતી તેમાંની એક ગાથા [ પૃ૦ ૧૯૪ જુઓ ] માં એવું હતું કે હે વિક્રમ! સવંત ૧૧૯૯ ના વર્ષમાં તારા જેવો કુમારપાળ રાજા થશે. આ ગાથા વાંચી વિસ્મય પામે છે એટલામાં, ગુર્જરેશ્વર સિદ્ધરાજ પરલોક વાસી થયા એમ સાંભળી, પોતાની પાસે ભાતુ ન હતું તેથી તેજ ગામના કોઈ વણિકની હાટે ભોજન કરી, તત્કાળ પલાયન કરી પાટણ આવ્યો. ત્યાં પાસે ધન ન હોવાથી રાત્રિએ કંદોઇને ત્યાં ભોજન કરી પોતાના બનેવી કાન્હડદેવને ઘેર ગયો. તે વખતે તે રાજમંદિરમાં ગયો હતો, ત્યાંથી આવ્યો ત્યારે તેણે કુમારપાળને ઓળખી ઘણા આદરથી ઘરમાં તેડી જઇ સુંદર ભોજન કરાવ્યું, તેથી તે ઘણો સૂખી થઇ જંપીને સુતો. પ્રાતઃકાળમાં કાન્હડદેવે પોતાનું સૈન્ય તૈયાર કરાવી ઘણી શોભા સહિત કુમારપાળને રાજમંદિરમાં લઇ ગયો. આ વખતે રાજમંદિરમાં રાજ્યાસને કોને બેસાડવો તેની પરીક્ષા થતી હતી. પ્રથમ કોઈ કુમારને પાટ ઉપર બેસા-

કુમારપાળ રાજાએ ખંભાતમાં જીર્ણોદ્ધાર કરાવી રત્નમય જીનબિં-બની સ્થાપના કરાવી. હેમાચાર્યને જે જગ્યાએ દિક્ષા આપી હતી, ત્યાં સા-લીઆવસહિકા નામનો સામાન્ય પ્રાસાદ હતો. તેનો જીર્ણોદ્ધાર કરાવી અતિશે સુંદર જીનપ્રાસાદ કરાવ્યો. એ રીતે પ્રભુદીક્ષા વસહિકાનો ઉદ્ધાર કરાવ્યો એ નામનો પ્રબન્ધ પૂરો થયો.

---

એક દિવસ શ્રી પ્રભાસપાટણમાં કુમારપાળ વિહાર નામના જીનમં-દિરમાં બૃહસ્પતિ નામના પૂજારીએ કોઈ પ્રકારે ન કરવાનું કોઇ કામ કર્યું, તેથી તેની રાજાએ અપ્રતિષ્ટા કરી, માટે તેણે પાટણ આવી હેમાચાર્ય-ની સમીપે ઘણું ધર્મધ્યાન સાધવા માંડયું. છ પ્રકારના આવશ્યક કર્મ કરવામાં મોટી પ્રતિષ્ટા મેળવી આચાર્યની સેવામાં સાવધાન રહ્યો. ક્યારેક ચોમાસી વ્રતના પારણાને દિવસે આચાર્યને દ્વાદશાવર્તનથી વંદન કરી હાથ જોડી પચ્ચખાણ કર્યું કે હે નાથ! તમારા ચરણ સમીપ ચોમાસાના ચાર માસ કષાય રહિતપણે છ વિગયનો પરિહાર કરવારૂપ વ્રત પૂરૂં કર્યું. હવે હે મુની શ્રેષ્ટ! મારે પાણીથી પલાળેલા અન્નથી નિર્વાહ કરવો. આ ક-ઠિન પચ્ચખાણ વૃત્ત સાંભળી પ્રસન્ન થયેલા હેમાચાર્યને કુમારપાળે જોયા. તે વખતે પેલા પૂજારીનું પૂર્વસ્થાન જે કુમારપાળે પ્રથમ લઇ લીધું હતું, તે સઘળું અને તેથી અધિક આપ્યું. ઈતિબૃહસ્પતિ પૂજારી પ્રબન્ધ સંપૂર્ણ.

---

એક દિવસ કુમારપાળ રાજાએ, પોતાની પાસે નિરંતર રહેનારા આલિંગ નામના વૃદ્ધ પુરૂષને પૂછયું કે, હું સિદ્ધરાજથી હીન છું કે અ-ધિકછું કે સમાનછું? આલિંગે વિચાર્યું કે, રાજા નિષકપટપણે પૂછે છે, માટે યથાર્થ કહેવું, એમ ધારી બોલ્યો. સિદ્ધરાજમાં છનું રાજગુણ હતા અને બે દોષ હતા. આપનામાં માત્ર બે ગુણ અને છનું દોષ છે. કુમાર-પાળે આ વચન સાંભળી પોતાના આત્માને દોષરૂપ દેખનાર પેલા વૃદ્ધ પુરૂષની આંખો ફોડવી એમ વિચારેછે. તે ચિકિત્સાથી જાણી લઇ તે વૃદ્ધ પુરૂષે, પોતાનું બોલવું ઉલટાવી કહ્યું કે, સિદ્ધરાજમાં સંગ્રામનું કાયર-પણું અને પરદારા લંપટપણું એ બે મહા દોષ હતા, તેથી કરી તેના સર્વ ગુણ ઢંકાઇ જતા હતા, પણ આપનામાં છનું દોષ છે તે આપ

નામાં રહેલા સંગ્રામમાં શૂરવીરપણું અને પરદારા સહોદરપણું એ બે મહાન ગુણે ઢંકાઈ ગયા છે. અર્થાત આપ એ બે ગુણે એટલા બધા પ્રકાશી રહ્યા છો કે બીજા દોષ દેખાતાજ નથી. આવું યુક્તિપૂર વચન સાંભળી ક્રોધ પામેલો રાજા શાન્ત થઈ સ્વસ્થ થયો. ઈતિ આલિંગ નામના રાજ શેવકનો પ્રબન્ધ સંપૂર્ણ.

---

હવે પૂર્વે સિદ્ધરાજના રાજ્યમાં પંડિતપણામાં સ્પર્ધા કરતો વામરાશી નામે બ્રાહ્મણ હતો. તે હેમાચાર્યની પ્રતિષ્ટા સહન કરી શકતો નહોતો. એક દિવસ હેમચંદ્રસૂરિને સન્મુખ આવતા જોઈ તેઓ સાંભળે તેમ તેમની નિંદાનો એક શ્લોક બોલ્યો (પૃ૦ ૨૩૪ જુઓ.) તેનો અર્થઃ—

કોઈ દિવસ ન ધોવાથી સેંકડો લાખો જુવો લીખોથી બણુ બણાટ થતી મેલી કાંબલવતે શોભતો, દાંત ઉપર રહેલા ઘણા મેલની દુર્ગંધથી જેનું મુખ વ્યાપ્તછે એવો, નાકની દાંડીથી જતા આવતા ગણુગણાટ શબ્દથી ભરેલો, જ્યાં ઉભો રહયો હોય તે જમીન જેથી છાક મારે છે એવો પીમલતો અને જેના માથામાં તાલા પડેલી છે એવો આ હેમડ નામનો સેવડો× સામો આવે છે ॥

આ પ્રકારે ઘણી નિંદાથી ભરેલું તેનું વચન સાંભળી હેમાચાર્યના અંતરમાં અમર્ષ આવ્યો. તેથી તેનો તિરસ્કાર થાય એવું વચન બોલ્યા. હે પંડિત! વિશેષણ હોય તે વિશેષથી પૂર્વે આવે એવું તમે નથી ભણ્યા કે શું? જેથી હેમડ શેવડ એમ બોલો છો? માટે હવેથી શેવડ હેમડ એ પ્રકારે શુદ્ધ બોલવું જોઇએ. પછી હેમાચાર્યની નિંદા કર્તા પંડિતને રાજ સેવકોએ ભાલાના પાછલા ભાગથી સારી પેઠ કુટી મૂકી દીધો. કુમારપાળના રાજ્યમાં શસ્ત્ર વનાનો વધ હતો માટે તેનો વધ ન કરતાં એની આજીવિકાનો ઉચ્છેદ કરાવ્યો, તેથી એ બ્રાહ્મણ ભિક્ષા કરી પોતાનો નિર્વાહ કરતો હતો અને હેમાચાર્યની પૌષધશાળાની આગળ રહેતો હતો. આનાદિ રાજાઓ જેઓ તપસ્વિ થયા હતા તેઓ યોગ્ય શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. તે નિર્દંભપણે સાંભળી એક શ્લોક બોલ્યો ( પૃ૦ ૨૩૫ જુઓ. ) તેનો અર્થઃ—

કારણવગર ક્રોધ કરનાર, સર્પ જેવા ઝેરી, જટાધર (ઋષિ) ના મુખ

---

×ગોરજી.

માંથી ગાલિ પ્રદાન રૂપ ઝેર નીકળતું તેને બદલે આજે યોગ્ય શાસ્ત્રરૂપ અમૃત નીકળે છે

આ બ્રાહ્મણે પૂર્વે હેમચંદ્રાદિક ઋષિઓની કરેલી નિંદાથી તેઓને થએલો ઉત્પાત આ સમયનાં તેનાં (બ્રાહ્મણનાં) અમૃત ધારા જેવાં વચન સાંભળી શાંત થયો, જોઇ કુમારપાળ રાજાએ તેને (બ્રહ્મણ) બમણી આજીવિકા કરી આપી. અહિં વામરાશિ બ્રહ્માણનો પ્રબંધ પૂરો થયો.

---

કોઈ એક સમયે સોરાષ્ટ્ર નિવાસી દુહા વિદ્યાના કુશળ બે પ્રતિસ્પર્ધિ ચારણો પોતાનામાંથી જેને હેમાચાર્ય વખાણે તે શ્રેષ્ટ અને બીજો કનિષ્ટ એવી પ્રતિજ્ઞા કરી, નીર્ણય કરાવા સારૂં હેમાચાર્ય પાસે અણુહિલપાટણ આવ્યા. અને તેમાંનો એક આ પ્રમાણે (દૂહો) બોલ્યો.

ભાવાર્થ—હેમાચાર્યના મુખમાં લક્ષ્મી તથા સરસ્વતી આદિ સુભાગ્યે નિવાસ કર્યોછે, જેથી જેઓના ઉપર તેમનાં કૃપાકટાક્ષ પડે છે, તેઓ શિઘ્રપણે મહાપંડિત અને ધનાઢ્ય બને છે.

એમ બોલી પાસે ઉભો રહ્યો એટલાગાં તેજ જગ્યાએ, એટલે કુમારપાળે કરાવેલા જિનમંદિરમાં આરતીનો અવસર થઇ રહ્યા પછી રાજાએ હેમાચાર્યને પ્રણામ કર્યો. ત્યારે હેમાચાર્ય રાજાના પૃષ્ટ ભાગ ઉપર (બયડા ઉપર) હાથ મૂકી ક્ષણ માત્ર ઉભા રહ્યા એટલામાં બીજો ચારણ આવી દુહો બોલ્યો તેનો અર્થઃ—

હે હેમચંદ્રસુરિ તમારા હાથમાં સર્વે સમૃદ્ધિઓ ભરી છે. જેના ઉપર તમારો હાથ પડે છે તે આશ્ચર્યકારી સમૃદ્ધિનું પાત્ર થાય છે, કેમકે તે વાત પ્રત્યક્ષ દેખાય છે. જેઓ કુમારપાળની પેઠે તમારા ચરણ નીચે પડી વંદના કરે છે, તેઓના ઉપર અષ્ટમહાસિદ્ધિઓ તુટી પડે છે.

આ પ્રકાનું વચન સાંભળી ચમત્કાર પામેલા રાજાએ વારંવાર તે દુહો બોલી, તેના પાસે બોલાવ્યો. ત્યારે તેણે ત્રણ વખત બોલી સંભળાવ્યો, તેથી રાજાએ તેને ત્રણલાખ રૂપૈઆ અપાવ્યા. આ પ્રકારે સોરઠી ચારણનો પ્રબન્ધ પૂરો થયો.

---

ક્યારેક કુમારપાળ રાજાએ સંઘપતિ થઇ તીર્થયાત્રા કરવાની ઈચ્છાયે, મહા મોટા ઉચ્છવથી દેવાલયનું પ્રસ્થાન કરાવ્યું. તે વખત દેશાંતરથી કોઇ બે માણસે આવી ખબર આપી કે, ડાહલ દેશનો કર્ણરાજ તમારી સાથે યુદ્ધ કરવા મોટું લશ્કર લઈ આવે છે. આ વચન સાંભળતાંજ ખેદયુક્ત થઈ મહાભયથી, સંઘપતિ થવાનો મનોરથ ભાગી, વાગભટ્ટ મંત્રિ સહિત હેમાચાર્યના પગમાં પડી પોતાની નિંદા કરી. આ પ્રકારે, રાજાને મહા મોટા કષ્ટમાં પડેલો જોઇ કાંઇક વિચાર કરી હેમાચાર્ય બોલ્યા. આ પ્રહરથી આરંભી બારમે પ્રહરે દુઃખનો નાશ થશે એવું કહી હેમાચાર્યે રાજાને વિદાય કર્યો. મારે હવે શું કરવું એવા વિચારમાં રાજા દિગમુઢ થઇ રહ્યો છે, તેવામાં હેમાચાર્યે કહેલો વખત આવ્યો, ત્યારે બે પુરૂષોએ આવી વધામણી ખાધી જે, કર્ણરાજ સ્વર્ગવાસી થયા. આ વાત સાંભળી રાજાએ પાન ચાવવાનો પણ ત્યાગ કરી આશ્ચર્ય પામી પુછ્યું કે, એ બનાવ શિ રીત્યે બન્યો? ત્યારે તેઓ બોલ્યા કે રાત્રિ દિવસ ઉતાવળથી પ્રયાણ કરી ચાલ્યો આવતો કર્ણરાજ, એક રાત્રિએ હાથીના કુંભસ્થળ આગળ બેસી પ્રયાણ કરતો હતો, તેવામાં નિદ્રાનું જોકુ આવ્યું તેથી તેના કંઠમાંની સોનાની સાંકળ લટકી અને વડના ઠુંઠા સાથે ભરૈ, તેથી ગળે ફાંસો આવ્યો. હાથી ચાલી જવાથી રાજા લટક્યો અને તત્કાળ તરફડી મર્ણ પામ્યો. તેને અગ્નિ સંસ્કાર કર્યા પછી અમે બંને જણ નિકળ્યા અને આપની પાસે આવ્યા. આ સમાચાર સાંભળતાંજ રાજાએ તત્કાળ ઉઠી પોષધશાળામાં હેમાચાર્ય બેઠા હતા ત્યાં આવી તેમની ઘણી પ્રશંસા કરી. પછી ઘણા ખુશી થયેલા મોટા ૭૨ સાંમતો સહિત સમસ્ત સંઘના પતિ થઈ હેમાચાર્યને સાથે લેઈ, તેમનાથી આ લોક તથા પરલોકના શુભ માર્ગનું શ્રવણ કરતો રાજા ધંધુંકા નામે નગરમાં આવ્યો. ત્યાં હેમાચાર્યની જન્મભૂમિ ઉપર પોતે કરાવેલા સતર હાથના પ્રમાણવાળા ઝોલિકા વિહાર નામે પ્રાસાદમાં મોટી પ્રભાવના કરવાનો આરંભ કર્યો. તે વખતે ત્યાં સ્વભાવીક ચાડી ચુગલી કરનાર મત્સરી બ્રાહ્મણોએ ઉપદ્રવ કર્યો. તે જોઈ તેઓને ઘણા વિષય મગ્ન કરી [ ખાનપાન વિગરે જોઈતા વિષયથી ભરપૂર કરી.] શ્રી શત્રુંજે ગયા. ત્યાં તીર્થની આરાધના કરી દેવની પાસે દુઃખનો નાશ કરનાર તથા કર્મનો નાશ કરનાર એ અર્થ ભરેલો પ્રણિધાન દંડક ઉચ્ચારણ કરી પરમાત્માની ઘણી પ્રાર્થના કરી તે વખત એક ચારણ એક દુહો બોલ્યો તેનો અર્થઃ—

હે જિનવર ! એક ફુલ માટે એટલે જે તમને એક ફુલ ચડાવે છે તેને તમો સિદ્ધિ સુખ એટલે જેની ઉપમા નથી એવું મોક્ષ સુખ આપી દ્યો છો. આ રીતે વિચારી જોતાં હે પ્રભુ! તમો અતીશે ભોળા છો.

આ પ્રકારે ભાવના ભાવી નવ વાર તેનો તે દુહો બોલતા ચારણને રાજાએ નવ હજાર રૂપૈયા આપ્યા. ત્યાર પછી ત્યાંથી ગિરિનારની યાત્રા કરવા ગયા. અકસ્માત્ એ પર્વત કંપવાથી હેમાચાર્યે રાજાને કહ્યું કે વૃદ્ધ પરંપરાથી એમ સંભળાય છે કે, સંગાથે આવતા બે મોટા પૂણ્યશાળી પુરૂષોના ઉપર આ છત્ર શિલા પડવાની છે માટે આપણે બે પુણ્યવાળા છીએ, તેથી એ વાણી આપણા ઉપર ફળીભૂત થાય તો મોટો લોકોપવાદ થાય, માટે હું અત્રે રહુ છું અને તમો દેવવંદન કરી આવો. એમ કહ્યું ત્યારે રાજા બોલ્યો કે, હું અત્રે રહુ છું અને સંઘ સહિત તમો વંદન કરી આવો. આ પ્રકારનો ઘણો આગ્રહ કરી સંઘ સહીત હેમાચાર્યને દેવવદન કરવા છત્રશીલાના માર્ગે મોકલ્યા અને રાજાએ છત્રશીલા માર્ગનો પરિત્યાગ કરી જે જગાએ જુનો કિલ્લો હતો તે તરફ નવિન પગથીયાં બંધાવી માર્ગ કરવાને વાગભટ્ટ મંત્રિને આજ્ઞા આપી. તે તૈયાર કરતાં ત્રેશટ લાખ રૂપયાનો ખર્ચ થયો એ પ્રકારે તીર્થ યાત્રાનો પ્રબન્ધ પૂરો થયો.

---

ક્યારેક રાજાયે પૃથ્વીમાં માણસ માત્રને ઋણ રહિત કરવાની ઈછાયે સુવર્ણ સિદ્ધિ કરવાની વાત હેમાચાર્યને પૂછી, ત્યારે તેમણે કહ્યુ કે એનો મારા ગુરૂ જાણે છે. રાજાયે હેમાચાર્યના ઉપદેશથી સંઘની વીનંતી સહિત પોતાની વિનંતી મોકલીને મહા તપ કરનાર દેવચંદ્રસૂરિ તેડાવ્યા. તેમણે પણ વિનંતી વાંચી વિચારયું કે, સંઘ સંબંધી કોઇ મોટું કામ આવી પડયું હશે, માટે મને બોલાવે છે, એમ વિચારી વિધિ સહિત અનુક્રમે વિહાર કરી, કોઇ ન જાણે તેમ પોતાની પોષધશાળામાં આવ્યા. રાજા તો તેમના સન્મુખ મોટા આડંબરથી જવાની સામગ્રીમાં હતો. એટલામાં ગુરૂ પોષદશાળામાં આવ્યા. આ વાત સાંભળી તત્કાળ પોષધશાળામાં આવી તેમને વંદના કરી. એ પ્રકારે રાજાયે, હેમાચાર્ય તથા સમસ્ત શ્રાવકોએ દ્વાદશાવર્ત્ત વંદન કર્યું. પછી ગુરૂ મુખથી દેશના સાંભળી સર્વે સભા ઉઠી ગઇ ત્યારે ગુરૂએ પડદો નંખાવી એકાંતે સંઘ સંબંધી

કામ પૂછયું. હેમાચાર્ય તથા રાજા એ બેઉ જણે ગુરૂના પગમાં પડી સુવર્ણ સિદ્ધિ થવાની યાચના કરી.

હેમાચાર્ય બોલ્યા કે જ્યારે હું બાળક હતો ત્યારે કઠીઆરણ પાસેથી તમોએ તાંબાનો કડકો માગી લઇ, કોઇ વેલના રસમાં પલાળી મને આપ્યો. તેને તમારા કહેવાથી અગ્નિ સંયોગ કર્યો. તેથી સુવર્ણ થયું, માટે તે વેલનું નામ સંકેત વિગેરે કહેવાની કૃપા કરો. આ પ્રકારનું હેમાચાર્યનું વચન સાંભળી કોપ કરી, પોતાના પગ ઉપર માથુ મૂકયું હતું તેને દૂર કરી, તિરસ્કાર કરી બોલ્યા કે, તું સુવર્ણ સિદ્ધિને યોગ્ય નથી. જેમ કોઇ માંદાને મગ બાફી તેનું પાણી પાય તોપણ તેનું તેને અજીર્ણ થાય તો તેને ઘી સાકર યુક્ત મોદક આપીએ તો તે શિ રીતે પચે! તેમ તને પ્રથમ કિંચિત્ વિદ્યા આપી તે તારાથી જીરવી ન શકઈ તો જેમ મંદાગ્નિવાળો મોદક જીરવી ન શકે તેમ તું સુવર્ણ સિદ્ધિ વિદ્યાને કેમ જીરવી શકીશ. એમ કહી નિષેધ કર્યો. પછી રાજા સામું જોઇ બોલ્યા કે, સુવર્ણ સિદ્ધિ મળે એવું તારૂં ભાગ્ય નથી; કે જેથી જગતને ઋણ રહિત કરનારી હેમ વિદ્યા સિદ્ધ થાય. માટે હિંસા નિવારણ કરવી તથા જિનમંદિરથી શોભતી પૃથ્વી કરવી ઇત્યાદિ પુણ્યવંતે આલોક પરલોકનું કામ સિદ્ધ થયે છતે પણ અધિક અભિલાષા શું કરવા કરે છે? એમ કહી જેમ આવ્યા હતા તેમ વિહાર કરી ગયા.

કોઇ દિવસ કુમારપાળ રાજાએ પોતાના પૂર્વ જન્મનું વૃત્તાંત હેમાચાર્યને પુછયું ત્યારે તેમણે પણ જેમ હતું તેમ કહી બતાવ્યું.

કોઈ અવસરે સપાદલક્ષ નામે રાજા પ્રત્યે યુદ્ધ કરવા લશ્કર તૈયાર કરયું ત્યારે વાગભટ્ટનો નાનો ભાઇ બાહડ નામે પ્રધાન હતો, તે ઘણો દાનેશ્રી હતો, માટે તે લક્ષ્મીનો નાશ ન કરે તેમ ઘણી શિખામણ દેઇ રાજાયે સેનાપતિ કર્યો. પછી તેણે બે પ્રયાણ [બે મુકામ] થયા પછી ઘણા યાચક લોકો એકઠા મળેલા દેખી કોશાધિપતિ પાસે લાખ રૂપૈઆ માગ્યા. ત્યારે તેણે રાજાએ ના કહેલ હતું તેથી ન આપ્યા. પછી સેનાપતિયે તેને કોઇડા મારી લશકરમાંથી કાઢી મૂકયો. અને પોતે પોતાની ઈચ્છા પ્રમાણે દાન આપિ યાચકોને સંતોષ પમાડયા. એક ઊંટડી ઉપર બે યોદ્ધા એવી રીતે ચૌદશે ઊંટડીયો લેઇ થોડે થોડે પ્રયાણ કરી, બિંબેરા નગરનો કીલ્લો ઘેરી લી-

યો, પણ તે રાત્રિયે તે નગરમાં સાતસે કન્યાઓનો સંધાયે વિવાહ આરંભ્યો હ-તો માટે તે વિવાહમાં વિક્ષેપ ન થાય તેથી બધી રાત્રિ સ્થિરપણું રાખી પ્રાતઃકાલમાં તે નગર લઈ લીધું. ત્યાંથી મળેલું ધન સાત કોટી સોનૈયા, તથા અગીયાર હજાર સુંદર ઘોડાયો એ સઘળું ધન વિજ્ઞપ્તિયે સહિત શીઘ્રગતિ કરનાર ચાર પુરૂષો સાથે રાજા પ્રત્યે મોકલી દીધું. પોતે તે દેશમાં કુમા-રપાળ રાજાની આજ્ઞા (આણ) દેવડાવી અધિકારીઓની યોજના કરી પાછો વળ્યો. પાટણમાં આવી રાજમંદિરમાં જઈ, રાજાને નમસ્કાર કર્યો. રાજાએ પણ ઘટે તેમ તેનો આદર સત્કાર કર્યો. પછી તેના ગુણથી ઘણો રાજી થએલો રાજા અવસર જોઇ આ પ્રકારે બોલ્યો જે, માર્યું બુધું ને કર્યું સુધું. આ પ્રકારની તમારી સ્થૂલ (જાડી) દૃષ્ટી છે, એ મોટો દોષ છે. પણ એનો ઘોડા તથા લશ્કર વિગેરે સ્થૂલ પ્રસંગે સાધનમાં ઠીક છે, પ-રંતુ સૂક્ષ્મ બુદ્ધિથી કોઇ પ્રકારનો અસાધ્ય પ્રયોગ કરવો તેમાં ઠીક નથી. જો તમારામાં સૂક્ષ્મ તથા સ્થૂળ કામ કરવાનો બુદ્ધિગુણ હોય તો લોકોની નજર લાગવાથી તમે ઉભાને ઉભાજ ફાટી ગરો. માટે ઠીક છે કે તમારામાં એકજ ગુણ છે. જુઓ! જે ખરચ મારાથી ન કરી શકાય તે તમે સહજ કરો છો. આવું રાજાનું વચન સાભળી વાહડ બોલ્યો. આપે સાચી વાત કહી, કેમકે, આપ પરંપરાથી રાજપુત્ર નથી, અને હું તો રાજપુત્ર છું. માટે મારે હાથે ખરચ થાય તે શ્રેષ્ટ છે. તે આપને સારૂં લાગો; અગર ખોટું લાગો, પરંતુ એક, ઉખાણો છે કે "સોનુ જુવો કશિ, ને માણુસ જુવો વશિ." માણુસની પરીક્ષા સહવાસથી થાય છે, માટે હું આપના બળથી ખરચ કરૂં છું પણ આપ કોના બળથી ખરચ કરો! ધણીનો કોઇ ધણી નથી. આ પ્રકારનું યુક્તિ સહિત મર્મભેદી વચન બોલીને પણ રાજાને પ્રસન્ન કરી પોતાના સ્થાનમાં ગયો. આ રીતે રાજાને પણ દબાવનાર બાહડ નામે પ્રધાનનો પ્રબંધ પૂરો થયો.

---

એજ પ્રધાનનો નાનો ભાઇ સોલાક નામે મંડળીક, સત્રાગાર‡ એવું બિરદ ધારણ કરતો હતો.

---

‡સદાવ્રત આપનાર મહા દાની.

ક્યારેક કુમારપાળ રાજાએ પોતાના આનાક નામે મસ્યે ભાઈને, તેની સેવાથી સંતોષ પામી, સામંત પદવી આપી હતી, તોપણ આનાક પ્રથમની પેઠેજ સેવા કરતો હતો. તે કોઇ દિવસ મધ્યાન્હકાળે ચંદ્રશાળામાં પલંગ ઉપર બેઠેલા રાજાની આગળ બેઠો હતો. તે વખતે ત્યાં ઓચિંતો કોઈ સેવકને સમીપ આવતો જોઇ, રાજાએ પૂછ્યું. કે આ કોણ આવે છે? ત્યારે આનાક બોલ્યો કે, એતો મારો સેવક. એમ કહી તેના સંકેતથી તત્કાળ ઉઠી તેના સન્મુખ ગયો. ત્યારે તેણે પુત્ર જન્મની વધામણી કહી. તે સાંભળી પ્રફુલ્લિત મુખારવિંદવાળો થઇ જ્યાં પ્રથમ બેઠો હતો ત્યાં આવી બેઠો. ત્યારે રાજાએ પૂછ્યું કે શું હતું? ત્યારે તે બોલ્યો. આપના સેવકને ત્યાં પુત્રોત્પત્તિ થઇ તેની વધામણી કહેવાને આવ્યો હતો. આ વાત સાંભળી મનમાં વિચાર કરી, પ્રકાશપણે રાજા બોલ્યો. વધામણી કહેનાર માણસને અહિં આવતાં સુધી કોઇ સેવકે રોક્યો નહિ માટે એ પુત્ર ગુર્જર દેશનો રાજા થશે, પણ આ નગરનો તથા ધવળગૃહનો રાજા નહિ થાય, કેમકે અહિંથી તમને ઉઠાડી પુત્રની વધામણી નિવેદન કરી, માટે આ નગરનું રાજ્ય નહિં મળે. આ પ્રકારે વિચારચતુર્મુખ એટલે વિચાર કરવામાં બ્રહ્મા સમજ્ઞ ચોધારી બુદ્ધિબળવાળા કુમારપાળ દેવે નિર્ણય કર્યો. આ પ્રકારે લવણ પ્રસાદની ઉત્પત્તિનો પ્રબંધ પૂરો થયો.

---

કુમારપાળની પ્રશંસા વિષે કોઈ કવિએ કહેલો શ્લોક (પૃ૦ ૨૪૩ જુ૦) તેનો અર્થઃ—

અઢાર ૧૮ મોટા દેશ મંડળમાં જેની આજ્ઞાનું આદર સન્માન થાય છે એવા કુમારપાળ રાજાએ પોતાના મહાપ્રતાપથી ચૌદ વર્ષ પર્યંત અમારિ (કોઇયા કોઈ જીવની હિંસા ન થાય તે) પ્રવર્તાવી. જાણે પોતાની કીર્ત્તિના મોટા થંભ હોય, એવા મોટા ચોદશેં વિહાર (જિન મંદિર) કરાવી પોતાના પાપનો નાશ કર્યો. ૧

કચ્છ દેશના લાખા રાજની મહાસતી માતાના શ્રાપથી શ્રીમૂળરાજના વંશની રાજ્યગાદી ઉપર બેસનાર રાજાઓને લૂતા (કોઢ) રોગ ઉત્પન્ન થાય છે, તે રોગ ક્યારેક કુમારપાળના શરીરમાં ઉત્પન્ન થઈ પીડવા મંડયો. તે વાત હેમાચાર્યે જાણી. રાજાના દુઃખનું નિવારણ કરવા વાસ્તે, પોતે

રાજ્યભાર ઉપાડી કુમારપાળની પેઠે બધું રાજ્ય ચલાવવા ગંડયા. તે વખત એ રોગે પણ કુમારપાળના શરીરનો ત્યાગ કરી હેમાચાર્યના શરીરમાં પ્રવશ કર્યો. તે વખત રાજા સહિત સકળ લોકને દુઃખિ દેખી હેમાચાર્યે પોતાનું આયુષ્ય બળવાન્ દેખી અષ્ટાંગ યોગના અભ્યાસવડે તે રોગને લીલા માત્રમાં પોતાના શરીરથી નિર્મૂળ ઉખેડી નાખ્યો.

એક વખત કોઇ અન્યધર્મનો યોગિ યોગમાર્ગની સિદ્ધિના બળવડે માત્ર કેળના પત્રનો આશ્રય લઇ તે ઉપર સઘળી કાયા તોળી અષ્ટાંગ યોગની સાધના કરતો હતો, તેવામાં કુમારપાળે તેને દીઠો. જૈન માર્ગ શિવાય બીજા અન્ય ધર્મના લોકોમાં પણ આટલી બધી સત્તા છે, તે જોઈ તેના મનમાં આશ્ચર્ય ભાસ્યું. ઘેર આવી દીઠેલું આશ્ચર્ય હેમાચાર્ય ગુરૂને નિવેદન કર્યું. હેમાચાર્યે જાણ્યું કે રાજાની શ્રદ્ધા તેના પર લાગશે, માટે પોતે અષ્ટાંગ યોગના નિયમ પ્રમાણે આસન કરી પ્રાણાયામથી પ્રાણવાયુને રોકી નાભીથી ઉર્દ્ધ ભાગમાં લઇ અનુક્રમવડે બ્રહ્મરન્ધ્રમાં ચઢાવ્યો, જેનાં તેજનો સમૂહ નીકળે એવી રીતે કંઇપણ આશ્રય શિવાય પૃથ્વીથી ચાર આંગળ અદ્ધર પોતાની કાયા ઉચકી લીધી. હેમાચાર્યનું અદ્ભુત પરાક્રમ જોઈ, પેલા યોગિ ઉપરથી રાજાની શ્રદ્ધા તર્ફેટ જતી રહી.

ઉપરની વાર્તાને અન્યદર્શનમાં લોકો જુદી રીતે વર્ણવે છે—કહે છે કે પાટણમાં કુમારપાળ રાજાના વખતમાં દિવાનગીરી વિગેરે રાજકાર્યભારમાં મોટા કામદારની જગોએ નાગર લોક હતા, અને તે સઘળા શંકર મતને માનતા. કુમારપાળ જૈન ધર્મી હતો, તે પોતાના જૈન ધર્મી ગુરૂનાં ઘણાં વખાણ કરતો હતો. નાગર બ્રાહ્મણોને એ વાત મનમાં ઘણી ખટકતી. એવામાં નાગર લોકના ગુરૂ શંકરાચાર્યની ગાદીના તે વખતમાં જે મુખ્ય આચાર્ય હતા તે ફરતા ફરતા પાટણ પધાર્યા. તેમનો નાગર લોકોએ ઘણો સત્કાર કરી, તેમનું બળ રાજ સુધી પોહોચે એમ કરવાને સ્તુતિ કરી. શંકરાચાર્યે પોતાના શિષ્યોની ઉન્નતાઈ માટે તે વાર્તા સ્વીકારી. પછી તે મણે કેળનાં પત્ર મંગાવી, સૂતરના કાચા તાંતણા વડે એક મનોહર પાલખી ગુંથાવી દશ દશ વર્ષની વયના નાગર બ્રાહ્મણના છોકરાઓ પાસે તે પાંતરાની પાલખી ઊંચકાવી શંકરાચાર્ય માંહે બેઠા. પાલખીમાં યોગ માર્ગ વડે પોતાનું શરીર એવું ઉચકી લીધું કે, જરાપણ પત્રને સ્પર્શ થા-

મ નહીં. મોટી ધામધુમ સાથે આ વરઘોડો બધા પટાણ શેહેરમાં ફેરવ્યો. કુમારપાળ અને સઘળા જૈન ધર્મના લોકો માર્ગમાં શંકરનું પરાક્રમ જોઇ આશ્ચર્ય પામ્યા. કુમારપાળે આ હકીકત હેમાચાર્યને નિવેદન કરી, હેમાચાર્યે જાણ્યું કે કુમારપાળનું વલણ વેદધર્મ ઉપર થશે તો સઘળા જૈનોની બુદ્ધિ ભ્રષ્ટ થવાની, અને ધર્મનો ઉચ્છેદ થશે એમ ધારી, કુમારપાળને આજ્ઞા કરી કે કાલે વખાણ સાંભળવાને સઘળા જૈનોને અમુક પ્રસિદ્ધ જગામાં એકઠા થવું, અને સઘળા મેહેલાવાળાઓએ એકેકી લાકડાની પાટ લેતા આવવું. મહારાજની આજ્ઞા પ્રમાણે બીજે દિવસે સઘળા જૈનો મુકરર કરેલી જગોએ એકઠા થયા. દરેક મેહેલાદીઠ આણેલી એકેકી પાટ એવી પંદર વિશ પાટોને એક ઉપર એક એમ ઉપરા ઉપરી ગોઠવણ કરાવી, છેક ઉપલી પાટ ઉપર હેમાચાર્ય બીરાજ્યા. પોતે યોગાસન કરી શ્રાવકોને આજ્ઞા આપી કે હવે એક પછી એક એમ સઘળી પાટો કાઢી લ્યો, તે પ્રમાણે શ્રાવકોએ સઘળી પાટો કાઢી લીધી. સભાની ઉપર અંતરિક્ષ માર્ગે હેમાચાર્યને સૂર્યચન્દ્રાદિકની પેઠે ચળકતા અદ્દર બીરાજેલા જોઈ તેમનું મહાત્મ્ય પાટણમાં અલૌકિક વિસ્તાર પામ્યું. શંકરાચાર્ય ઉપરથી તેમની શ્રદ્ધા ઉતરી ગઇ.

શંકર અને હેમાચાર્યના સબંધમાં ધર્મને માટે એ બેઉ આચાર્યોને કુમારપાળના વખતમાં મોટો ઝગડો ચાલેલો છે. અન્ય દર્શીઓ પોતપોતાના ધર્મના ઉત્તેજન માટે પોતાનું માહાત્મ્ય વિશેષ વર્ણવે તે દેખીતુંજ છે. નીચેની વાર્તાનો આધાર તેમના ગ્રંથ ઉપરથી લીધેલો છે. માટે એમાંથી ખરૂં શું હશે તે વાંચનારાઓને પોતાની મતિ પ્રમાણે સમજાશે !

એક વખતે સોમવતી અમાવાસ્યાને દિવસે પાટણ શેહેરમાં તમામ નાગર બ્રાહ્મણ વગેરે સારાસારા ગૃહસ્થ બ્રાહ્મણોની સ્ત્રીઓની ટોળી ઘરેણાંગાંઠાં પેહેરી હાથમાં પૂજાપાની થાળો લઇ શોભાયમાન વસ્ત્રોથી શરીરને શણગારી પીંપળાની ફેરી ફરવાને ગામ બહાર ગએલી પાછી ફરતી હતી. તેવામાં સંન્યાસિઓ, ગૃહસ્થ બ્રાહ્મણોને ઘેરથી ભિક્ષા કરી હાથમાં જળના ભરેલાં કમંડલ અને દંડ લઇ મઠ ભણી ચાલ્યા જતાં હતા. તેવામાં એક બાજુએથી હેમાચાર્યના શિષ્યો પણ શ્રાવકોને ઘેરથી ગોચરી કરી પાછા અપાશ્રયે જતાં હતા, તેવામાં કુમારપાળ દેરે દર્શણ કરી પોતાના મેનામાં બેસી

બાહાર નીકળી મેહેલ ભણી આવતા હતા તેવામાં તેણે સ્ત્રીઓની ધામ-
ધુમ જોઇ આવકના ભણી નજર કરીને પુછયું કે આજે શી તિથી છે.
શેહેરમાં આટલો બધો ઉત્સવ શાનો? ત્યારે સાધુ, જે તર્ત મુંડિત જૈન
ઉતાવળથી બોલી ઉઠયો, કે પૂર્ણિમા છે. તે સાંભળી સન્યાસીઓ
ને હસવું આવ્યું, કુમારપાળે તેમને હસવાનું કારણ પુછયુ, તો
તે કહેવા લાગ્યા, કે આજે સોમવતી મોટી અમાવાસ્યા છે, પણ તે છતાં
એઓ પૂર્ણિમા આજે કહે છે, એટલા માટે અમો આશ્ચર્યથી હસ્યા કુ-
મારપાળ મનમાં વિચાર કર્તો પોતાના મહેલમાં ગયો. સંન્યાસિઓએ પો-
તાના મઠમાં આવી શંકરાચાર્યને આ થએલું વૃત્તાંત નિવેદન કર્યું. જૈન
સાધુઓએ જાણ્યુ અરે આજે અમાવાસ્યાજ છે! તે છતાં આપણે ભુલથી
કુમારપાળને પૂર્ણિમા કહી. હવે કેમ થશે? એમ વિચાર કર્તા અપાશ્રયમાં
હેમાચાર્ય ગુરૂની પાસે આવ્યા. ત્યારે તેમનાં ઉતરી ગએલાં મોઢાં જોઇ
હેમાચાર્યે તેમને પૂછયું કે તમને આજ શું દુઃખ છે? ગુરૂના પુછવાથી
તેમણે પોતાની બનેલી ખરી હકીકત તેમને નિવેદન કરી. હેમાચાર્યે કહ્યુ કે
તેમાં શી ફીકર છે. આજે પૂર્ણિમાજ છે. જો રાજા પુછશે તો તેનો જ-
વાબ હું કરીશ. થોડી વારમાં કુમારપાળે શંકરાચાર્ય અને હેમાચાર્યને પો-
તપોતાના શિષ્યો સહવર્તમાન સભામાં બોલાવ્યા. યથાસ્થિત તેમને સનમાન
કરી કુમારપાળે પુછયું. મહારાજો આજે શી તિથીછે. શંકર કહે અમા-
વાસ્યા, અને હેમાચાર્ય કહે કે પૂર્ણિમા. કુમારપાળ કહે કે આ બેમાંથી
ખરૂ કોનું કહેવું? હેમાચાર્ય કહે કે એમા ચિન્તા શી છે. સાયંકાળે પરિક્ષા કરો.
જો પૂર્ણિમાં હશે તો ચંદ્રોદય જણાશે ને અમાવાસ્યા હશે તો નહી
જણાય. પછી કુમારપાળ અને સઘળી સભાએ તે વાત અંગીકાર કરી.
સાયંકાળ થયો, તેવામાં હેમાચાર્યે પોતાની વિદ્યાના બળવડે કાંસાનો મોટો
થાળ પૂર્વ દિશામાં ચઢાવી બાર ગાઉ સુધી ચન્દ્રોદય જણાવ્યો. કુમારપા-
ળે શંકરને કહ્યું, મહારાજ તમારી અમાવાસ્યા ખોટી થઇ.

હવે હેમાચાર્યે પોતાનું ચોરાશિ વર્ષનું આયુષ્ય છે એવો પ્રથમથીજ નિશ્ચ-
ય કર્યો હતો. તે દિવસ જ્યારે નજીક આવ્યો ત્યારે અનશન કરી અંતકાળે
કરવા યોગ્ય એવી આરાધન ક્રિયાનો આરંભ કર્યો. તે જોઇ સ્નેહથી કુ-
મારપાળને અનંત કષ્ટ થયું ત્યારે હેમાચાર્ય બોલ્યા જે હે રાજન્ તું ચિ-

તા શીદ કરૂ છું. તારૂ આયુષ્ય છ માસનું છે, ને તારે પ્રજા નથી માટે તું વિદ્યમાન છતે તારે હાથે તારીઉત્તર ક્રિયા કરી લે. એ પ્રકારની શિક્ષા આપી દશમે બ્રહ્મરંધ્ર દ્વારે પ્રાણનો ત્યાગ કર્યો. ત્યાર પછી હેમાચાર્યના શરીરને અગ્નિ સંસ્કાર કર્યો. પછી તેના શરીરની ભસ્મ પવિત્ર છે એમ ધારી તેનું તિલક કરી નમસ્કાર કર્યો. ત્યાર પછી સમસ્ત સામંતોએ તથા નગરના લોકોએ તે સ્થાનની ભસ્મ, તથા મૃત્તિકા, તેનો મોટો મહિમા જાણી લીધી, તે જગ્યા અદ્યાપિ હેમખંડ એવા નામથી ઓળખાય છે. કુમારપાળ રાજાને હેમાચાર્યના શોકથી આંખ્યોમાંથી ચોધારે આંસુ નિકળી પડવા લાગતાં હોય એમ ઘણો આકુલ વ્યાકુળ થતો જોઈ પ્રધાન લોકોએ શિખામણ દેવા માંડી. ત્યારે તે બોલ્યો કે, પોતાના મોટા પુણ્યથી ઉત્તમ લોકને પામેલા હેમાચાર્ય પ્રભુનો હું શોક કરતો નથી. પણ હું મારા તરફનોજ શોક કરૂ છું જે રાજપિંડ, એ નામના, સાધુ પુરૂષને લાગુ થતા દોષથી, સર્વ અંગે સંપૂર્ણ એવા મારા રાજ્યનો, એનો સર્વથા પરિહાર કર્યો જે મારા ઘરના પાંણિના બિંદુનો પણ જગદ્ગુરૂ એવા શ્રી હેમાચાર્યના શરીરને સ્પર્શ પણ ન થયો. માટે આ વાતનો શોક કરૂ છું ઇત્યાદિ હેમાચાર્યના ગુણોનું વારંવાર સ્મરણ કરી અતિશે વિલાપ કરતા રાજાને હેમાચાર્યે કહેલો મરણનો દિવસ આવ્યો, ત્યારે તેમણે દેખાડેલા વિધિવડે સમાધિથી મરણ પામી સ્વર્ગ લોકને શોભાવ્યો. સંવત્ ૧૧૯૯ થી ૩૧ વર્ષ કુમારપાળે રાજ્ય કર્યું. પછી સંવત ૧૨૩૦ ના વર્ષમાં અજયદેવને અભિષેક કરી ગાદીએ બેસાડયો. એ રાજાએ પૂર્વજોના કરેલા પ્રાસાદનો ( દેવ મંદિર ) નાશ કરવા માંડયો ત્યારે સીલ નામે એક કુતુહલી પુરૂષે ( પોતાની માયાવડે અનેક પ્રકારના આશ્ચર્ય દેખાડનાર ) રાજાના આગળ માયાવડે પાંચ દેવકૂળ ( દેવમંદીર ) કરીને પાંચ પુત્રોને અર્પણ કરી કહ્યું કે મારા ગયા પછી અતિશે ભક્તિવડે આ મંદીરોનું આરાધન કરજો. એવી શિક્ષા આપી પોતાની અંત અવસ્થા જેવું બતાવી બેસે છે એટલામાં તે પુત્રોમાંથી નાના પુત્રે તે દેવ મંદિરનો ચુરેચુરો કર્યો. તે જોઇ પિતા બોલ્યો રે અધર્મી પુત્રા શ્રી અજયદેવ રાજાએ પણ પિતા પરલોક થયા પછી તેના કરાવેલાં ધર્મસ્થાન નાશ કર્યાં. ને તું તો હજુ હું વિદ્યમાન છું તોપણ તેં ધર્મસ્થાનનો નાશ કર્યો માટે ઘણો

અધમ છું. તે વાત સાંભળી લજ્જા પામી રાજા તે અધર્મ કરવાથી વિરામ પામ્યો. ત્યાર પછી અજયદેવે કપર્દિ નામે મંત્રીને મોટું પ્રધાનપણું આપવાની ઘણી પ્રાર્થના કરી. ત્યારે તે બોલ્યો કે પ્રાતઃકાળે શુકન જોઇ તે શુકનમાં આવશે એમ આપની આજ્ઞા અંગીકાર કરીશ. એમ કહી શુકન જોવાના સ્થાનમાં ગયો ત્યાં સાત પ્રકારનો દુર્ગાદેવી પાસેથી માગેલો શુકન પામી તે શુકનને પુષ્પ અક્ષત વીગરે વસ્તુથી પૂજી ને પોતાના આત્માને કૃતાર્થ માનતો નગરના દરવાજામાં પેઠો, ત્યાં ઈસાન દિશાએ મોટા શબ્દથી ગરજના કરતો એક આખલો સામે જોઇને અતિસય આનંદ પામતો પોતાના નિવાસમાં આવીને ભોજન કર્યા પછી કોઇક પોરાદાર વૃદ્ધ મારવાડીને શુકનનુ સ્વરૂપ પુછ્યું. ત્યારે તેણે કપર્દિના આગળ જબાપમાં એક શ્લોક બોલ્યો તે (પૃ૦ ૨૯૬ જુઓ.)

અર્થઃ—નદી ઉતરતી વખત તથા માર્ગના વિષમપણામાં (માર્ગમાં ભુલા પડવાની વખતે) તથા ભય નજીક આવતી વખતે તથા સ્ત્રી સબંધી કામમાં તથા સંગ્રામમાં તથા વ્યાધિમાં એટલામાં એ શુકન ઉલટા થાય તો સારાં ફળ આપે, એ પ્રમાણથી તમારે નજીક કંઈ આવવાનુ છે તેથી બુદ્ધીમાં ભ્રમ થયો છે. માટે અવળા શુકનને પણ અનુકુળ માનોછો. અને જે આખલાના શુકનને તમો સારો કરી કલ્પો છો, તે પણ તમને નજીક આવી પડતી આપત્તી ને જોઈ સંહાર કરનાર શિવના ઉદયને કહેનાર એ આખલાએ મોટી ગર્જના કરી. આવી રીતે તે વૃદ્ધ મારવાડીને દેખી તેનું કહેવું ન માનતાં તેની અવગણના કરી રાજમંદીરે મોટી પદવી લેવા ગયો. ત્યાં રાજાએ પ્રસન્ન થઇ આપેલી મોટી પ્રધાનપદવી પામી અતિશે મોટા ઉચ્છવથી પોતાની હવેલીમાં આવી વીસામો કરે છે, એટલામાં રાત્રીએ પોતાની બરોબરીઆ માણસોએ રાજાનુ ચિત્ત એવું ફેરવ્યું કે તેજ વખતે એને બાંધી લાવી અતિશે કષ્ટ દેવાનો આરંભ કર્યો. તે ઉપર કોઇ કવિની કહેલી ગાથાનો અર્થ નીચે પ્રમાણેઃ—જે મોટા ગજેન્દ્રના કુંભસ્થળને પોતાના હાથના પંજાથી ચીરી મોતી કાઢે છે, એવા સમર્થ સિંહને પણ દૈવ વિપરીત થવાથી સીઆળીઆંએ કરેલો પરાભવ સહન કરવો પડે છે. એમ વિચારી તે મંત્રીએ ઘણી ધીરજ રાખી. પછી એક મોટી કઢાઈમાં તેલ નાખી ઉકાળી તેમાં પોતાને નંખાવવાનો હુકમ થયો તે વખત પોતે એક શ્લોક બોલ્યો તેનો અર્થઃ—

દીવાની સીખાના જેવા પીળા કરોડો સોનૈયા યાચક લોકોને દાનમાં આપ્યા છે. ને વાદવિવાદ કરવામાં પ્રતિવાદીની, મોટા શાસ્ત્રાર્થવતે ગંભીર વાણીઓને પણ પાછી હઠાવીછે. જેમ સોગટાંબાજીની રમત રમતાં કેટલાંક સોગટાં બેસાડે છે અને કેટલાંક ઉઠાડી દે છે તેમ કેટલાક રાજાઓને રાજ્ય ભ્રષ્ટ કર્યા. ને કેટલાએકને રાજગાદીપર બેસાડયા. એવી રીતે રાજારૂપી સોગટાંને રમાડી ચુકયો. આ પ્રમાણે કરવાનું હતું તે કરી લીધું. વળી તેમાં કાંઈ કરવાનો દૈવનો અર્થ બાકી હોય તો તે સહન કરવામાં પણ અમે તૈયાર છીએ. આવી રીતે મરતી વખત છેલ્લું કાવ્ય બોલનાર કપર્દિ મંત્રીને તેજ પ્રકારે (તેલની કઢઈમાં નાખીને) મારી નાખ્યો. આ પ્રકારે કપર્દિ મંત્રીનો પ્રબન્ધ પુરો થયો.

---

વળી તે દુષ્ટ રાજાએ, સેંકડો પ્રબન્ધ કરનાર રામચદ્ર કવીને મારી નાખવા માટે તપાવેલી તાંબાની પાટ ઉપર બેસાડયો. તે વખત એક ગાથા બોલ્યો. ને દાંતવતે જીભ કરડી મરણ પામ્યો. તે ગાથાનો અર્થઃ

જેણે સચરાચર પૃથ્વી ઉપર પોતાના પ્રતાપરૂપી લક્ષ્મીનો ઘણો વિસ્તાર કર્યો છે. તે સૂર્ય પણ સાયંકાળે આથમે છે. માટે ઘણે કાળે પણ જે થવાનું હોય તેજ થાય. આ પ્રમાણે રામચંદ્ર કવીનો પ્રબન્ધ પુરો થયો.

---

હવે રાજ પિતામહ આ પ્રકારના બીરૂદને ધારણ કરનાર આમ્રભટ નામે પ્રધાનને, તેના તેજને ન સહન કરતા કેટલાક સામંત લોકોએ અવસર જોઈ નમસ્કાર કરાવતી વખત તે આમ્રભટ આ પ્રમાણે બોલ્યો. કે આ જનમમાં મારૂ માથુ દેવબુદ્ધિથી શ્રી વીતરાગદેવને નમે છે. ને ગુરૂબુદ્ધિથી શ્રીહેમાચાર્યને નમસ્કાર કરે છે ને સ્વામી બુદ્ધિથી શ્રીકુમારપાળ રાજાને નમસ્કાર કરે છે. પણ તે શીવાયુ બીજાને નમસ્કાર કરતું નથી. આ પ્રકારે જેના શરીરના સાતે ધાતુમાં જૈનધર્મ સુસરો વરતે છે એવા આમ્રભટનું વચન સાંભળી રાજા ઘણો રોષ પામી બોલ્યો, કે અમને નમસ્કાર કર્ય ? નૈતો યુદ્ધ કરવા તૈયાર થા. આ પ્રકારની રાજાની વાણી સાંભળી જૈન મૂર્તિની પૂજા કરી અનશન વ્રત અંગીકાર કરી સંગ્રામ કરવાની દીક્ષા લઈ (સંગ્રામ કરવાનાં સઘળાં હથીઆર ધારણ કરી) પોતાની હવેલીમાંથી નીકળ્યો. પો-

તાના સુભટરૂપી વાયુવડે ડાંગરના છોડાંની પેઠે રાજાની સ્ત્રીઓને ખેદાનમેદાન કરતો ઘટીકાગૃહ નામે મકાનમાં આવ્યો. પછી તે દુષ્ટ લોકોના સંગથી ઉત્પન્ન થએલા પાપને તરવારની ધારારૂપી તીર્થમાં ધોઈ, એટલે ઘણાક પાપી લોકનો ઘાંણ કાઢી પોતે સ્વર્ગવાસી થયો. તે કઉતક જોવા આવેલી દેવાંગનાઓ બોલીઓ કે—હું પેલી વરૂ. હું પેલી વરૂ. એમ કહી બધી તેને પરણી. તેની ઉદારતા સંભારી કોઈ કવીએ વૈરાગ્યથી કહેલુ કાવ્ય પૃ૦ ૨૪૯ જુઓ.

અર્થઃ—પૃથ્વી ઉપર ભટ્ટ થઈ ભીખ માગી ખાવું એ શ્રેષ્ઠછે. તથા ધન વાસ્તે વ્યભીચારી થવું તે પણ શ્રેષ્ટ છે. તથા વેશ્યાચાર્ય (વેશ્યાને ગાન કળા શીખવનાર ભડવારૂપે ) થવું તે પણ શ્રેષ્ટ છે. તથા મોટાં કુડકપટ કરી રૂપૈયા મેળવી નિર્વાહ કરવો એ શ્રેષ્ટ છે. કેમ જે દાનના સમુદ્રરૂપ ઉદયનનો પુત્ર આમ્રભટ્ર દૈવ યોગથી સ્વર્ગવાસી થયા પછી બુદ્ધિવાન લોકોએ વિદ્વત્તા મેળવવામાં પ્રયાસ ન કરવો. કયમ જે વિદ્વત્તાનો જાણનાર કોઈ રહ્યો નથી.

અતિશે ઉગ્રપાપ તથા પુણ્ય કરનાર માણસને ૩ વર્ષે, ૩ માસે, ૩ પક્ષે, ૩ દિવસે આને આ જન્મમાંજ તેનું ફળ થાય છે. આ પ્રકારના વચન પ્રમાણથી તે દુષ્ટ રાજાને વયજલદેવ નામના દ્વારપાળે છરી વડે છુંદી છુંદીને એવો માર્યો કે તેમાં પડેલા કૃમીઆએ ભક્ષણ કરેલો આજ જનમમાં નર્ક દુઃખ ભોગવી મરણ પામ્યો. સંવત ૧૨૩૦ વર્ષથી આરંભી અજયદેવે ૩ વર્ષ રાજ્ય કર્યું. સંવત ૧૨૩૩ થી આરંભી ૨ વર્ષ બાળ મૂળરાજે રાજ્ય કર્યું. એની નાઈકીદેવી નામે માતાએ પરમર્દિ રાજાની દીકરીએ ખોળે પુત્ર લઈ, ગાડરારઘટ નામના ઘાટમાં મ્લેચ્છ રાજાની સાથે સંગ્રામ કરતાં તેના પુણ્ય પરાક્રમથી અકાળમાં આવેલા ઘણા મેઘની સહાયતાથી તે મ્લેચ્છ રાજાને જીતી ફત્તેહ મેળવી. સંવત ૧૨૩૫ વર્ષથી આરંભી ૬૩ વર્ષ સુધી શ્રી ભીમદેવે રાજ્ય કર્યું. એ રાજા રાજ્ય કરતો હતો ત્યારે સોહડ નામે માળવદેશના રાજાએ ગુજરાત લેવાને માટે સીમાડામાં આવી મુકામ કર્યો. ત્યારે તેના પ્રધાને સન્મુખ જઈ આ પ્રકારે એક શ્લોક કહ્યો, તેનો અર્થઃ

રાજા રૂપી સૂર્યનો પ્રતાપ પૂર્વ દિશમાંજ શોભે છે. ને તેને તે પ્રતાપ પશ્ચિમ દિશામાં જાય છે ત્યારે નાશ પામે છે. આ પ્રકારની તેની વિરુદ્ધ

વાણી સાંભળી તે રાજા પાછો વળી ગયો. ત્યાર પછી તેનો પુત્ર અર્જુનદેવ નામે રાજા થયો. તેણે ગુજરાત દેશ ભોગવ્યો. પછી ભીમદેવ રાજાના રાજ્યની ચિંતા કરનાર, ને વ્યાઘ્રપલ્લી નામે સંકેત.સ્થાનમાં (વાઘેલી ગામમાં) પ્રસિદ્ધ શ્રી આનાકનો પુત્ર લવણસાહપ્રસાદ નામે હતો. તેણે ઘણા કાળ રાજ્ય કર્યું. તેનો પુત્ર રાજયભાર ધુરંધર શ્રીવીરધવલ નામે હતો, તેની માતા મદનરાજ્ઞી નામે હતી, તેણીએ દેવરાજ પટ્ટકિલ નામે પોતાના બનેવીનો, બ્હેન મરણ પામ્યા પછી ઘણો નિર્વાહ ન થઈ શકે એવો આપત્કાળ ( સહન ન થાય એવું કષ્ટ ) સાંભળી, લવણપ્રસાદ નામના પતિને પુછી, વીરધવળ નામે બાળકને સંઘાથે લેઈ, દેવરાજને ઘેર ગઈ.

દેવરાજે તે સ્ત્રીનું રૂપ તથા ગુણ અતિશે જોઈ મહામોહ પાંમી તત્કાળ પોતાની ભાર્યા કરિ લીધી. લવણપ્રસાદે તે સઘળું વૃત્તાંત સારી રીતે જાણ્યું. પછી તેને જીવથી મારી નાખવાનો વિચાર કરી રાત્રિયે તેના ઘરમાં છાનો પેશી સંતાઈ રહ્યો. હાથમાં તરવાર લેઈ મારવાનો અવસર જુવે છે, એટલામાં તે ભોજન કરવા બેઠો. પણ એમ બોલ્યો કે વીરધવળ વિના હું નહિ ભોજન કરૂ. એમ વારંવાર બોલી ઘણા આગ્રહથી તે બાળકને મંગાવી સંઘાથે લેઈ એક થાળમાં બેઉજણ જંમ્યા બેઠા. એટલામાં જાણે મૂર્ત્તિમાન્ સાક્ષાત્ યમરાજ હોય એવી રીતે પોતાને નાશ કરનાર લવણપ્રસાદને દેખી દેવરાજનું મુખ કાળુ થયું. ( ચેહેરો ઉતરી ગયો ) તે જોઈ લવણપ્રસાદ બોલ્યો, કે તું બીહીશ માં. કેમજે હું તુને મારવા આવ્યોતો તો ખરો, પણ આ વીરધવળ પુત્ર ઉપર, તારૂ સ્નેહ સાક્ષાત્ મારિ નજરે દીઠું માટે મારવાના આગ્રહથી હું નિવૃત્તિ પામ્યો છું. પછી દેવરાજે આદરસત્કાર ઘણો કર્યો પણ તે ન ગણગારતાં જેમ આવ્યો હતો તેમ પોતાને ઘેર ચાલ્યો ગયો. વીરધવળની ઓરમન માના પુત્રો રાષ્ટ્રકૂટ રાજાના વંશમાં થયેલાં. સાંગણ ચામુંડરાજ ઈત્યાદી મહા શૂરવીર પુરૂષો, તે સમે જગતમાં ઘણા પ્રસિદ્ધ હતા. પછી વીરધવળની ઊંમર મોટી થઈ તેમ જ્ઞાન પણ વૃદ્ધિ પામ્યું ત્યારે તે વૃત્તાંતથી લજ્જા પામી દેવરાજના ઘરનો ત્યાગ કરી પોતાને ઘેર આવી પિતાની સેવામાં રહ્યો. યુક્ત અવસ્થા થઈ ત્યારે સત્યગુણ, ઉદારપણું, ગંભીરપણું, ધીરજપણું, નીતિપણુ, વિનયપણું, ઉચિતપણુ તથા દયા, દાન ને ડાપણુપણું વિગરે ઘણા ગુણોથી શોભતો થયો. આસ્તે આસ્તે ક્રં-

ટાની પેઠે નડતા શત્રુઓને વેગળા કરી કેટલીક પૃથ્વીને દબાવી પોતે ધણી થઈ પડયો. પછી કેટલાક દેશો પિતાયે પણ રાજી થઈ આપ્યા. એ રાજાનો ચાહડ નામેં બ્રાહ્મણ પ્રધાન હતો પણ તેથી ધણી રાજ્ય વૃધિ ન થઈ શકી, માટે કોઈ બુદ્ધિવાન વાંણીયાને પ્રધાન કરવો. એ વિચારમાં વીરધવળ હતો, એવામાં પ્રાગ્વાટ વંશમાં ( પોરવાડ વાણિયાના વંશમાં ) મોતિમણી સમાન પાટણનો રહેનાર, તત્કાલ તે ગામમાં આવેલા તેજપાળ નામના મંત્રિ સાથે ધણી પ્રીતિ થઈ, તે મંત્રિની ઉત્પત્તિ નીચે પ્રમાણે.

ક્યારેક પાટણમાં ભટ્ટારક શ્રી હરિભદ્રસૂરી સિદ્ધાન્તની વ્યાખ્યા કરતા હતા. તે વખત પર્વતિથિ હતી માટે સ્ત્રી પુરૂષોનો સમાજ ઘણો ભરાયો હતો. તે સભાના અલંકાર રૂપ અતિશે રૂપવાન કુમારદેવી નામે કોઈ વિધવા સ્ત્રી આવી આચાર્યની દેશના સાંભળવા બેઠી. આચાર્ય પણ તેના સામું વારંવાર જોઈ સિદ્ધાન્તમાં આવેલા સામુદ્રિકનુ (શરીરનાં લક્ષણ તથા ચિન્હોનુ ) વર્ણન કરતા હતા. તે સમે તે સભામાં બેઠેલા આશરાજ નામના પ્રધાનનું મન, તે રૂપિ લોઢુ તે વિધવાના રૂપ રૂપી ચમક પાષાણમાં હદ છોડી ચોટી ગયુ. તેને ખેંચવા એ પ્રધાન સમર્થ ન થયો. અવસરના જાંણ મહા ચતુર એ આચાર્યે પણ ઝટપટ તે વ્યાખ્યાન આટોપી દીધું. પછી અવસર જોઈ મંત્રીએ સૂરિને વિધવા સામું વારંવાર જોવાનું કારણ પુછ્યુ. ત્યારે તેમણે કહ્યું કે અમારે દેવતાનો આદેશ એવો થયો છે કે, આ વિધવાની કુખે સૂર્ય તથા ચંદ્ર એ બેનો અવતાર થવાનો છે, માટે તેના સામુદ્રિક ચિન્હોને વારંવાર જોતા હતા. આ પ્રકારે આચાર્યના મુખથી સાંભળી તે વિધવા સ્ત્રીનું હરણ કરી, તેને પોતાની અતિશે સર્વોપરી વાલ્હી સ્ત્રી કરી રાખી. તેની સાથે કામભોગ કરતાં કરતાં ગર્ભ થયો તે અનુક્રમે તેને પેટ જન્મ ધારણ કરતા સૂર્ય ચદ્રના અવતારરૂપ વસ્તુપાળ તથા તેજપાળ એ નામના પ્રખ્યાત પ્રધાન થયા.

એક દિવસ વીરધવલદેવે પોતાની પ્રધાન પદવી આપવા વાસ્તે તેજપાળની પ્રાર્થના કરી. ત્યારે તેણે રાજાને કહ્યું કે, એક દિવસ સહકુટુંબ મારે ઘેર ભોજન કરવા ( મીજમાની ) પધારો પછી હું એ વાત અંગીકાર કરીશ. એ વાત રાજાએ કબુલ કરી પછી પ્રથમ પોતાના મેહેલમાં રાણીસહિત રાજાને ભોજન કરાવી તેજપાળની અનુપમા નામે સ્ત્રીએ જયતલદેવી

નામે રાણીને પોતાના કાનનું કર્પૂરમય કોઈ તરેહવારનુ આભૂષણ, તથા કર્પૂર સુવર્ણ મણિમોતિ યુક્ત રચના વિશેષથી શોભતો એકાવલી નામનો હાર અર્પણ કર્યો. તેજપાળે રાજાની આગળ સુંદર ભેટ સામગ્રી લાવી અર્પણ કરવા માંડી ત્યારે રાજાએ તેનો નિષેધ કરી પોતાનો વેપાર અર્પણ કર્યો. (પોતાના મુખ્ય પ્રધાનની જગ્યા આપી) તેમાં આ પ્રકારનો લેખપત્ર કરી આપ્યો કે, જે આજ વર્તમાનકાળમાં તમારી પાસે ધન છે તે કાંઈ કદાપિ તમારા ઉપર કોપ કરૂં, તોપણ તે ન લેવું. એવો, પ્રતીતિ પૂર્વક આ લેખ તમને અર્પણ કરૂંછું. એ પ્રકારે ત્રાંબાપત્ર કરી આપી એવી પ્રધાનપદવી આપી, કે જેમાં અવિનાશી સ્વતંત્રપણાનોજ સંબંધ જણાયા કરે. પછી રાજાએ ઘણી પ્રસન્નતાથી પોતાનાં પંચાંગમાં ધારણ કરેલાં વસ્ત્ર આભૂષણ સર્વે ઉતારી તેજપાળને આપ્યાં. તેજપાળે પણ થોડા કાળમાં યુક્તિથી એ રાજ્યની ઉન્નતાઈ ઘણીજ વધારી. તે ઉપર નીતિશાસ્ત્રનો શ્લોક છે. તેનો અર્થઃ—

અર્થઃ—રૈયત ઉપર વેરો નાખ્યા વગર કોસ (દ્રવ્ય ભંડાર) વધારે વધ કર્યા વિના દેશની રક્ષા કરે, ને યુદ્ધ કર્યા વગર દેશ વધારે, તે બુદ્ધિવાન્ પ્રધાન જાંણવો.

ઈત્યાદિ સકળ નીતિશાસ્ત્રનો સાર જાણવાથી પરીપકવ બુદ્ધિવાળા તેજપાળે, પોતાના સ્વામીની ઘણી વૃદ્ધી કરી. નિત્ય સૂર્યોદય વખતે વિધિસહિત તીર્થંકરની પૂજા કરી ગુરૂવંદન પૂજન કરતો હતો. પછી ગુરૂને દ્વાદશાવરત વંદન કરી (એક જાતનો નમસ્કાર) પચખાણ( એક જાતનો નિયમ) લેતો હતો. ને એકકે નવો નવો શ્લોક ગુરૂ પાસેથી શીખતો હતો. પછી રાજ્ય સંબંધી અવશ્ય કામકાજનો વિચાર કરી, તરતના તાજા રસથી યુક્ત ભોજન કરતો હતો.

એક દિવસ ખાનગી ખરચનો લખનાર મુંજાળ નામે મોટા શ્રાવકે અવસર જોઈ રાજાને પુછ્યું કે સવારના પોરમાં આપ સરકાર ટાઢુ જમો છો, કે તાજુ? આ પ્રકારે બે ત્રણ વખત પુછ્યું. ત્યારે આ ગામડીઓ શેઓ છે માટે કાંઈ સમજતો નથી. એમ ધારી ક્રોધથી તીરસ્કાર કરી કહ્યું કે તુંતો ગોવાળીઓ છું, એમ કહી ગાળ દીધી. ત્યારે તે ધીરજ રાખી બોલ્યો કે, આપણા બેમાંથી એક જણ હશે. આ પ્રકારનું તેના બો-

બવાનું ડહાપણ જોઈ ચમત્કાર પામી તેજપાળ બોલ્યો કે, તમારા ઉપદેશનું રહસ્ય મારા સમજવામાં આવ્યું નહીં. માટે હે સુજ્ઞ યથાસ્થિત જેમ હોય તેમ કહી સંભળાવો. પછી તે શ્રાવક બોલ્યો કે, જે રસોઈને તમો તાજી જાણી જમો છો, તે રસોઈ ઘણી ટાઢી છે. કેમ જે તે પૂર્વ જનમના પુણ્યરૂપ છે. માટે આજ તે અતીશે ટાઢી થઈ ગઈ એમ માનું છું. આ પ્રકારનો ગુરૂ મહારાજનો સંદેશો હતો તે મેં તો કહી સંભળાવ્યો. ને એનું તત્વ તો તે જાણે છે. માટે ત્યાં આપ સાહેબને પધારવું ઘટે છે. આ પ્રકારે તે શ્રાવકની વાત સાંભળી તેજપાળ પોતાના કુળ પરંપરાથી ચાલતા આવેલા શ્રી વિજયસેન નામે ગુરૂ પાસે જઈ ગૃહસ્થ સબંધી ધર્મ પુછ્યો ત્યારે તે ગુરૂએ જિનેશ્વરનો કહેલો ઉપાસકદશા નામે સાતમા અંગમાંથી દેવપૂજા, આવશ્યક, યતિદાન, આદિ ગૃહસ્થનો ધર્મ કહી સંભળાવ્યો. પછી તે દિવસથી આરંભી તેજપાળે જિનપૂજા, મુનિદાન, પ્રમુખ ધર્મ સબંધી કામ, વિશેષપણે કરવા માંડયાં. ત્રણ વર્ષથી એકઠું કરવા માંડેલા, દેવ ખાતા સંબંધી, છત્રીશ હજાર ધનવતે, બાઉલા નામે ગામમાં શ્રી નેમિનાથ દેવનો પ્રાસાદ કરાવ્યો. સરસ્વતી કંઠાભરણ, લઘુ ભોજરાજ, મહાકવિ, ઈત્યાદિ સારી નામના પેદા કરનાર શિરિ વસ્તુપાલ મંત્રીએ સંવત્ ૧૨૭૭ ના વર્ષમાં મોટી યાત્રા આરંભી. ગુરૂયે દેખાડેલા શુભલગ્ન વખત સંઘાધિપતિપણાનો અભિષેક થયા પછી શ્રીદેવાલયનું પ્રસ્થાન, આરંભ કરતાં દક્ષિણ માર્ગે દુર્ગાદેવિનો સ્વર સાંભળ્યો. તે સ્વરના શુકુનનો જાણુ કોઈ વૃદ્ધ પુરૂષ ઉભો હતો; તેની સાથે વસ્તુપાળે તે શુકુનનો વિચાર કર્યો. જે .હે મરૂવૃદ્ધ ( ઘયડો મારવાડી ) આ સુકન ભારે થયા, એમ કહી શુકુનથી શબ્દ બળવાન છે એમ વિચારી નગરથી બારણે કરેલા નિવાસમાં દેવાલયનુ સ્થાપન કરી પેલા વૃદ્ધ મારવાડીને અવળા , સુકન થયા કે શું, એમ વાત પુછી ત્યારે તે બોલ્યો, કે જ્યાં માર્ગ સબંધી વિષમપણુ આવે, એટલે કયે માર્ગે જવુ એમ સંશય પડે તેવી જગાએ અવળા શુકનછે તેને પણ સવળા જાણવા. એમજ રાજ્યભ્રષ્ટ થયા હોય તેને પણ, જેમ માર્ગનું વિષમપણુછે, તેમ તીર્થ માર્ગનું પણ વિષમપણુ જાણવું. માટે જે જગાએ, એ દુરગાદેવી (એક જાતની ચકલી) દીઠામાં આવી, તે જગાએ કોઈ ડાહ્યા માણસને મોકલી, તે પ્રદેશની તજવીજ કરો, કે એ કેટલે છેટે બોલી. પછી તે પ્રકારે

કરવાથી માલમ પડયું જે, સાડાતેર અછોડાવા છેટે બેઠેલી દુરગાદેવી હતી. આ વાતનો નિશ્ચય થયા પછી, એનુ ફળ મારવાડીએ કહ્યું કે, સાડાતેર દેવયાત્રા તમારે થશે! એમ એ દેવી બોલી, ત્યારે તેજપાલે પુછયું?. કે છેલી અડધી થશે એનું શું કારણ? ત્યારે તે બોલ્યો, કે આ મોટા મંગલીક અવસરમાં કહેવી એ ઠીક નથી, અવસરે નિવેદન કરીસ. એમ કહ્યા પછી સઘળો સંઘ લેઈ તે મંત્રીયે પ્રયાણ કર્યું. તે સંઘમાં સાડાપાંચ હજાર સારાં વાહન હતાં. તથા એકવીસેં શ્વેતાંબર સાધુ હતા, તથા સંઘની રક્ષા કરનાર એક હજાર સ્વારો હતા, તથા સાતસે ઊંટડીઓ સંઘના કામમાં સામેલ હતી. સંઘની રક્ષા કરનાર ચાર મોટા સામંતો હતા, આ પ્રકારની મોટી સામગ્રી લેઈ ચાલતાં પાલીતાણે. પોહોચ્યા. ત્યાં પોતે કરાવેલા, મહાવીર સ્વામીના દેવાલયથી શોભતું લલિત નામના સરોવરની આસપાસ મુકામ કર્યો. ત્યાં વિધિ સહિત તીર્થની આરાધના કરી, મૂળ પ્રાસાદમાં સુવર્ણ કલસ સ્થાપ્યો. તથા શ્રી મોઢેરપુર નામે અવતારની ઉપર ( ઓવારીના ઉપલા ભાગમાં ) શ્રીવૃષભદેવનું તથા પાર્શ્વનાથનું સ્થાપન કર્યું. તથા શ્રી મહાવીર નામે દેવાલય કરાવી સન્મુખ પોતાની આરાધક મૂર્તિ સ્થાપન કરી. વળી દેવકુલિકા નામે મંડપશ્રેણીના બે પાસે, ચોકીની બે પંગતીઓ સ્થાપન કરી. વળી શકુનિકા નામે વિહાર સ્થાનમાં ને સત્યપુર નામના અવતાર ઉપર, ડેરાસરની આગળ, રૂપાનું તોરણ બંધાવ્યું. તથા સંઘને ઉતરવા યોગ્ય કેટલીક ધર્મશાળાઓ બંધાવી તથા સત્યક નામે ધાર્મિક પુરૂષનું દેવાલય તથા નંદીશ્વર પ્રાસાદ તથા ઇંદ્રિમંડપ એ સર્વે કરાવી ત્યાં પોતાની તથા પોતાની સાત પઢીના પૂર્વજોની ઘોડા ઉપર બેઠલી પ્રતિમાઓ સ્થાપન કરી, તથા હાથીપર બેઠેલા શ્રી લવણપ્રસાદની તથા વીરધવળની મૂર્તિ કરાવી, તથા ગુરૂની મુર્ત્તી કરાવી, તેમની આગળ પોતાની આરાધક મુર્ત્તી કરાવી, તેની પાસે ચોકી ઉપર પોતાના મોટા બે ભાઈઓ માળવદેવ અને લુણિગ એ બેની આરાધક મૂર્ત્તીઓ સ્થાપન કરી. ને પ્રતોલી (પોલી) નામનાં સ્થાન, અનોપમ નામનું સરોવર, કપર્દિયક્ષનો મંડપ, તોરણ સાથે બંધાવ્યો અને તે શિવાય જૈન ધર્મનાં નાના પ્રકારનાં કર્મસ્થાનો બંધાવ્યાં વળી એણે નંદીશ્વર નામનું કર્મસ્થાન, કંટેલીયા પાષાણના (પથ્થરની એક જાત) સોળ સ્થંભવાળું બંધાવ્યું. આ પથ્થરો તેણે દરીયા માર્ગે આણ્યા હતા,

અને સમુદ્ર કીનારે બંધાવ્યું હતું. એને વાસ્તે એમ કહેવાય છે કે, જ્યારે એનો એક સ્થંભ લાવીને ઉભો કર્યો હતો ત્યારે તે જમીનમાં અપાર પેસી ગયો હતો. તેના ઉપર બીજો સ્થંભ ચણાવી કામ ચલાવ્યું હતું. અને ઘણે ધર્મે, અને ઘણી મેહેનતે, આ ધર્મસ્થાન ( દેવાલય ) પુરૂ કરાવ્યું હતું. પરંતુ એક વર્ષ થયુ, તેવામાં દરીયાનું અતિ બળીષ્ટ પૂર સ્વભાવિક રીતે આવ્યું અને તેની છોળોથી દેવાલયના પાયાનું ખોદાણ થયું, વિશેષપૂરવિસર્જન થયા પછી જે કાદવ મૂળ સ્થંભને લાગેલો હતો અને જેના જોરથી સ્થંભ જોરવાન અને આખા દેવાલયનો ટકાવ કરતો હતો, તે સ્થંભની જગોએ ફાટતથા બાકાં પડયાં. અને પ્રાસાદ જીર્ણ હાલતમાં આવ્યો. આ ખબર પેહેલ વેહેલી એક ખેપીઆએ આવી મંત્રીને સવિસ્તાર કહી. આ ખબર દીલગીરી ભરેલી હતી, છતાં, મંત્રીએ તે ખેપીઆને આ વાત તેની જીભેથી કહી, તેથી તેને એક સોનાની જીભ બનાવી શરપાવમાં આપી. તે જોઈ પાસે બેસનારાઓએ પુછ્યું, કે આમ કેમ? દીલગીરી ભરેલી ખબર લાવનારને સરપાવ આપવો ઘટે નહી.

તેના ઉત્તરમાં એણે જણાવ્યું કે આ મારા દ્રષ્ટાંતનોલાભ લેઈ હવે પછીના નાના મોટા ધર્માલયો બાંધનારાઓ પોતાના ધર્માલયને અતિ દ્રઢ કરવાને યત્ન કરશે, કે જેથી તેમનું ધર્માલય ઉતમ થશે. આ ધર્મસ્થાનને માટે એવું કહેવાયું છે કે તે ત્રણ વખત પડી ભાગવામાં આવ્યુ હતું. અને ત્રણ વખત ફરી બંધાવામાં આવ્યું છે, જેમાંનું ત્રીજુ, હાલ કાયમ છે. વળી એણે પાલીટાણા ઉપર મોટી પોષધશાળા બંધાવેલી છે.

વળી ગિરનાર ઉપર સંઘ સહિત ગયો. ને પહાડનું સાધન કરી, એક જળપૂર કરાવી તે ઉપર કરાવેલું આશરાજવિહાર તથા કુમારદેવી નામનું સુંદરસરોવર જોઈ શાન્ત થયો. તેવામાં સેવકોએ આવી વિનંતિ કરી કે મહારાજ હવે ધવલગૃહમાં આપ પધારો. તે આપને રહેવાને વાસ્તે પરીપૂર્ણ થયું છે. આ સાંભળી પોતે પોતાના નિવાસમાં જવાને તત્પર થયો. તેવામાં સેવકોને કહ્યું કે ઠીક હું જાઊંછુ. પણ મારા ગુરૂરાજને માટે પૌષધશાળા તઈઆર છે? કે તેઓ ત્યાં પધારે! જવાબ મળ્યો કે! અજુ તે કામ જારી છે, અને તે રહેવાને લાયક થયું નથી. આ સાંભળી એણે મનમાં વીચાર્યું કે મારૂ રહેવાનું ધવલગૃહ તઈયાર થયું છે, પરંતુ ગુરૂ-

રાજાને રહેવાની પૌષધશાળા તઈઆર નથી, ત્યારે હવે મારે શું કરવું, જો હું એકલો ધવળગૃહમાં જાઉં તો ગુરૂરાજની એથી આસાતના ( અવિનય ) થશે. એમ ધારી પોતે સેવકોને હુકમ કરી બહાર ડેરા તંબુ નંખાવી તેમાં ગુરૂરાજ સાથે રહ્યો. પ્રાતઃકાળે ગિરનાર ઉપર જઈ શ્રી નેમિનાથના ચરણકમળની પૂજા કરી, પોતે કરાવેલા શત્રુંજ્યાવતાર એ નામના તીર્થમાં ઘણી પ્રભાવના કરી તીર્થંકરનો જન્મ દીક્ષા, તથા કેવળજ્ઞાન જે દિવસ થાય છે, તે ત્રણ કલ્યાણક દિવસમાં ઉચ્છવ કરી પ્રતિમાનું સ્થાપન કરેલું હતું, તેવા ચૈત્યોમાં તેને ઘટતી ઘણી પૂજા સેવા કરીને ત્રીજે દિવસે જેવામાં પર્વત ઉપરથી ઉત્તરે છે તેવામાં ખબર મળી કે, પૌષધશાળા તૈયાર થઈ ગઈ. આ વાત સાંભળી ગુરૂને લઈ પૌષધશાળામાં ગયો, ને તેના કામકાજ કરનારાઓની ઘણી પ્રશંસા કરી ઘણા સરપાવ આપી રાજી કર્યા. પછી એ મંત્રી પ્રભાસપાટણમાં ચંદ્રપ્રભસ્વામીને ઘણા પ્રભાવથી નમસ્કાર કરી, જેમ ઘટે તેમ પૂજા કરી, પોતે કરાવેલા અષ્ટાપદ પ્રાસાદમાં સોનાનો કુલશ સ્થાપન કરી, ત્યાંના આપવા યોગ્ય પુરૂષોને ઘણુ દાન આપ્યું. પછી ત્યાંના વૃદ્ધ પૂજારીયોમાંથી એક પૂજારી એકસો પંદર વર્ષનો હતો, તેણે વસ્તુપાળને વાત કહી જે, શ્રી હેમાચાર્યે કુમારપાળ રાજાને શ્રી સોમેશ્વર દેવનું પ્રત્યક્ષ દર્શન આ સ્થાનમાં કરાવ્યું હતું ઈત્યાદી વાતો સાંભળી આશ્ચર્ય પામતો મંત્રી પાછો વળ્યો. માર્ગમાં લિંગધારી જૈન સાધુઓનું દુષ્ટ આચરણ દેખી તેમને અન્નદાન આપવાનો નિષેધ કર્યો. તે વાત વાયડ ગચ્છના શ્રી જીનદત્તસૂરીએ પોતાના શ્રાવક પાસેથી સાંભળી. તે વખત પોતાનાં દર્શન કરવા આવેલા મંત્રીને ઠપકો દેઈ ઘણો ઉપદેશ કરી પાછું હતું તેમ અન્નદાન ચાલતું કર્યું. તે ઉપદેશના શ્લોકનો અર્થ નીચે પ્રમાણે.

" આ જીનશાસનરૂપી સમુદ્ર, લિંગધારી સાધુરૂપી ખારા પાણીથી ભરપૂર ભરેલો છે, તેથી એ ગંભીર કહેવાય છે. ૧ માટે સંવિજ્ઞ સાધુ ( સંવેગી સાધુ ) પણ એ લિંગધારીઓનું અનુવંદન કરે છે. માટે સંસારથી ભય પામતા ધર્મી પુરૂષોએ શા વાસ્તે તેમની પૂજા અર્ચા સબંધી નિષેધની ચર્ચા ચલાવવી જોઈએ? ૨ વળી એ લિંગધારીઓની આગળ પ્રતિમાધારી શ્રાવકો પણ પોતાના વિષયનો ત્યાગ કરેછે. એટલે પચખાણ (એક જા-

જાત્યનો(નિયમ) લેછે. માટે વિષયમાં રહેલા લિંગધારીઓની પૂજાનો નિષેધ તો ધર્મ વિરૂદ્ધ છે. ૩ લિંગ ધારણ કરી આજીવિકા કરનારનો જે પુરૂષ તીરસ્કાર કરે છે, તેને જૈન દર્શનના ઉચ્છેદ કરવાનું પાપ લાગે છે. ૪ એ ઉપર આવસ્યક નિર્યુક્તિનું પ્રમાણ દેખાડે છે. પ્રતિમામાં વિચારી જોતાં ખરેખરો તીર્થંકરનો એક પણ ગુણ નથી. એમ છતાં પણ જે એ પ્રતિમાને નમસ્કાર કરે છે, તે મોટી નિર્જરાને ( કર્મ ખપાવવું તે) પામે છે. ૧ જે પુરૂષ જીનરાજે કહેલા લિંગને ( લિંગધારીને ) નમસ્કાર કરે છે તે જો ગુણ રહિત છે તોપણ તેથી આત્માની શુદ્ધિ પામી મોટી નિર્જરાનો લાભ પમાય છે. ૨ ઈત્યાદી ઉપદેશથી જેનું સમકિતરૂપી દર્પણ વિશેપ શુદ્ધ થયું છે, એવા મંત્રીએ દર્શનની પૂજા કરવી એ ઠીક છે એમ ધારી પોતાના નગરમાં પ્રવેશ યર્યો. જ્યારે મોટો ભાઈ લૂણિગ નામે મરવા પડયો ત્યારે તેણે કહ્યું જે મારા નામનું દેવમંદીર આબુ પર્વત ઉપર કરાવજો. આ વાત મંત્રીએ અંગીકાર કરવાથી તેના મરી ગયા પછી, આબુ ઉપર જઈ ત્યાંના રહેનારા ગોઠીઆ લોક પાસેથી જગ્યા માગી પણ તે ન મળવાથી ચંદ્રાવતી નગરીના સ્વામી પાસે જઈ પૃથ્વી માગી લેઈ વિમળશાના ચૈત્યમંદીર પાસે લુણગવસહિકા એ નામનો જગતમાં વિખ્યાત મોટો સર્વોપરિ પ્રાસાદ બંધાવ્યો. તેમાં શ્રી નેમિનાથની પ્રતિમાનું સ્થાપન કર્યું. તે ચૈત્ય મંદીરના ગુણદોષનો વિચાર કરવામાં ઘણો ડાહ્યો યશોવીર નામે પ્રધાન પુરૂષને જાવાળીપુરથી બોલાવી મંત્રીએ એ પ્રાસાદનું સ્વરૂપ પુછ્યું ? ત્યારે તેણે શોભનદેવ નામે પ્રાસાદના કરનાર સૂત્રધારને બોલાવી કહ્યું, કે રંગમંડપમાં વિશાળપણે સ્થાપન કરેલાં પુતળીઓનાં જોડવાં તીર્થંકરના પ્રાસાદમાં સર્વથા અઘટિત છે. તથા વાસ્તુ શાસ્ત્રમાં પણ નિષેધ કરેલો છે એક તો એ દોષ. બીજો ગભારામાં પ્રવેશ કરવાના બારિણા ઉપર એ સિંહનું તોરણ બાંધેલું છે, તે દેવની પૂજાને વિનાશ કરનારૂ છે. તથા ત્રીજું પૂર્વજોની મૂર્તિઓ સહિત હાથીની શાળા પાછલા ભાગમાં છે તે પ્રાસાદ કરાવનારને ઉત્તર કાળમાં હરકત કરનાર છે. આ પ્રકારના મોટા ત્રણ દોષ આ મંદીરમાં થયા છે. માટે આવા વિદ્વાન્ કારીગરમાં પણ આવા દોષ આવ્યા તે ભાવી કર્મનો દોષ છે એમ નિર્ણય કરી તે યશોવીર મંત્રી આવ્યો તો, તેમ પાછો ગયો. તેની સ્તુતિના શ્લોકનો અર્થ નીચે પ્રમાણે.

યશરૂપી મોતીના સમૂહની શિખા જેવા ક્ષીર સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા ચંદ્રમા રૂપ યશોવીર નામે પ્રધાનની રક્ષા કરવા પરમેશ્વરે એના નામમાં શ્રી શબ્દ સ્થાપન કર્યો છે. એટલે જેમ ચંદ્રમામાં લાંછન છે તથા જેમ કર્પૂરની રક્ષા કરવા મરીનો દાણો સ્થાપન કરે છે, તેમ યશ તથા શૂરવીરપણુ, એ પુરૂષમાંથી જતું ન રહે માટે શ્રી શબ્દરૂપી લાંછન મુકયું હોય એમ દેખાય છે. ૧ હે શ્રી યશોવીર તારા વિના સઘળુ યશ તથા શૂરવીરપણું મિથ્યા છે. જેમ એકડા વિના મીડાં ફોગટ છે ને જેમ એકડો આગળ કરી મીડાં કરીએ તે સાર્થક થાય, તેમ તમને આગળ કરીએ તો સર્વે યશ તથા સર્વે શૂરવીરો સાચા છે એમ અનુભવમાં આવેછે. ૨

કવિ કહે છે કે અમારા મનમાં એવો તર્ક થાય છે કે, હે યશોવીર બ્રહ્માએ ચંદ્રમંડળમાં તમારૂં નામ લખવાનો ઉદ્યોગ કર્યો. તેમાં પેહેલા બે અક્ષર લખ્યા, એટલે યશ એવા બે અક્ષર, તે જગતમાં પણ ના માયા માટે બીજા બે અક્ષર લખવાના રહેવા દીધા, તે અદ્યાપિ પણ ચંદ્રમંડળમાં મૃગલાંછન રૂપે દેખાય છે.

એ પ્રકારે તીર્થયાત્રાઓના પ્રબંધો પુરા થયા.

---

વસ્તુપાળને ખંભાતમાં સૈયદ નામે વહાણવટીઆ સાથે સંગ્રામ થયો ત્યારે તેણે ભરૂચથી શંખ નામે એક મહામોટો બળવાન કાળ પુરૂષ જેવો મહા મોટો જોરાવર પુરૂષ વસ્તુપાળની સાથે યુદ્ધ કરવાને વાસ્તે તત્કાળક બોલાવી મંગાવ્યો. તેણે આવી સમુદ્રને કાંઠે નિવાસ કર્યો. નગરમાં પેસવાના માર્ગો શત્રુથી ભરપૂર જોયા તથા વેપારી લોકનાં ચિત્ત વહાણોની ખબર મળવા વિષે આકુળ વ્યાકુળ થયેલાં જોઈ સેવકો મોકલી વસ્તુપાળ સાથે સંગ્રામ કરવાના દિવસનો નિશ્ચય કરાવ્યો. ને ચતુરંગ સેના એકઠી મેળવી. તેવામાં વસ્તુપાળે પણ ગુડ જાતીનો ( ગોલો) ભૂણપાળ નામે મહા મોટો સુભટ હતો તેને સંગ્રામમાં અગ્રેસર કરી લડાઈ ચાલતી કરી. તે ભૂણપાળે એવો નિયમ લીધો કે હું શંખ વિના બીજાને મારૂં તો કપિલા ગાયને મારૂં એટલું મારે માથે પાપ થાઓ. એવી રીતે પણ લઈ સંગ્રામમાં પડતું નાખી શંખ કયાં છે, શંખ કયાં છે એમ બુમો પાડતો ચાલ્યો, તેવામાં જેણે જેણે કહ્યું જે હું શંખ છું, તેમને તત્કાળ મારી નાખ્યા ને પોતે

મનમાં વિચાર્યું જે સમુદ્રમાં શંખ ઘણા પાકે છે માટે અનેક શંખ હશે. એમ ધારી મારતો મારતો ચાલે છે, તેવામાં મહાસાધનીક નામે સાચા શંખે તેનું શૂરવીરપણું જોઈ વખાણ કરી બોલાવ્યો, પછી તે શંખે એક-જ ભાલાના પ્રહારથી તેને ઘોડા સહિત મારી નાખ્યો. ત્યાર પછી વસ્તુપાળે સંગ્રામમાં આવી સિંહ જેમ હાથીના ટોળાને નસાડે તેમ ચ્યારે પાસથી શંખની ફોજને નસાડી. તે ત્રાસ પામી દિશોદિશ નાઠી. પછી સૈયદને માર્યો ને લડાઈ પુરી કરી. પછી વસ્તુપાળે લુણપાળના મૃત્યુસ્થાનમાં લુણપાળેશ્વર એ નામનો પ્રાસાદ બંધાવ્યો.

એક દિવસ સોમેશ્વર નામે કવિ, વસ્તુપાળે કરાવેલા સરોવરના વ-ર્ણનનું કાવ્ય બોલ્યા, તેનો અર્થ નીચે પ્રમાણે—

હે પ્રધાન તારૂ કરાવેલું સરોવર વખાણવા યોગ્ય હંસ વતે શોભે છે. તથા વાયુ વતે ચંચળ થએલા કમળની કાંતિ વતે રંગાયલા તરંગોથી શોભે છે. અતિશે ગંભીર જળમાં બગલાના ભયથી સંતઈ ગએલા મચ્છ વતે શોભે છે. તથા તટ ઉપર ઉગેલા ઘણા વૃક્ષોની તળે સુખે સુતેલી સ્ત્રી-ઓના ગાનથી શોભે છે. ને ક્રીડા કરતા તરંગોથી ચંચળ થએલા ચક્રવાક પક્ષીવતે શોભે છે. આ કાવ્યની ખુબી જોઈ તે કવીને સોળ હજાર દ્રમ્મ (એક જાતનું નાણું રૂપીઆનો ચોથો ભાગ) આપ્યા.

એક દિવસ ઘણા વિચારમાં પડેલો વસ્તુપાળ મંત્રી, નીચુ ઘાલી પૃથ્વી સામું જોતો હતો. તે વખત સોમેશ્વર નામે કવી તેની પાસે આવી તે સમયને ઘ-ટતું એક કાવ્ય બોલ્યો તે (૨૫૨ પૃ૦ જુઓ). તેનો અર્થ.

જગતમાં લોકને ઉપગાર કરનાર તું, એકજ છું. આ પ્રકારનું સત્પુ-રૂષોનું બોલવું સાંભળી, લજ્જાથી નમ્ર થતા મસ્તક વડે તું પૃથ્વી તળને જોતો છું તેનું કારણ હું જાણું છું. હે સરસ્વતીના મુખકમળને શોભાવનાર વસ્તુપાળ મંત્રી, પાતાળથી બલિરાજાનો ઉદ્ધાર કરવા વારંવાર તું માર્ગ ખોળું છું. આ કાવ્યથી રાજી થએલા વસ્તુપાળે એ કવિને આઠ હજાર રૂપી-આ આપ્યા.

વળી એક દિવસ સભામાં એક શ્લોકનાં ત્રણ પદ પંડીતો બોલ્યા તેવી રીતનું ચોથુ પદ ન જડયું ત્યારે તે શ્લોકનું ચોથુ પદ જેવું જોઇએ તેવું પૂરી આપનાર જયદેવ નામે કવીને વસ્તુપાળે ચાર હજાર રૂપીઆ આપ્યા. તે શ્લોક (પૃ૦ ૨૫૨ જુઓ.) તેનો અર્થ—

કર્ણ રાજાએ પોતાના શરીરની ત્વચા માગનારને આપી. ને શીબી રાજાએ પોતાના શરીરનું માંસ આપ્યું ને જીમૂતવાહને પોતાનો જીવ આપ્યો. ને દધીચીએ પોતાના શરીરનાં હાડકાં આપ્યાં. ને વસ્તુપાળે વારંવાર ધન આપ્યું.

એક દિવસપંડીતોના દર્શનનો લાભ લેતી વખત કોઈક દરિદ્રી બ્રાહ્મણે પોતાને ઓઢવાની એક પીછોડી માગી, ત્યારે તત્કાળ સેવકોને આજ્ઞા કરી અપાવી. ત્યાર પછી તે સમયને ઘટતો એક શ્લોક એ બ્રાહ્મણ બોલ્યો (પૃ. ૨૬૩ જુઓ.) તેનો અર્થ—

હે દેવ તમારા શત્રુની સ્ત્રીઓને રેહેવાની જેવી પર્ણશાળા ( ઝુંપડી ) હોય તેવી આ મારી પીછેડી છે.

ઝુંપડીમાં જેમ કોઈ જગાએ આકડાનું તુર, કોઈ જગાએ બંધીઆ, કોઈ જગાએ કરાંડીઓ હોય છે, તેમ અમને દાન કરેલી પીછેડીમાં કોઈ કોઈ જગાએ, રૂનાં પુમડાં જાડા જીણા સુરતરના તાંતણા, અને કપાશીયાનાં બીયાં જણાય છે.

આ સાંભળીને મંત્રી તેના ઉપર ઘણો ખુશી થયો. તેની વાકયશક્તિને ઉત્તેજન આપવા પંદરસે રૂપીઆનો શિરપાવ આપ્યો. આ સમય સંભવે ત્યાં એક બાળચંદ્ર નામનો જૈન સાધુ, જે પ્રસિદ્ધ હેમાચાર્યનો શિષ્ય હતો. અને જે મહા કવિમાં ગણાતો હતો તેણે મંત્રીને નીચે લખેલા અર્થ પ્રમાણે કાવ્ય કહી સંભળાવ્યું.

હે મંત્રિન્ તમારામાં અને શિવમાં હવે કંઈ ફેર રહ્યો દેખાતો નથી કેમકે, કે, શિવને ગૌરી (પાર્વતી) જેમ વહાલી સ્ત્રી છે તેમ આપને ગૌર-અંગ વાળી અતિશે વહાલી સ્ત્રી છે. અને જેમ શિવને વૃષ નામે નંદીકેશ્વર ઉપર આદર છે તેમ આપને વૃષ કહેતાં ધર્મ ઉપર આદર છે. વળી શિવ જેમ ભૂતિ કેહેતાં ભસ્મ, યુકત છે તેમ તમો ભૂતિ કહેતાં સમૃદ્ધિએ યુક્ત છો. વળી શિવ, લસદ્ગુણ કહેતાં ગુણવતે શોભે છે. તેમ આપ શોભો છો ને શિવને જેમ શુભ ગણ છે, તેમ આપને શુભ ગણ કહેતાં સારા સેવકો છે. એથી હવે વધારે આપને શું કહું. ફકત શિવમાં ને આપણામાં કાંઈ ખામી દેખાતી નથી, ખામી છે તે ફકત જેમ શિવને બાલચંદ્ર લલાટને વિષે છે તેવા હોવાને આપણી પાસે કાંઈ સાધન નથી. એટલી ન્યૂનતા

દેખાય છે. આ સાંભળી મંત્રી બાલચંદ્ર ઉપર વિશેષ ખુશી થયો. અને તેની આચાર્ય પદવી સ્થાપના કરવાની વખતે તેના લાભમાં એક હજાર રૂપીઆ ખરચ કરી યથાસ્થિત શોભા આપી. વળી મલેચ્છ સુલતાનનો ગુરૂ આલમખાન જે મક્કે હજ કરવા જતો હતો તે દરમજલ કાપતાં ગુજરાતમાં આવ્યો તે ખબર લવણપ્રસાદ અને વીરધવળના જાણવામાં આવી. એને ઝાલી રાખવાની ગોઠવણ કરવા વાસ્તે વસ્તુપાળને બોલાવી સલાહ પુછી. ત્યારે તેણે એક નીતિશાસ્ત્રનો શ્લોક કહ્યો. તેનો અર્થ.

ધર્મ સબંધી કપટ પ્રયોગવતે જે કાર્યસિદ્ધી રાજાને થાય છે. તે પોતાની માના દેહને વેચી દ્રવ્ય પેદા કરવા જેવી છે. ઈત્યાદી ઉપદેશ કરી જેમ બે વાઘની વચ્ચેથી બકરાને છોડાવે તેમ આલમખાનને છોડાવી તેને માર્ગની ખરચી પાણી આપી. સત્કાર કરી તીર્થ જવા મોકલ્યો. પછી કેટલેએક વર્ષે આલમખાન જાત્રા કરી પાછો આવ્યો. ત્યારે વસ્તુપાળે પોતાને ત્યાં રાખી ઘટે તેવો શિરપાવ આપી આદર સત્કાર કર્યો. અને પોતાને મુલક જવાની રજા આપી. જ્યારે આલમખાન પોતાને દેશ ગયો ત્યાં સુલતાનની અગાડી એમણે જે જે જાત્રામાં નવું જોયું હતું તે વિષેનું વર્ણન કરતાં વસ્તુપાળનું અને તેના આદર સત્કારનું સવિસ્તર વર્ણન કર્યું સુલતાન અતિ પ્રસન્ન થયો. અને ઘણી નમ્રતાઈથી વસ્તુપાળને લખ્યું કે તમોજ અમારા મુલકના અધ્યક્ષ છો. તમારીજ સર્વ સત્તા છે અત્ર અમો તમારાજ સેવક છૈએ. માટે શંકા દૂર કરી અમને વખતે વખતે કામકાજ કેહેતા જવું. એવા કાગળ પત્રનો વ્યવહાર ઘણા વર્ષ રહ્યો. તેથી સુલતાન અને વસ્તુપાળ એ બેઉ એક અંતઃકરણવાળા મિત્ર થયા. કેટલેએક વર્ષે વસ્તુપાળે શત્રુંજા ઉપર આદિનાથ દેવની પ્રતિમા માટે પથ્થર જોઈએ–તે–ઉમ્માણી નામના પથ્થરની ખાણનો સારો લાયક જોઈયે એમ ધારી–સુલતાનને વિનંતિ પત્ર લખ્યો. તેણે આ કામ પોતાને ધન્યલાભ જેવું છે એમ સમજી અતિ આદર સાથે તે કામનો અંગીકાર કર્યો. અને ઘણાજ પ્રયત્નથી અને જતનથી તે ખાણનો સારો પથ્થર વસ્તુપાળને ત્યાં રવાને કર્યો. તે પાષણને પર્વત ઉપર લાવતાં પણ મૂળનાયકના (અધિષ્ટાયક દેવના) ક્રોધથી વિજળી પડવા રૂપ મોટો ઉપદ્રવ થયો. એટલુજ નહી પણ એ મંત્રીને જીવતાં સુધી શ્રી દેવતાએ દર્શન પણ ન દીધું.

કોઈ પર્વ દિવસે અનુપમા સ્ત્રીએ મુનીઓને અન્નદાન આપાવા માંડ્યું તે વખત કોઈ કામના ઉત્સાહથી વીરધવળ જાતે મંત્રીને ઘેર આવ્યો. તે વખત શ્વેતાંબર વેષધારી સાધુઓથી દ્વાર પ્રદેશ ઘણું ભીડાભીડવાળું દેખી આશ્ચર્ય પામી મંત્રીને કહ્યું. હે મંત્રિન્ આ પ્રકારના દાનથી નિરંતર, આ લોકોને કેમ સત્કાર કરતા નથી. તમારી જો શક્તી ના હોય, તો એ કામમાં મારો અર્ધો ભાગ ગ્રહણ કરો. અથવા એનું સઘળું દ્રવ્ય મારી પાસેથી લેઈ નિરંતર દાન આપો. હું તો એટલાજ કારણથી કહેતો નહોતો, કે જે કહેવાથી તમારા ઉત્સાહનો ભંગ થાય. આ પ્રકારનું વીરધવળના મુખ રૂપી ચંદ્રથી નીકળતું વાણી રૂપી અમૃતનું પાન કરી જેના સર્વે તાપ શાંત થએલા છે એવો તે મંત્રી બોલ્યો કે આ સઘળું તમારૂંજ છે. માટે સ્વામીનો અર્ધ ભાગ કરવાનું કાંઈ પ્રયોજન નથી. એમ કહી અતિ સ્નેહથી ખેસનો છેડો હાથમાં લેઈ ઘણા માનથી મુખભણી ફેરવી લુંછણાં ( વારણાં ) લીધાં, એટલે ઘણો સ્નેહ દેખાડ્યો. એક દિવસ સાધુઓને દાન આપતી વખત નાંના મોટા ઘણા સાધુ એકઠા થઈ ગયા હતા તેની ભીડાભીડમાં નમસ્કાર કરતી અનુપમા નામે એ મંત્રીની સ્ત્રીના હાથમાંથી ટોકાટોક ભરેલુ ઘીનુ પાત્ર, મંત્રીના બર્ઈડા ઉપર પડ્યુ. તે જોઈ કોપ પામેલા તેજપાળને સાંત્વન કરતી અનુપમા બોલી કે સ્વામીના પ્રસાદથી મુનિજનના પાત્રમાંથી પડેલા ઘી વતે શરીરનું અભ્યંગ ( જેમ તેલ મર્દન થાય. છે તેમ ઘૃત મર્દન થયું. ) આ પ્રકારના મધુર વચનથી શાંતી કરતી અનુપમાના સંપૂર્ણ દાન વિધિથી ચમત્કાર પામેલા તેજપાળે પોતાના પાંચે અંગની પ્રસાદી આપી, ઘણુ પ્રસન્ન થઈ, એ સ્ત્રીની ઘણી પ્રશંસા કરી. તે સમે તેજપાળે બોલેલા શ્લોકનો અર્થ.

પ્રિય વાણી સહિત દાન, ને ગર્વ રહિત જ્ઞાન, ને ક્ષમા સહિત શૂરવીરપણું, તથા દાન સહિત ધન, એ પ્રકારના યોગવાળાં ચાર વાનાં મળવાં ઘણાં દુર્લભ છે.

આ પ્રકારે અનુપમા, સમગ્ર દાનેશ્વરીમાં મુખ્ય ગણાતી હતી. વળી જૈનાચાર્યો પણ એને આ પ્રકારે વખાણતા હતા. તે શ્લોકનો અર્થ.

અનુપમા એવું નામ જથાર્થ છે. કેમ જે લક્ષ્મી ચંચળ છે માટે તેની ઉપમા પણ અનુપમાને સંભવતી નથી. વળી પાર્વતી, ચંડિકા (ક્રોધવાળી)

કહેવાય છે. માટે તેની પણ ઉપમા ન દેવાય. તથા ઇંદ્રાણીને ઘણી શોકયો-રૂપી દૂષણ છે માટે એની પણ ઉપમા સંભવતી નથી. તથા ગંગા પણ નીચા માર્ગમાં ચાલનારી છે. માટે એની પણ ઉપમા સંભવતી નથી. માટે એ નામમાંજ એવો અર્થ રહેલો છે કે જેને ઉપમા આપી શકાતી નથી.

એક દિવસ પાંચ ગામ સબંધી લડાઈમાં તઈયાર થએલા વીરધવળ તથા લવણપ્રસાદને જોઈ વીરધવળની સ્ત્રી જયતલદેવી નામે રાણી સંધિ, કરવા વાસ્તે પોતાનો બાપ જે શોભનદેવ નામે હતો, તેને ઘેર ગઈ. ત્યારે તે બોલ્યો કે તું વિધવાપણું થવાના ભયથી સંધિ કરવા અહીં આવી છું? આ પ્રકારનું તેનું વચન સાંભળી શૂરવીર મધ્યે ચુડામણી સમાન પોતાનો પતી વીરધવળ છે, એમ ઉન્નતાઈ જણાવતી બોલી કે પિતાના કુળનો નાશ થશે એવી શંકાથી આ પ્રકારે વારંવાર કહું છું, નહીં તો જે વખત વીરધવળ ઘોડા ઉપર બેશી સંગ્રામમાં નીકળશે તે વખત કોની મગદૂર છે કે એના સામો આવી ઉભો રહે! એમ કહી ક્રોધ સહિતજ પાછી પોતાને ઘેર આવી. પછી મુકરર કરેલા સગ્રામના દિવસમાં લડતા લડતા ઘણા પ્રહારની પીડાથી વ્યાકુળ થએલો વીરધવળદેવ પૃથ્વી ઉપર પડયો તે ઉપર એક શ્લોક છે તેનો અર્થ.

પાંચ ગામની તકરાર વાસ્તે થએલી લડાઈમાં મહાપરાક્રમી વીરધવળ ઘણાઘા વાગવાથી ઘોડાપરથીપડયો તોપણ અહંકાર રૂપી ઘોડા ઉપરથીપડયો નથી, આ પ્રકારનો બનાવ જોઈ કેટલાક સુભટો પાછા હટી ગયા. તેની પાસે આવી, લવણપ્રસાદ આ પ્રકારે બોલી ઉશકેરણી આપતો હતો જે આપણે આટલા બધા મહા શૂરવીર સ્વારો છીએ. તેમાંથી એક સ્વાર પડયો તેથી તમો શું પાછા હઠો છો. એમ કહી પોતાના લશ્કરને ઉચ્છાહ પમાડી એક ક્ષણ માત્રમાં સમસ્ત શત્રુઓને મૂળમાંથી ખોદી નાખ્યાં. એટલે તેમને જીતી લીધા. આ પ્રકારે એકવીશ વાર લડાઈ કરી, પોતાના મહા બળથી શોભતો સંગ્રામનો રશીઓ લવણ પ્રસાદ છે માટે રણક્ષેત્રમાં પિતાની આગળ પ્રાણ રહિત થઈ પડયો. તેજપાળે આખો જન્મારો તીર્થ યાત્રા કરી અનેક પ્રકારનું પુણ્ય પેદા કર્યું હતું. તે સઘળું વીરધવળના મરણ સમે તેની પાસે આવી અર્પણ કર્યું. એક ઘણું દાન ને સહસ્ત્ર ઘણું પુણ્ય એવી કહેવત છે માટે. ત્યાર પછી વીરધવળની જોડે ચિતામાં એકસોને વીશ, તેના પ્રિય સેવકો, બળી મુવા, તો-

પણ બીજા ઘણાક, મરવા તઈયાર થયા, ત્યારે તેજપાળે સ્મશાનમાં, સે-વકોને બેસાંરી ઘણો સકત હુકમ કરી, લોકને બળી મરવાનો આગ્રહ નિવારણ કર્યો. તે સમયના વર્ણનનું કાવ્ય (૨૬૭ પૃ૦ જુ.) તેનો અર્થઃ-

એક ઋતુ આવે છે, ને એક ઋતુ જાય છે. એમ વારા ફરતી અનુક્રમે ઋતુ. જગતમાં આવ્યા કરે છે પરંતુ આતો એક મોટું આશ્ચર્ય થયું; જે બે ઋતુ સંઘાથે આવી? કેમજે વીરધવળનું મરણ થવાથી લોકના નેત્રમાંથી નીકળતાં ઘણાં આંસુ વતે વર્ષાઋતુ, જણાવવા લાગ્યો ને અંતરમાં ઘણો પરિતાપ થવાથી, ગ્રીષ્મઋતુ જણાવવા લાગ્યો.

પછી તેજપાળ મંત્રીએ, વીરધવળનો પુત્ર વીસળદેવને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડ્યો.

એક દિવસ અનુપમા નામે તેજપાળની સ્ત્રી મરણ પામી, તેનો શોક તેજપાળના અંતરમાંથી કોઈ પ્રકારે પાછો હઠતો નથી એવી વાત સાંભળી વિજયસેન નામે જૈનના આચાર્ય તેજપાળ પાસે આવ્યા. તેને જોઈ તેજપાળ કાંઈક લાજ પામી, સચેતન થયો. પછી તે આચાર્ય બોલ્યા કે અમો તો આ અવસરમાં તમારૂ કપટ જોવા તમારી પાસે આવ્યા છીએ. ત્યારે વસ્તુપાળે પુછ્યું કે હે મહારાજ, તે કપટ કીયું? ત્યારે આચાર્ય બોલ્યા કે જ્યારે તેજપાળ નાના હતા તેને પરણાવવાને અમોએ ધરણિગ પાસેથી અનુપમા નામે કન્યા માગી, ને તેનો નિશ્ચય કરયો. તે વાત એમના જા-ણ્યામાં આવી. પછી એમણે એ કન્યાનુ કેવલ કદ્રુપપણુ છે એમ નિશ્ચય કરી, એ સબંધ ભાગવા વાસ્તે ચંદ્રપ્રભ જિનના મંદિરમાં પ્રતિષ્ઠા પામેલા ક્ષેત્રપાળની માનતા માની. જે આ વિવાહ સબંધ ભાગશે તો હું આઠ દ્રમ્મ (બે રૂપૈઆ) નો ભોગ કરી નૈવેદ્ય કરીશ. વલી આજ, તેજ સ્ત્રીના વિ-યોગથી આટલુ બધુ ઉદાસિપણું થયું છે. માટે એ બે વૃત્તાંતમાં શું સાચુ છે, તે જોવા આવ્યા છીયે. આ પ્રકારે તે આચાર્યના મૂલ સંકેત જ્ઞાનથી તેજપાળે પૂર્વની બધી વાત સંભારી પોતાનુ હ્રદય દ્રઢ કરયું,

એક દિવસ વસ્તુપાળ મંત્રીએ પોતાનુ આઊખુ આવિ રહ્યું છે એમ નક્કી કરી શત્રુંજે જવાની ઇછા કરી, તે વાત પુરોહિત (પરોત) સોમેશ્વર દેવના જાંણ્યામાં આવી, ત્યારે તેમની તૈયારી વખત મળવા આવ્યા. તે વખત સેવકોએ સારાં સારાં આસન નાખી આપ્યાં. તોપણ તે ઉપર ન

બેઠા, ત્યારે કોઇએ, તેમને ન બેસવાનુ કારણ પુછયુ. ત્યારે એક શ્લોક બોલ્યા (તે પૃ૦ ૨૬૮ જુઓ.) તેનો અર્થઃ—

અભયદાનથી,જલપાનથી, તથા ધર્મસ્થાનથી આ બધુ પૃથ્વીમંડળ, તથા યશવતે સઘલુ આકાશ મંડળ, વસ્તુપાળે રોકી રાખ્યું છે. માટે ખાલી સ્થાન વિના કયાં બેશીએ?

આ પ્રકારે તે કવિનુ ઉચિત વચન સાંભળી, ઘટે તેમ તેને શિરપાવ આપી પ્રસન્ન કરી, તેની આજ્ઞા લેઈ વસ્તુપાળે માર્ગે પ્રયાણ કર્યું. આ કેવલીઆ ગામમાં એક નાંની ઓરડીમાં નિવાસ કર્યો હતો. ત્યાં ડાભના સાથરા ઉપર સર્વે આહારનો પરિત્યાગ કરી સંથારો (મરણ શય્યા) કર્યો. ગુરૂ મહારાજે અંતકાળની આરાધના કરાવી, તેથી જેનાં સકળ પાપ નાશ પામ્યાં છે, એવા વસ્તુપાળે આત્મનિંદા પૂર્વક સર્વ જીવને ખમાવ્યા. (ક્ષમા માગી) તે શ્લોકનો અર્થઃ—

સત્પુરૂષોને સંભારવા યોગ્ય એવું કોઈ અદ્દભુત સુકૃત (પુણ્ય) મારાથી થઈ ન શકયું. નાના પ્રકારના મનોરથમાં ને મનોરથમાંજ કેવળ સઘળું આઉખુ ચાલ્યું ગયું.

શ્રી યુગાદિ દેવને જપતાં, પૂર્વે કહ્યું તેવું ચિંતવન કરતાં, અરિહંતને નમસ્કાર એજ અક્ષરોની સાથે પ્રાણ નીકળ્યો. એ રીતે સાત ધાતુથી બંધાએલા શરીરનો ત્યાગ કરી, પોતાનુ કરેલું પુણ્ય ફલને ભોગવવા, વસ્તુપાળ મંત્રી સ્વર્ગે પધાર્યો. તેના સંસ્કારની જગાએ, નાનાભાઈ તેજપાળે, તથા પુત્ર જૈત્રસિંહદેવે, શ્રી યુગાદિ દેવની દીક્ષા વસ્થાની મૂર્તિથી શોભતું, સ્વર્ગારોહણ નામે પ્રાસાદ કરાવ્યું.

આ જગાએ વસ્તુપાળની પુણ્ય પ્રશંસા વિષે, વસ્તુપાળના કરેલા તથા બીજાના કરેલા શ્લોક છે તેમનો અર્થઃ—

આદિનાથની યાત્રા કરનાર લોકોની ઘણી સેવા કરી, ખેદ રહિત થઈ વિચાર કરે છે કે, આજ મારા પિતાની આશા સફળ થઈ. તથા માતાના સઘળા આશીર્વાદનો ઉદય થયો. જેથી મેં યાત્રાળુ લોકને પ્રસન્ન કર્યો. ૧

જે પુરૂષોએ રાજાનો મોટો કારભાર કરવો, તે રૂપ પાપથી પુણ્ય પેદા નથી કર્યું, તેમને ધુળધોયા પુરૂષ થકી પણ અતિશે અધમ, હું માનુ છું. એટલે ધૂળધોયો પણ ધૂળમાંથી કંઈક સારી વસ્તુ ખોળી કાઢે છે. તેમ

રાજ્ય કારભારરૂપી ધૂળ ઉથામીને જેણે પોતાની સારી નામના ના કહાડી તે અધમ પુરૂષ જાણવા. ઈત્યાદી. વસ્તુપાળ મહા કવિ સંબંધી કાવ્યો છે. ૨

વળી સ્વામી ગુણથી સંપૂર્ણ ભરેલો, વીરધવળ નામે રાજા હતો. જેણે વિદ્વાન્ લોકો, ભોજ રાજાની ઉપમા આપતા હતા. તથા શ્રી વસ્તુપાળ નામે પ્રધાન કવિ હતો. તથા સર્વે પ્રધાનમાં મુખ્ય તેજપાળ નામે પ્રધાન હતો. તેની સ્ત્રી ઉપમા રહિત ગુણથી ભરેલી અનુપમા નામે સાક્ષાત્ લક્ષ્મી જેવી હતી.

આ પ્રકારે મેરૂતુંગ નામે આચાર્યે પ્રગટ કરેલા પ્રબન્ધ ચિન્તામણિ ગ્રંથમાં કુમારપાળ તથા વસ્તુપાળ તેજપાળનું વર્ણન કર્યું. એ નામનો ચોથો પ્રબન્ધ સંપૂર્ણ થયો.



# प्रकीर्णक प्रबन्ध.

પૂર્વે કહેલાં મહાપુરૂષોનાં ચરિત્ર છે, તે છતાં પણ જે તેમાંથી બાકી રહેલાં હોય તે, તથા તે વિના પણ બીજા પુરૂષોનાં ચરિત્ર, એ રીતે પરચુરણ ચરિત્રોનો, આ પ્રકીર્ણક નામે પ્રબંધ આરંભ કરીએ છીએ.

પૂર્વે શિપ્રા નદીના તટ ઉપર વિરાજમાન અવંતિ નામની નગરીમાં વિક્રમ નામે મહાન્ રાજા રાજ્ય કરતો હતો. એક દિવસ પોતાની સદાવ્રત આપવાની મોટી ધર્મશાળામાં આવી ઉતરેલા પરદેશી લોકો, ભોજન કર્યા પછી સુખેથી નિંદ્રાવશ એવાં થયાં કે તેઓ સર્વે નિશ્ચે અકસ્માત્ મરણજ પામ્યા છે, એવું તપાસ કરવાથી માલમ પડયું. આ વાત સાંભળી રાજા ઘણો આશ્ચર્ય પામ્યો. પણ તેમના મરણનું કાંઈપણ કારણ માલમ ન પડયું, ત્યારે વિચાર કરી તે મડદાંઓને વસ્ત્ર વીંટાળી એકાંતે કરી, તે વાત ઘણી ગુપ્ત રાખી.

પછી બીજે દિવસે આવેલા પ્રવાસી લોકોને પૂર્વની પેઠેજ ભોજન કરાવી રાત્રીયે તેમને તેલ મર્દન કરાવી, ઉષ્ણ જળવતે પગ ધોવરાવી, તથા પગ ચંપી વિગેરે ઘણી સેવા કરી, સર્વ સેવક લોકો પોતપોતાના સ્થાનમાં ગયા. જ્યારે પ્રવાસી લોકો નિંદ્રાવશ થયા, ત્યારે વિક્રમ રાજા રાત્રીનું વૃત્તાંત જાણવા સારૂ હાથમાં તરવાર લઈ એક ખુણામાં ગુપ્તપણે ઉભો છે. એટલામાં મધ્ય રાત્રીએ અકસ્માત્ એક ખુણામાંથી પ્રથમ ઘણો ધુમાડો નીકળ્યો પછી તેમાં કાંઈક તેજ એમ કરતાં અધિક ઝગઝગતો પ્રકાશ, અને હજાર ફુણામંડળથી શોભતો શેષનાગ દેખી ઘણો આશ્ચર્ય પામ્યો. એટલામાં તે નાગદેવતાએ, રાજાની નજર આગળ એક માણસને જગાડી પૂછ્યું કે, **किं पात्रं** ( પાત્ર તે શું? ) એનો ઉત્તર બરોબર ન મળવાથી તેને મારી નાખી, બીજા પુરૂષને જગાડી પૂછ્યું, દરેકને પુછતાં કોઈએ ધર્મપાત્ર, ગુણપાત્ર. તપપાત્ર, રૂપપાત્ર, કામપાત્ર, તથા કીર્તિપાત્ર એમ અજ્ઞાન પણે પોતાની નજરમાં આવે તેમ જુદો જુદો ઉત્તર આપ્યો. તે વખતે શેષનાગના પ્રતાપથી મરણ પામતાં તેઓને જોઈ વિક્રમ રાજા પ્રગટ થઈ હાથ જોડી, આગળ આવી એક શ્લોક બોલ્યા, તેનો અર્થઃ—

હે સર્પરાજ જગતમાં અનેક ગુણથી અનેક પ્રકારનાં પાત્ર હોય છે, પરંતુ સર્વોપરી શુદ્ધશ્રદ્ધાથી પવિત્ર થયેલું મનરૂપી પરમ પાત્ર છે. આ પ્રકારે પોતાની ઈચ્છા પ્રમાણે બોલતા રાજા ઉપર ઘણો પ્રસન્ન થઈ, નાગરાજ બોલ્યો કે તું વર માગ્ય. ત્યારે રાજાએ કહ્યું કે આ સર્વને જીવતા કરો, આ પ્રકારે વર માગી. સૌને જીવતા કરાવી રાજાએ સેષનાગને વિશેષ પ્રસન્ન કર્યો. એ પ્રકારે વિક્રમ રાજાનો પાત્રપરિક્ષા નામે પ્રબંધ પૂરો થયો.

---

કોઈ વખતે પાટલીપૂત્ર નામના નગરમાં મોજ શોખમાં બેઠેલો નંદરાજ અકસ્માત્ મરણ પામ્યો. તે સમયે કોઈ બ્રાહ્મણે પરકાય પ્રવેશ નામની વિદ્યા સાધી, અનુભવ કરવા રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. તેણે પ્રથમ સંકેત કરેલા બીજા બ્રાહ્મણે રાજદ્વાર આગળ આવી, વેદનું ઉચ્ચારણ કરી રાજાને જીવતો કરવાનો સર્વે આડંબર દેખાડી, તેને જીવતો કર્યો. તેથી તે રાજાએ હુકમ કરી, દ્રવ્ય ભંડારના અધિકારી પાસેથી એક લાખ સોનૈયા તે બ્રાહ્મણને અપાવ્યા. આ વાત નંદરાજાના મહા બુદ્ધિવાન્ પ્રધાને જાણી મનમાં વિચાર કર્યો કે, નંદરાજમાં આટલી બધી ઉદારતા ન હતી, વાસ્તે નિશ્ચે એના શરીરમાં બીજા કોઈએ પ્રવેશ કર્યો છે, એમ ધારી સર્વ જગ્યાએ તજવીજ કરાવી કે કોઈ જગ્યાએ શબ (મડદુ) પડયું છે? તપાસ કરતાં આખરે ખબર મળી કે એક જગ્યાએ પરદેશી બ્રાહ્મણનું શબ પડયુંછે, અને તેની રક્ષા એક બીજો માણસ કરે છે. આ વાત સાંભળી પ્રધાને વિચાર કર્યો, કે તે પડેલા શબનો જીવ પરકાય પવેશ વિદ્યાનો જાણ હોવો જોઈએ. અને તણે પોતાની વિદ્યાનો અજમાયસ કરવાને નંદરાજાના શબમાં નિશ્ચે પ્રવેશ કર્યો છે. એમ પોતે ખાતરી કરી, પેલા શબને તત્કાળ અગ્નિ સંસ્કાર કરાવ્યો. એ વાતની કોઈને જાણ પડવા દીધી નહી. પછી પેલા બ્રાહ્મણરૂપી નંદરાજને મૌન ધારણ કરાવી તથા બીજી કેટલીક યુક્તીઓ શીખવી. પોતે તેની સંઘાથે હળીમળી અતિ વૈભવથી સઘળું રાજ્ય, ધમધોકારે ચલાવવા માંડ્યુ. અને મરણ પર્યંત પટરાણી વિગેરે કોઈને એ વાતની ખબર પડવા દીધી નહીં. એ પ્રમાણે નંદ રાજનો પ્રબન્ધ સંપૂર્ણ થયો.

---

સેઢી નદીના કાંઠા ઉપર આવેલા ખેડા નામના મહાસ્થાનમાં દેવાદિત્ય નામના બ્રાહ્મણની અતિ રૂપવાળી સુભગા નામની પુત્રી, બાળપણથીજ વિધવા થઈ હતી. તે પ્રાતઃકાળમાં નિત્ય સૂર્ય સન્મુખ ઉભી રહી અર્ઘ્યપ્રદાન (બે હાથમાં જળ લઈ આપવું તે) કરતી હતી. કોઈ દિવસે તેના સ્વરૂપથી મોહ પામેલા સૂર્યનારાયણે ઘટતા રૂપમાં આવી, તે બાળ વિધવા સાથે ગુપ્તપણે સંભોગ કરવાથી તેને ગર્ભ રહ્યો. કાળે કરી તે વાતની માત પિતાને જાણ થવાથી, ઘણું ખોટું થયું એમ મનમાં વિચારી, પોતાની લાજ રાખવા સારૂ તેનો તિરસ્કાર કરી, પોતાના એક સેવક સાથે વલભીનગરીની સમીપ જીવતી મૂકી, ત્યાં તે વિધવાને મહા તેજસ્વી પુત્ર ઉત્પન્ન થયો. કાળે કરી વૃધ્ધિ પામતો બરોબરીયા મિત્રો સાથે રમતાં રમતાં કોઈએ તું ન બાપો છે; એમ મેણું દઈ તિરસ્કાર કર્યો. પછી માતા પાસે આવી તેણે પિતાનું નામ પૂછ્યું, ત્યારે તેણીએ કહ્યું કે મને ખબર નથી. આ પ્રકારે સાંભળી વૈરાગ્યથી મરવા તૈયાર થયો, ત્યારે તેની પાસે સૂર્યનારાણ આવી, તેનું સાંત્વન કરી, બોલ્યા કે, હું તારો પિતા છું તું કોઈ પ્રકારની ચિંતા ન કરીશ, એમ કહી તેના હાથમાં કાંકરા આપી બોલ્યા કે, જે તારો પરાભવ કરે, તેના ઉપર કાંકરો નાખવાથી, તે શિલારૂપ થઈ તેનો નાશ કરશે. અને કોઈ નિરપરાધી ઉપર નાખીશ તો, તેથી તારો અનર્થ થશે, એમ કહી સૂર્યનારાયણ અદૃશ્ય થયા. પછી તેણે કેટલાક પરાભવ કરનારા પુરૂષોને માર્યો, તેથી તેનું નામ શિલાદિત્ય એવું પ્રસિદ્ધ થયું. તે નગરના રાજાએ તેની પરિક્ષા લેતાં તેનો અપરાધ કર્યો, ત્યારે તેને મારી પોતેજ રાજા થઈ બેઠો. અને સૂર્ય દેવતાએ પ્રસન્ન થઈ આપેલા આકાશગામી ઘોડા ઉપર બેશી, દેવતાની પેઠે પોતાની ઈચ્છામાં આવે ત્યાં ગમન કરી, ઘણા પરાક્રમથી મોટું રાજ્ય મેળવી ઘણા કાળ રાજ્ય કર્યું. જૈન મુનિના સમાગમથી સમકિત પામી શત્રુંજય મહા તીર્થનો મોટો મહિમા જાણી તેણે જીર્ણોદ્ધાર કરાવ્યો. શ્વેતાંબર જૈન સાધુને તથા બૌદ્ધ સાધુને પરસ્પર વાદવિવાદ ચાલતાં શિલાદિત્ય રાજાને સભાપતિ કરી સંપૂર્ણ સભા મેળવી, પ્રતિજ્ઞા પૂર્વક વાદ થયો કે, જે હારે તેને રાજા પોતાના રાજ્યમાં ન રહેવા દે. (કહાડી મૂકે) આ પ્રતિજ્ઞાથી ચાલતા વાદમાં શ્વેતાંબર હાર્યા, તેમને દેશ નિકાલ આપી, શેત્રુંજામાં મૂળ નાયક શ્રી

આદિ દેવને બૌદ્ધ રૂપે માની તેની પૂજા કરતા રાજા વિગેરે સર્વ બૌદ્ધ મતના થયા. એ પ્રકારે બૌદ્ધ મતની જીત કેટલાક વર્ષ રહી. તે સમયે શિલાદિત્યની બેહેનનો પુત્ર મલ્લનામે નાની અવસ્થાનો સાધુ, તેની ઉપેક્ષા કરવાથી* તે ત્યાં રહ્યો હતો. તે જાતે ક્ષત્રિ કુળમાં ઉત્પન્ન થયેલો માટે, મનમાં બૌદ્ધ લોકો સાથે વેર રાખી, જૈન દર્શન ન હોવાથી બૌદ્ધ પાસે ભણતો હતો. બૌદ્ધ લોકનું વેર વાળવા રાત્રિ દિવસ વિદ્યામાંજ એક ચિત્ત રાખી ઘણો અભ્યાસ કરતો હતો. એક વખત ઉનાળામાં મધ્ય રાત્રિએ સર્વ લોક નિંદ્રાવશ થતાં અગાશિમાં પોતે દિવસનું ભણેલું મોટા ઉપયોગથી સંભારતો હતો, તે વખતે આકાશ માર્ગે ગતિ કરતી ભારતીદેવીયે પૂછ્યું કે, (केमिष्टा) મીઠી વસ્તુ શી છે. આ પ્રશ્ન સાંભળવાથી ચારે તરફ જોયુ પણ બોલનાર કોઈ ન દીઠું તોપણ ઉત્તર આપ્યો જે વાલ. એટલે પો-તાને તેના ઉપર પ્રીતિ હોવાથી મીઠી વસ્તુ તે વાલ છે એમ કહ્યું. આ ઉત્તર સાંભળી ભારતીદેવી ગયાં, વળી છ માસ થયા પછી તેજ વખતે આવી પૂછ્યું કે, कनमह (કોની સાથે). આ પ્રશ્નનો ઉત્તર પૂર્વે છ માસ ઉપર પ્રશ્ન પૂછ્યો છે, તેનું સ્મર્ણ કરી ઉત્તર આપ્યો કે, ગોળ ઘીની સાથે. આ સાંભળી એ બાળકની સ્મર્ણ શક્તિ જોઈ, ચમત્કાર પામી ભારતીદેવી પ્રસન્ન થઈ બોલ્યાં કે તું વર માગ. પછી મલ્લ સાધુએ બૌદ્ધ લોકનો પરાજ્ય કરવા વાસ્તે કોઈ પ્રમાણ ગ્રંથ આપો, આ પ્રકારની મા-ગણીથી તે દેવીએ નયચક્ર નામનો ગ્રંથ આપી, એના ઉપર મોટો અનુ-ગ્રહ કર્યો. આ પ્રકારે દેવીના વરદાનથી સકળ તત્વનો જાણ થઈ, શિલા-દિત્યની આજ્ઞા લઈ બૌદ્ધ લોકના સ્થાનમાં જળ સહિત ઘાસનાં તરણાં નંખાવ્યાં[૧].

આ પ્રકારનું જણાવી પૂર્વની પેઠે પ્રતિજ્ઞા પૂર્વક બૌદ્ધ લોકો સાથે વાદવિવાદનો આરંભ કર્યો. કંઠમાં સાક્ષાત પ્રગટ થએલી

---

* એ બાળક, છો પડી રહયો. એમ અવગણના કરવી તે.

૧ અસલના વખતમાં કોઈ સાથે દુસ્મનાઈ કરવા સારૂ લોકો એક વાસણમાં પાણી ભરી ઉપર ઘાસનાં તરણાં નાખી જેની સાથે દુસ્મનાઈ કરવી હોય તેના બારણા આગળ ઢોળી આવતા, એટલે એમ સમજાતું કે એની સાથે લડાઈનો આરંભ થયો.

સરસ્વતીના બળથી મલ્લ સાધુએ બૌદ્ધ લોકોને તત્કાળ જીતી લીધા. અને રાજાની આજ્ઞાથી બૌદ્ધ લોકો પરદેશ ગયા. ને જૈનના આચાર્યોને પ્રદેશમાંથી બોલાવી પોતાના દેશમાં રાખ્યા. તે દિવસથી મલ્લ સાધુનું નામ મલ્લવાદી એવું પ્રખ્યાત થયું. ત્યાર પછી રાજાએ ગુરૂની પ્રાર્થના કરી તેમને આચાર્યની પદવી અપાવી. એ મલ્લવાદી સૂરી જૈન ધર્મમાં ઘણા પ્રભાવીક પુરૂષ થયા. એ વાત નવ અંગની ટીકા કરનાર તથા ખંભાતમાં થંભણા પાર્શ્વનાથને પ્રગટ કરી, તેને સ્થાપન કરનાર શ્રી અભયદેવસૂરીયે એની મોટાઈ જણાવવાને, શ્રી સંઘની આજ્ઞાથી મલ્લવાદીસૂરીએ, એ તીર્થનું ચિંતાયક* પણું અંગીકાર કર્યું, એમ લખ્યું છે. એ પ્રકારે મલ્લવાદી સૂરીનો પ્રબંધ પૂરો થયો.

---

મારવાડમાં પલ્લી (પાલી) નામે ગામમાં કાકુ ને પાતાક એ નામના બે ભાઈઓ રેહેતા હતા. તેમાં નાનો ભાઈ ધનવાન તેથી મોટો ભાઈ, તેના ઘરનો સેવક થઈ પોતાનો નિર્વાહ કરતો હતો. ચોમાસામાં એક દિવસે મોટો ભાઈ કાકુ આખો દિવસ કામ કરવાથી થાકેલો મધ્ય રાત્રિએ સુતો હતો. ત્યારે નાના ભાઈએ તેને જગાડીને કહ્યું કે, આપણા ખેતરના કયારડામાં ભરાયલું પાણી પાળ તોડી જતું રહેશે? ને તમે તો દરકાર ન રાખતાં નિશ્ચિંતપણે સુઈ રહ્યા છો. આ પ્રકારનો ઠપકો સાંભળી તત્કાળ પથારીનો ત્યાગ કરી, પોતાના આત્માની નિંદા કરતો, ખભે કોદાળી મુકી ખેતર તરફ જતાં, વચ્ચે માર્ગમાં કેટલાક ચાકર લોકો પાણીથી તુટી ગયેલી પાળો સમી કરીને આવતાં જોયા. તેમને દૂરથી આવતાં જોઈને પુછ્યું કે, તમે કોણ છો? ત્યારે તેઓ બોલ્યા કે, તમારા ભાઈના સેવકો છીએ. એવું વચન સાંભળી કાકુ બોલ્યો કે કોઈ જગ્યાએ મારા ગ્રાહકો થાય એવું છે? એટલે મને કામે રાખે એવા કોઈ પુરૂષ તમારા દીઠામાં આવ્યા છે? ત્યારે તેઓ બોલ્યા કે, વલભીનગરમાં તમારા ગ્રાહકો ઘણા છે. પછી તેણે કોઈ વખતે પોતાનો સઘળો સામાન એક માટલામાં ભરી પોતાને માથે મુકી વલભીપુરના દરવાજા પાસે ગયો. દરવાજા પાસે રહેનારા આહીર લોકોની પાસે જઈ એક ઝુંપડીમાં રહ્યો. તે શરીરે ઘણો દુબળો હતો, તેથી તે લોકોએ "રંક" એવું નામ

* સંભાળ લેવી.

આપ્યું. આ પ્રમાણે આહીર લોકોનો આશ્રય લઈ ઝુંપડામાં રહેછે એટલામાં કોઈ મોટો કાપડી ( વેપારી ) કલ્પપુસ્તકો* વાંચીને તેમાં લખ્યા પ્રમાણે ગિરનાર પર્વતમાં જઈ ત્યાંથી સિદ્ધરસ, એક તુંબડામાં ભરી પાછો ઘેર જ-તાં વલભીનગર પાસે આવ્યો. ત્યાં આકાશ વાણી થઈ તેમાં (કાકતુંબડી)[૧] એવા અક્ષર સાંભળી આશ્ચર્ય પામી મનમાં વિચાર કર્યો કે આ તુંબડી ભરીને રસ લાવ્યો છું, તે કોઈના જાણવામાં આવેલું જણાય છે. માટે હવે શી વલે થશે? એમ વિચારી તે રંક (કાકુ) નામના વાણીયાના ઘરમાં એ તુંબડારૂપી થાપણ મૂકી, પોતે સોમેશ્વરની યાત્રા કરવા ગયો. તે તુંબડી ચુલા ઉપર ઉંચી લટકાવેલી હતી. કોઈ પર્વને ( તેહેવાર ) દિવસે ચુલા ઉપર ત્રાંબાની તપેલી મુકી રંક ( રાંકો શેઠ ) કોઈ જાતનો પાક કરતો હતો. તે વખત તાપ ઘણો કરવાથી ઉંચી લટકાવેલી તુંબડીના છિદ્રમાંથી ઝરી, તે રસ ચુ-લા પર મૂકેલી તપેલીના કાંઠાપર પડયો, તેવીજ તત્કાળ તે તપેલી સોના-ની થઈ ગઈ. આ વાત પ્રત્યક્ષ જોઈ તેણે નિશ્ચય કર્યો કે આ તુંબડીમાં સિદ્ધરસ છે, તેથી આપણે મોટા ધનાઢ્ય થઈશું, એમધારી નગરમાં એક ઘર લીધું, ને તેમાં તુંબડી સહિત સઘળો સામાન મુંકી આવ્યો. પછી તે ઝુંપડીમાં આવી, રાત્રે સુઈને, મધ્ય રાત્રિએ પોતે ઝુંપડી સળગાવી બૂમો પાડી, આથી લોકોના મનમાં અસર થઈ કે બચારા રંકની એક ઝુંપડી હતી. તે પણ બળી ગઈ.આ પ્રકારનું કપટ કરી નગરના બીજા દરવાજા પાસે ઘર કરી રહ્યો છે, એટલામાં તે જગ્યાએ ઘણા ઘીનો વેપાર કરનારી કોઈક ઘી વેચનારી આવી, તેનું ઘી જોખતાં જોખતાં તે ઘીનો અંત ના આવ્યો, ત્યારે તે વાણીઆયે (કાકુએ) વિચાર કર્યો કે આ ઘીના પાત્ર નીચે કાળી[૨] ચિત્રાવેલી નિશ્ચે હશે, એમ વિચારીને જોયું તો તેમજ દીઠું, પછી કપ ટથી તે ચિત્રાવેલ લઈ લીધી, તેથી ચિત્રકસિદ્ધિ પણ પ્રાપ્ત થઈ. વળી-થોડાક દિવસમાં એ વાણીઆને પૂર્વ જન્મના પુણ્યથી સુવર્ણ[૩] પુરૂષની પણ

* રસાયનશાસ્ત્ર.

૧ એક જાતની ઔષધી.

૨ એ વેલમાં એવો ગુણ રહેલો છે કે જે પાત્ર નીચે રાખેલી હોય તો તે પાત્રમાં જે ચીજ હોય તે ખૂટેજ નહીં.

૩ એ સિદ્ધીમાં એવો ગુણ છે કે સોનાના પુરૂષને કાપી કાપીને ગમે તેટલું સોનું કાઢી લઈએ, પણ સવારમાં હતો તેવો ને તેવો થાય.

સિદ્ધિ પ્રાપ્ત થયેલી છે. આવી રીતે ત્રણ પ્રકારની સિદ્ધિ મળવાથી રાંકો કોટી ધનવાળો થયો. તે જાતે અતિશય કૃપણ હોવાથી કોઈ દિવસ તેણે કોઈ સદ્પાત્ર, તીર્થ અથવા દયાદાનમાં એક લેશ માત્ર પણ ધન ન વાપર્યું, એટલુંજ નહી, પણ ઉલટો બીજા લોકને સંહાર કરવાની ઈચ્છાએ તેની લક્ષ્મી કાલરાત્રીરૂપ ( સંહાર કરનારી ) થઈ.

એક દિવસ એની પુત્રી પાસે રત્નજડીત સુંદર કાંસકી હતી, તે રાજાની પુત્રીના દિઠામાં આવી. પછી તે લેવાની રાજપુત્રીએ હઠ કરવાથી રાજાએ બળાત્કારથી ખુંચી લઈ તે કાંશકી પોતાની પુત્રીને આપી. આ વિરોધ મનમાં રાખી તે રંક વાણીયાએ પોતાના મનમાં એવો ઠરાવ કર્યો કે સુઝે તેટલું ધન નાશ પામે, પણ મારે આ રાજાને પદભ્રષ્ટ કરવો. એમ વિચારી વુલભીનગર ભાગવા વાસ્તે મ્લેચ્છ દેશમાં ગયો. તે દેશના રાજાએ જેટલા કરોડ સોના મોહોરો માગી તેટલી તેને આપીને લસ્કર સહિત તે રાજાનું પ્રયાણ કરાવ્યું. તે પ્રયાણમાં પાછલી રાત્રિએ રાજા, અડધો ઊંઘતો અને અડધો જાગતો, એવી વખતે રાજાથી ઉપકાર નહીં પામેલો એક છત્રધર સેવક, પ્રથમથીજ કોઈ સંકેત કરેલા પુરૂપ સાથે આ પ્રકારની વાતો કરતો હતો, "કે આપણા રાજાને સલાહ આપનાર કોઈ પ્રધાન પુરૂપ ડાહયો નથી, કેમકે પૃથ્વીમાં ઇંદ્રસમાન સૂર્ય દેવતાનો પુત્ર અશ્વપતિ શિલાદિત્ય સાથે લડાઈ કરવા, જેનું કુળ તથા સ્વભાવ જાણ્યામાં નથી, એવો સારો અથવા નઠારો, કોઈ રંકનામે વાણીયાના કેહેવાથી આ પ્રકારનું અણવિચાર્યું આચરણ કરવું ઘટતું નથી." આ પ્રકારનું હિતકારી સત્ય વચન સાંભળી કાંઈક મનમાં વિચારી, તે દિવસે રાજાએ પ્રયાણનો વિલંબ કર્યો. પછી પેલા રંકના મનમાં આશંકા ઉત્પન્ન થઈ, ને રાજાના મનનો અભિપ્રાય પોતાની બુદ્ધિથી જાણી લીધો. પછી તેજ વખતે કેટલુંક સોનું આપી રાજાનું મન પ્રસન્ન કરી પ્રયાણ કરાવી ઉપદેશ કર્યો કે વિચારીને અથવા અણવિચારીને પ્રયાણ કરતો મોટો રાજા, સિંહની પેઠે શોભેછે. એટલે જેમ સિંહની તલપ મિથ્યા ન જાય, તેમ એવા મોટાનું પ્રયાણ પણ મિથ્યા જતુ નથી. કેમકે સિંહની મૃગેન્દ્ર (મૃગનો રાજા) અથવા મૃગારિ (મૃગનો શત્રુ) એમ બે પ્રકારે સ્તુતિ કરવી તે શરમ ભરેલી છે; કેમકે મોટો મદઝર હાથી હોય તો તેને પણ એક ક્ષણ માત્રમાં નાશ કરે એવો એ સમર્થ છે, માટે આપ

સરકારનું અપાર પરાક્રમ છે; વાસ્તે એવો કોણ શૂરવીર છે કે સંગ્રામમાં તમારી સન્મુખ આવી ઉભો રહેશે? ઈત્યાદિ શૌર્ય ભરેલી વાણિયાની વાણીથી ઉત્સાહ પામેલો મ્લેચ્છરાજ દુંદુભિ (નોબત) ના શબ્દોથી જગતને પરિપૂર્ણ કરતો પ્રયાણ કરી વલભી સમીપ આવ્યો. એટલામાં વલભીમાં રહેલી મહા પ્રભાવિક શ્રીચંદ્રપ્રભ સ્વામીની પ્રતિમા અંબાદેવીને ક્ષેત્રપાલ સહિત અધિષ્ઠાયકના બળથી આકાશ માર્ગે ચાલતી પ્રભાસપાટણ આવી. શ્રી વર્ધમાન સ્વામિની પ્રતિમા રથમાં બેસી અધિષ્ઠાયકના બળથી ચાલી, તે આસોસુદ પુનમને દિન શ્રીમાલપુરમાં આવી. એ પ્રકારે જે જે પ્રભાવિક પ્રતિમાઓ હતી, તે પોતાના ઘટતા સ્થાનકોમાં ગઈ. વલભીનગરની અધિષ્ઠાયક દેવીએ શ્રી વર્દ્ધમાનસૂરી પાસે આવી, રડતાં રડતાં ઉત્પાત થશે એમ જણાવ્યું. તે વાતનો એક શ્લોક છે. (પૃષ્ટ ૨૭૯ માં જુઓ) તેનો અર્થઃ-

તે દેવી સ્ત્રીનો વેશકરી વર્દ્ધમાનસૂરી પાસે આવી ઉભી રહી. તેને વર્દ્ધમાનસૂરીએ પૂછ્યુંકે, તું કોણ છે? તું કોઈ દેવીના જેવી દેખાય છે, ને શ્યા કારણથી રડે છે? ત્યારે દેવી બોલી કે હું આ નગરની અધિષ્ઠાયક દેવી છું; આ નગરીનો વિનાશ પ્રત્યક્ષ દેખું છું, વાસ્તે તમે અહીંથી પલાયન કરી જાઓ. તમને ભિક્ષામાં મળેલો દુધપાક છે, તે પણ રૂધિર થઈ જશે. અને તે પાછો જે જગ્યાએ દુધપાક થઈ જાય તે જગ્યાએ તમે સાધુ સહિત નિવાસ કરજો. એમ કહી દેવી અંતર્ધાન થઈ.

હવે મ્લેચ્છના લશ્કરે વલભીનગરીને ચારે પાસથી ઘેરી લીધી હતી. તે વખતે, જેને દેશ ભાગવાનું મોટું કલંક ચોટયું છે એવા રંક વાણીયાએ પંચ શબ્દ વાદીત્રના વગાડનારાને ઘણું દ્રવ્ય આપી એવું સમજાવ્યું કે શિલાદિત્ય જે વખત રણસંગ્રામ કરવા ઘોડાપર બેસવા આવે તે, વખત એકદમ વાજાં વગાડવાં કે જેથી તેનો બેસવાનો ઘોડો ભડકે એમ કરવું. પછી જ્યારે શિલાદિત્ય રણસંગ્રામમાં જવા તઈયાર થઈ ઘોડાપર બેસવા આવ્યો ત્યારે તે લોકોએ એટલે વાજાવાળાઓએ મોટા શબ્દ કરી ઘોડો ભડકાવ્યો. ઘોડો ભડકી આકાશ માર્ગે ઉડયો અને જ્યાંથી તે આવ્યો હતો ત્યાં તે પાછો ગયો. એવા ગભરાટમાં શિલાદિત્ય પડયો એટલે તેને મલેચ્છોએ પકડીને માર્યો. પછી ક્ષણ માત્રમાં વલભીનગરી ભાગી, એટલે મ-

મ્લેચ્છ લોકોની લૂટ મારથી લોકો તથા એ રાજાનું કુટુંબ દેશાંતર જતું રહ્યું.* તે પર એક ગાથા છે ( પૃ૦ ૨૭૯ જુ. ) તેનો અર્થઃ—

વિક્રમના મરણ પછી ૩૭૫ વર્ષ ગયાં ત્યારે વલભીનો ભંગ થયો; એટલે વિક્રમ સવંતમાંથી ૩૭૫ કહાડી નાખીએ ત્યારે વલભી સંવત આવે. કારણ કે વલભીનો ભંગ ( ભાંગો ફાંટો ) એ વખત જુદો પડયો. ( ને વલભીનો ખરો નાશ તો સવંત ૮૦૦ ની સાલમાં થયો છે.)

આ પ્રકારે શિલાદિત્યની ઉત્પત્તિ તથા રંકની ઉત્પત્તિ તથા વલભીનો નાશ એ પ્રકારના ત્રણ પ્રબંધ પૂરા થયા.

---

કોઈ રત્નમાળ નામના નગરમાં પૂર્વે રત્નશેખર નામનો રાજા રાજ્ય કર્તો હતો. એક સમયે રાજા દિગવિજય કરી પોતાના નગર ભણી પાછો આવ્યો, તેને નગરમાં વધાવી લેવા પુરજનો ગામની ભાગોળે સામા આવ્યા. પુર પ્રજાએ નગરને દબદબાથી શણગારી મોટા ઉત્સવ સાથે તેને પુરમાં પ્રવેશ કરાવ્યો. વેપારી લોકોએ બજારની દુકાનોને જુદે જુદે પ્રકારે શણગારેલી, તેને જોતો જોતો પોતાના દરબાર પ્રત્યે ચાલ્યો. રસ્તામાં જતાં એક દુકાનમાં તેણે આશ્ચર્ય જોયું. કોઈ વેપારીએ પોતાની દુકાનના આગલા ભાગમાં હાંડી ઝમરૂખ વગેરે જે સુંદર પદાર્થો લટકાવેલાં હતાં તેની સાથે એક લાકડાની ટોપલી તથા પાવડો લટકાવેલો હતો. આ તેના મનમાં મોટું આશ્ચર્ય ભાસ્યું, વગર બોલે રાજાએ પોતાના મંદિરમાં પ્રવેશ કર્યો. જ્યારે તે પોતાની ગાદી ઉપર બીરાજ્યો ત્યારે નગરના મહાજનો ભેટ લેઈ તેની પાસે મળવાને આવ્યા. રાજાએ તેમનો સત્કાર કરયો, ખબર પૂછી કે તમે સઘળા ખુશી છો? રાજાનું એવું બોલવું સાંભળી મહાજનોએ ' અમે સુખી નથી ' એવો જવાબ વાળ્યો. ખાવા પીવા વગેરેમાં ચિત્તવાળા રાજાને મહાજનોની વાણી આશ્ચર્યકારક તો લાગી, તથાપિ તે વખતે તેણે તેની કાંઈ વિશેષ તપાસ કરી નહીં ને સભા વિસર્જન કરી.

---

* શિલાદિત્યની ગર્ભવંતી સ્ત્રી કોઈ શેવકને લેઈ ગુપ્તવેષ કરી નાઠી. તે ઈડરના ડુંગરમાં રહી. ત્યાં તેને પુત્ર થયો. તેનું નામ ગ્રહાદિત્ય એવું થયું. તેણે ત્યાં થોડુંક રાજ્ય મેળવ્યું. તેના વંશના પ્રથમ ગેહેલોટ ને પછી શિશોદરીઆ એ નામથી અદ્યાપિ ઓળખાય છે.

પછી એક વખતે પોતાના પ્રધાન મંડળોને એકાન્તમાં બોલાવી પૂછ્યું, ' મારા રાજ્યમાં તમે સુખી નથી તેનું કારણ શું? ' વળી નગરમાં પ્રવેશ કરતાં એક વેપારીને ત્યાં લાકડાની ટોપલી અને પાવડો લટકાવેલો મેં દીઠો. તેનું કારણ શું? તે બેઉ મને કહો. રાજાનું પ્રશ્ન સાંભળી મહાજન કહેવા લાગ્યા—લાકડાની ટોપલી અને પાવડો લટકાવાનું કારણ તો એટલુંજ છે કે તે વ્યાપારી પોતાના ઘરમાં કેટલું ધન છે, તેની સંખ્યા કરવાને શક્તિમાન નથી માટે કોઈને ધન આપવું હોય અગર લેવું હોય તો પાવડે ખાંપીને ટોપલીના માપથી આપ લે કરે છે, અને સંખ્યા પણ ટોપલીનીજ ગુમાસ્તાઓની પાસે ચોપડાઓમાં નોંધ રખાવે છે. 'અમે સુખી નથી' એમ કહેવાનું કારણ એટલું છે કે—અમારે માથે આપ આવા સ્વામી છતાં આપને પ્રજા નથી, આ નગરમાં અભાગ્યે કોઈ કોટ્યાધિપતિ નહીં હોય તેને માથે આપ ચિરકાળથી રક્ષણ કરોછો. નગરને મોટી ઉન્નતિ પમાડોછો તેમ છતાં આપના જીર્ણઅન્તઃપુરમાં સઘળી વંધ્યા રાણીઓ એકઠી થયેલી છે, તેની ઉપેક્ષા× કરી વંશવૃદ્ધિને અર્થે નવું અન્તઃપુર વસાવાની આપ સરકારને ભલામણ કરીએ છીએ. મહાજનનું કહેલું રાજાએ સ્વીકાર્યું, પછી જ્યારે પુષ્યનક્ષત્ર અને રવીવારનો શુદ્ધ દિવસ આવ્યો ત્યારે કોઈ શુકુન જાણનારામાં પ્રધાન પુરૂષ, તેને સાથે લઈ પ્રધાન મંડળો નગરની ભાગોળે શુકનસ્થાન પ્રત્યે આવ્યા.* સઘળા જનોએ પોતાના હાથમાં ચોખા રાખેલા હતા, શુકુનની વાટ જોતા હતા, તેવામાં કોઈ દરિદ્રી પુરૂષની તરત પ્રસવ થઈ જવાને યોગ્ય ગર્ભવાળી સ્ત્રી માથે કાષ્ટનો ભારો લઈ નગરમાં વેચવા જતી હતી, તેને દીઠી. તેના ભારા ઉપર એક દુર્ગા[1] બેઠેલી સર્વેની દષ્ટિએ પડી. શુકુનપરીક્ષકની આજ્ઞા પ્રમાણે સઘળા મહાજનોએ તથા તે પરિક્ષકે તે દુર્ગાને અક્ષતાદિકથી વધાવી લીધી, પછી મહાજનોએ આ શુકન કેવા ફળવાના છે, એમ તે પરિક્ષકને પુછ્યું. શુકુન પરિક્ષક બૃહસ્પતિનું રચેલું શુકુન શાસ્ત્ર

× તેમની અપેક્ષા ન કરવી તે.

*અસલની વખતમાં દરેક શુભ કામમાં શ્રદ્ધા રાખી પક્ષિઓના શુકન જોતા હતા.

૧ એક જાતની ચકલી.

પરિપૂર્ણ જાણતો હતો. તેને આધારે તે બોલ્યો, જો બૃહસ્પતિનું રચેલું શુકુન શાસ્ત્ર સાચું હોય તો, એ સ્ત્રીના ગર્ભમાં જે પુત્ર છે તેજ આપણા નગરનો રાજા થશે, એમાં કંઈ સંદેહ નહી. આ વાત સાંભળી મહાજનો અન્યોન્ય એક એકના સામું જોઈ રહ્યા કેટલાએકે વિચાર્યું કે આ વાત રાજાને કહેવી કે ન કહેવી. હવે આપણે શું કરવું, આમ વિચાર કરે છે તેવામાં કોઈ ઉતાવળીઆ પુરૂષે શુકુનપરિક્ષકની કહેલી વાર્તા રાજાને કહી દીધી. એવું આશ્ચર્યકારક વચન સાંભળી રાજા ગભરાયો ને એકદમ તેના મુખમાંથી વચન નીકળ્યું કે મોટો ખાડો ખોદી તે સગર્ભા સ્ત્રીને જીવતી અંદર દાટી દ્યો. રાજાના મોંમાંથી હુકમ નીકળતાં જાસુસો ત્વરાથી દોડ્યા. લાકડાં વેચી નગરમાંથી પાછી વળતી તે સગર્ભા સ્ત્રી, નગરની ભાગોળમાં જાસુસોને હાથ પકડાઈ, ઓચિંતા રાજદૂતોએ આવી તેને ઘેરી લીધી, વગર ગુન્હે મને કેમ પકડી જાય છે, એ વાતથી અણમાહિતગાર તે સગર્ભા જાસુસોને પૂછવા લાગી, ભાઈ મને ક્યાં લઈ જાઓ છો? મેં શો અપરાધ કર્યો છે? જેની આંખમાંથી બોર જેવડાં આંસુ પડે છે, અને બીકથી શરીરનાં સઘળાં અંગ કંપે છે, મુખમાંથી ભાગાતુટા બોલ બપરાણે નીકળે છે, એવી અવસ્થાવાળી તે અબળાની તે યમદૂતોને જરા દયા ન આવી, વગર બોલે તેનું બાવડું પકડી મહાલક્ષ્મીના મંદીર નજીક લાવ્યા. રાજાના હુકમથી મજુરો ત્યાં એક મોટો ખાડો ખોદવાને મચી પડ્યા હતા, આ મને શું કરશે, મને આ ભયંકર ખાડાની નજીક કેમ લાવ્યાછે? અરે દૈવ હવે મારૂ શું થશે? એ પ્રકારે કહી લાંબા સાદથી તે અનાથ બાઈ રડવા લાગી. તે વખત તે પુરૂષો બોલ્યા. કે, જો બુમો પાડી તો તમારૂ માથુ કાપી નાખશું! નહી તો તું તારા ઈષ્ટદેવને સંભારી આ ખાડામાં ઉતરી પડ. આ વચન સાંભલતાંજ તે સ્ત્રીનો ઝાડો પેશાબ છુટી જવાની તૈયારી થઈ ને બોલી કે જરા દૂર જઈ શરીરની શંકા મટાડુ છું; એમ કહી મહાલક્ષ્મી માતાના મંદિરને ઓઠે બેઠી, એટલે તત્કાળ પુત્ર પ્રસવ થયો! તે પુત્રને નાના વૃક્ષની ઓઠે ત્યાંને ત્યાં મુકી જેવી આવી તેવીજ તે પુરૂષોએ ઉચકી ખાડામાં નાખી ડાટી દીધી ને તે ખબર રાજાને આપી. પછી કોઈ વનની મૃગલી પ્રાતઃકાળે તથા સંધ્યાકાળે આવી, પોતાના ચ્યાર પગની વચ્ચે તે બાળકને રાખી દુધપાન કરાવતી હતી. તેથી તે બાળક વૃદ્ધિ પામી જીવતો હતો. રાજા-

એ થોડા દિવસમાં એવી વાત સાંભળી જે કોઈ મહાલક્ષ્મી માતાના મંદિર આગળ કુંભારની શાલા નજીક, વનની મૃગલી આવી કોઈ સુંદર બાળકને ધવરાવી ઉછેરી મોટો કરે છે તેજ આ નગરનો નવો રાજા થશે. આ પ્રકારની લૌકિક વાર્તાથી શંકા પામેલા રાજાએ તે બાળકનો શોધ કહાડી મારી નાખવા ઘણાં સૈન્ય તૈયાર કરી દિશો દિશ મોકલ્યાં, તેમાંના જ્યાં ત્યાં ખોળનારૂ કેટલાંક માણસોએ, તેના તેજ નગરની ભાગોળે મહાલક્ષ્મી માતાના મંદિર નજીક તે બાળકને દીઠો, પણ બાળહત્યાના ભયથી રાજાને આ વાત કહેવી કે નહી, એમ વિચાર કરે છે એટલામાં રાજા પંડયે ત્યાં આવી પોહોચ્યો. તે બાળકનું રૂપ કાંતિ ઐશ્વર્ય જોઈ રાજાનું મન પણ કોમળ થઈ ગયું. તથા તે કોઇ તહેવારનો દિવસ હતો માટે મહાજન તથા ઘણા પંડિતો વગરે માણસોનો ભરાવો એકદમ તે જગ્યાએ અકસ્માત થયો. તેમાં રાજાના પુછવાથી છેવટ એવો નિર્ણય થયો જે જો એ બાળકનું ઘણું પુણ્ય હશે તો હરેક પ્રકારે જીવશે માટે આ ગાયો આવવાની વખત થવા આવી છે માટે એ બાળકને દરવાજા વચ્ચે મૂકો ને તેના ઉપર જો કોઈ પણ ગાય પગ નહી મુકે તો જાણવું જે પરમેશ્વરેજ રાજાને પુત્ર આપ્યો. આ વાત સર્વેને સારી ભાસન થયાં પછી તેમ કર્યું. જ્યારે ગાયોનું ટોળુ આવ્યું તેમાં વચ્ચે રહેલો ગાયોનો પતિ (આખલો) આગળ આવી દરવાજામાં પોતાના ચ્યાર પગ વચ્ચે તે બાળકને રાખી ઉભો રહી બે પાસના પડખાથી સર્વે ગાયોને જવા દીધી. આ મોટો ચમત્કાર જોઈ રાજા પ્રમુખ સર્વે ઘણુ પ્રસન્ન થયા. મૂર્તિમાન્ પુણ્ય લક્ષ્મિના સમૂહ જેવા તે બાળકને સર્વે પ્રજાની સંમતિથી રાજાએ પુત્ર કરી લીધો, ને તેનુ નામ શ્રીપુંજ એવું સ્થાપન કર્યુ. તે દિનદિન પ્રત્યે વૃદ્ધિ પામી મોટો થયો. પછી રત્નશેખર રાજા સ્વર્ગવાસી થયા ત્યારે તે પુત્રનો અભિષેક કરી રાજ્યગાદીએ બેસાડયો. આ પ્રકારે રાજ્ય પાંમી સારી રીત્યે પ્રજાનું પાલન કરનાર શ્રીપુંજ રાજાને એક પુત્રી થઈ. તેના સર્વ અંગમાં સુંદરપણું ભરપૂર હતુ પરંતુ તેનું મુખ વાંનરી જેવુંજ હતુ. આ કારણથી તેના મનમાં ઘણો વૈરાગ્ય થયો ને સંસારના સર્વે વિષયો ઝેર જેવા ગણી શ્રીમાતા એ પ્રકારનું નામ ધારણ કરતી હતી. ક્યારેક તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, ને પિતાની આગળ પોતાના પૂર્વ જન્મનું વૃત્તાંત કહ્યું જે હું પૂર્વ જન્મમાં આબુ પર્વત ઉપર કોઈ વાંનરની સ્ત્રી હતી. એક વૃક્ષ

થી બીજા વૃક્ષ ઉપર કુદતાં કોઈ પ્રકારની ચુક પડવાથી વૃક્ષનું ઠુંઠું તાલ-વામાં વાગવાથી મરણ પાંમી. નીચે રહેલા કામિત નામે કુંડમાં મારૂ શરીર ગલિ ગલિને નાશ પામ્યું. ને માથુતો તે કુંડના જલ સબંધને ન પાંમી નાશ પામ્યું. માટે તે કુંડના પ્રતાપથી આ જન્મમાં બધુ શરીર સુંદર માંણુસનું થયુ ને મુખતો હતુ તેવુ રહ્યું. આ વાત સાંભળ્યા પછી શ્રીપુંજ રાજાએ તે કુંડની શોધ કરાવી, પોતાના પુરૂષોને તથા પુત્રીને આબુ પર્વત ઉપર મોકલ્યાં ને એ કુંડમાં પુત્રીનું મસ્તક વારંવાર ઝબકોળવાનો હુકમ આપ્યો. પછી રાજ સેવકોએ તેમ કરવાથી ઘણી મહેનતે તે પુત્રીનું મુખ માણુસ જેવું થયુ. તે દિવસને આરંભી માતા પિતાની આજ્ઞા લેઈ પોતાનો યોગાભ્યાસ કરવાનો અભિપ્રાય જણવી અર્બુદ કરતાં વધારે ગુણવાળી એ પુત્રીએ, એજ પર્વત ઉપર ઘણી તપશ્ચર્યા કરી. કયારેક આકાશ માર્ગે ગતિ કરતા કોઈ મહા મોટા યોગિ પુરૂષે, અદ્‌ભુત રૂપવાળી સ્વર્ગની દેવાંગનાથી પણ અધિક મોહ ઉપજાવનારી એ પુત્રીને દીઠી. તેજ વખત એ યોગિના જ્ઞાન વૈરાગ્ય તપ આદિ ઘણા ગુણના સમૂહ એ પુત્રીના રૂપ રૂપી અગ્નિમાં બળિ ભસ્મ થઈ ગયા. એટલુજ નહી પરંતુ જેમ કોઈ મૂર્છા પામી ચક્રી ખાઈ ધબ લેઈ ધરતિમાં પડે તેમ તે યોગી પોતાની સઘળી શુધ બુધ વિસરી આકાશમાંથી ઉતરી કામાંધ થઈ ઘણી પ્રીતિ દેખાડતો ઘેલા માણસની પેઠ તેની પાસે આવી બકવા મંડયો. હે મારી પ્રાણ કરતાં પણ અતિશે વાલ્હી સ્ત્રી, આ વખતનુ મારૂ બોલેલુ વચન, તારે પાછુ ઠેલવુ નહી. દેશ કાળ તથા શુકન મુહૂર્ત તથા લીલુ સુકુ કાંઈ પણ જોયા વિચારયા વગર સત્વરપણે મને પરણેલો ધણી કરી લેતી કેમ નથી? અરે રે તું શું વિચારૂ છુ? જેને આ મહા પ્રતાપી સૂર્ય પણ આપડો થશે એવા મહા સંભોગને જોયા પેલાં લજ્જા પાંમી આંખ્યો મીચી ચાલતાં પશ્ચિમ સમુદ્રમાં ડુબી ગયો. અહો આપડાં કામમાં ઉત્તેજન આપનાર એકાંત સ્થળ કેવું મળ્યુ છે? જરાક આણી પાસ જો! નિર્મલ જળ વહન કરતી તારી સમીપે રહેલી તારી વાલ્હી નદીરૂપી સખી પણ તરંગ વાયુરૂપી પોતાના હાથવતે મારો સંગ કરવા ભણી તને ધકકેલે છે તે ને પણ તુ કેમ સમઝતી નથી? ઈત્યાદિ નમ્રતાથી ઘણુ ઘણું પુછવા માંડયુ, ત્યારે તે પુત્રિએ વિચાર કરયો કે, આ વખત પરમેશ્વર વિના મારૂ કોઈ નથી, હવે હું કેમ

કરી મારૂ શીલવ્રત રાખીશ ? અરે પરમેશ્વર આ વખત તું મારી વારે[1] ચડજે ઈત્યાદિ ઘણી પ્રાર્થના કરી વિચાર્યું જે, જો હું એને ના કહીશ તો ક્રોધ કરી એની પાસે રહેલું આ જણાતુ મહાવિદ્યાવાળુ ત્રિશૂલ મને મારશે. એમ ધારી ઘણી ધીરજ રાખી બોલી કે— હું અદ્યાપિ કોઈને પરણી નથી ને આ નાશવત દેહ કોઈ મોટા પુરૂષના કામમાં આવે તો ઘણુ સારૂ એમ સમજું છુ. પરંતુ એક મારી પ્રતિજ્ઞાછે કે, આ પર્વત ઉપર ચડવાના બાર રસ્તા પહેલા પહોરમાં આરંભી ચોથા પહોરના કુકડા બોલ્યા પહેલાં બાંધી આપે તે યોગીને શાસ્ત્રવિધિથી પરણવું, તે જો તમો કરી શકો તો મારે તમારૂં પાણિગ્રહણ કરવું. આ પ્રકારનાં શ્રીમાતાનાં અમૃતથી પણ અધિક મીઠાં વચન સાંભળી રોમાંચિત થઇ ઘણીજ પ્રસન્નતાથી નાચવા મંડયો ને બોલ્યો કે, જેમ તમારી આજ્ઞા હોય તેમ કરવા આ સેવક તૈયાર છે. આ, શંકરના આપેલા ત્રિશૂલમાં સઘળી વિદ્યાઓ રહી છે. એમ કહી ત્રિશૂલ કંપાવતાંજ અસંખ્યાત ભૂતાવળ એકઠુ થયું તેને રસ્તા બાંધવાની આજ્ઞા આપી. પછી ઝટપટ જઈ પોતાની બેહેનને ખેંચી લાવી કહ્યું કે, સઘળી વિવાહની સામગ્રી જલદી તૈયાર કર. પછી તે બેહેન બોલી કે, ગોર મહારાજના દેખાડયા વિના શાસ્ત્રોક્ત વિધી કેમ કરીને થશે? આ વચન સાંભળી કોઈ તપસ્વી મહાવિદ્વાન મોટી ડાઢીવાળો જોઈ તેની ગલચી ઝાલી ઝટ પકડી લાવી ત્યાં ખડો કર્યો. સર્વ અંગે ધ્રુજતા તે બ્રાહ્મણે પુછયું કે મને શી આજ્ઞા છે? ત્યારે યોગી બોલ્યો કે જો જરા પણ જીવવાની આશા રાખતા હોય તો આજનું મુહૂર્ત ઘણું સારૂ છે. એમ પૂછનારને કહેલું. ને આ પેલી બેઠેલી કન્યા સાથે શાસ્ત્રોક્ત વિધિથી મારૂ પાણિગ્રહણ કરાવ. આ વચન સાંભળી જીવ્યાની આશામાં ભળતા બ્રાહ્મણે વિધિ સહિત મંડપ આદિ સામગ્રી તૈયાર કરાવી. રસ્તા સઘળા તૈયાર થયા કે નહી, તે જોવા યોગી ગયો ત્યારે શ્રીમાતાએ વિચાર કર્યો કે દેવતાની મદતથી રસ્તા તૈયાર કરતાં ઝીઝવારૈં લાગવાની છે એમ ધારી પોતાની શક્તિથી બે કુકડા નીપજાવી છેટેથી તેના શબ્દ સંભળાવ્યા. સર્વે રસ્તા તૈયાર થયા એવી ખબર આપવા આવેલા યોગીએ કુકડાના શબ્દ સાંભળીકહ્યું કે, આ સાચા કુકડાનાં શબ્દ નથી. આતો તમારી માયા છે, તે શું હું નથી જાણતો? શ્રી માતાએ

[1] મારી સહાયતા કરજે.

કહ્યું કે ઠીક, તમે તૈયાર થાવ. પછી યોગીએ પોતાનો સઘળો વેશ ઉતાર્યો. ત્રિશૂલ પણ એ સ્ત્રીની પાસે મુક્યું, પીઠી ચોળાવવાને તૈયાર થાય છે. એટલામાં શ્રી દેવીએ ઉભાં થઈ વિચાર કર્યો કે હવે હિમત ધર્યા વિના બીજો ઉપાય નથી. એમ ધારી બે ડાધા કુતરા પોતાની માયાથી કરી તે યોગીના પગને બઝાડી તેનાજ ત્રિશૂલવડે તે યોગીને જીવથી મારી નાખ્યો અને પોતાનું શીલવ્રત અખંડ રાખ્યું. આ પ્રકારની અતિશે શીલવ્રતની લીલાથી પોતાનો સઘળો જન્મારો નિર્ગમન કર્યો. તેથી સઘળી વિદ્યાઓએ તથા દેવતાઓએ હાજર પણે તેની સેવામાં રહેવા માડયું. ને જે જગાએ તેણીએ દેહનો ત્યાગ કરયો ત્યાં શ્રીપુંજ રાજાએ શિખર બંધવનાનો મોટો પ્રાસાદ કરાવ્યો. કારણ કે, આબુ ઉપર શિખર બંધિ પ્રાસાદ થતો નથી. એ પર્વતની નીચે રહેલો અર્બુદ નામે નાગ, છ માસે હાલે છે. ત્યારે પર્વત કંપ થાય છે. માટે ત્યાંના સર્વે પ્રાસાદો શિખર વિનાનાજ છે.

આ પ્રકારે શ્રીપુંજરાજા ને તેની પુત્રી શ્રી માતા તેનો પ્રબન્ધ પૂરો થયો.

---

ક્યારેક ગૌડ દેશમાં ગોવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં એવો ચાલ હતો કે જે માણસને ન્યાય જોઈતો હોય તે સભા મંડપમાં આવે, ને ત્યાં રહેલા મોટા ઉંચા થંભની જોડે નીચે ટટળતો બાંધેલો ઘંટ હલાવે, એ ઘંટમાં એવો ગુણ હતો કે જો કોઈ જરા હલાવે તો તેનો એટલો બધો નાદ થાય કે આખા નગરમાં સંભળાય. તે સાંભળી રાજા પંડે આવી ન્યાય ચુકાવે. એક દિવસ એ રાજાનો પુત્ર રથમાં બેશી અતિ ઉતાવળથી જતો હતો. અજાણપણે તેના ઝપાટામાં આવેલો એક, માર્ગમાં બેઠેલો નાનો વાછરડો મરણ પામ્યો. તે જોઈ તેની જનેતાની આંખમાં આંસુ આવ્યાં. ને પોતાના પરાભવનો ઉપાય કરવા વાસ્તે તેણીએ સભા મંડપમાં આવી પોતાના શીંગડાવતે ન્યાય ઘંટ હલાવ્યો. એટલે તે સાંભળી અર્જુન જેવી જેની કીર્તિ છે એવા રાજાએ આવી તજવીજ કરી. ગાયના દુઃખનું વૃત્તાંત મૂળ થકી જાણ્યું. ને પોતાના ન્યાયની ઉત્તમ કોટી જણાવવા વાસ્તે પ્રાતઃકાળે, છોકરો જે રથમાં બેઠો હતો તેજ રથમાં રાજા પોતે બેઠો. અને પોતાનો અતિશે વહાલામાં વહાલો જે એકનો એકજ દીકરો હતો તોપણ તેને માર્ગમાં પેલા વાછરડાને ઠેકાણે

સુવાડ્યો. ને તે ગાયને તથા નગરના ઘણા લોકોને એકઠા કરી તેમની નજર પડે તેમ તેના ઉપર પરમેશ્વરનું નામ દેઈ રથ ચલાવ્યો. તે રાજાના ઘણા સત્યથી, તથા પુત્રનું ઘણું ભાગ્ય હોવાથી, તેના ઉપર રથનું પઈડું ફર્યું તોપણ તે જીવતો રહ્યો. આ પ્રકારે ગોવર્ધન રાજાનો પ્રબંન્ધ પૂરો થયો.

---

પૂર્વે કાન્તિપુરમાં પુરાણુરાજા, ઘણા વર્ષથી ગર્વ રહિત રાજ્ય કરતો હતો. એક દિવસ મતિસાર નામે પોતાના પ્રિય મિત્ર પ્રધાન સાથે ઘોડાપર બેશી ફરવા નિકળ્યો હતો. ત્યાં રાજાએ ઘોડાને અણુઘટતી એક ચાબક મારી, તેથી ઘોડો એવો દોડયો કે, પછવાડે આવતું સૈન્ય તથા પ્રધાન વગેરે અતિશે દૂર રહી ગયા. ને પોતાનું અતિશે કોમળ શરીર હોવાથી તથા ઘણો માર્ગ ઉલ્લંઘન કરવાથી ઘણો શ્રમ થયો. માટે રાજાના અત્યંત સુકુમાર શરીરમાં રૂધિર ભરાવાથી ઘોડાપર ને ઘોડાપર મરણુ પામ્યો. તેની પછવાડે આવતા મતિસાર પ્રધાને રાજાના શરીરને અગ્નિસંસ્કાર કર્યો; ઘોડો તથા રાજાનો દરવેષ લેઈ નગર આગળ આવ્યો. ત્યાં બુદ્ધિમાન પ્રધાને વિચાર કર્યો કે રાજાના મરણની ખબરનો ફેલાવ થશે તો, શ્રીમાળ નામે રાજા છે તે આ રાજ્યને દબાવશે. તેથી મોટો ઉપદ્રવ થશે. એવા ભયથી રાજ્યનું અનુસંધાન કરવાની ઈચ્છાએ તે પ્રધાને રાજાનો બરોબરીયો ને રાજાના જેવોજ રૂપાળો કોઈ કુંભાર જોયો. તેને બધી વાતમાં વાકેફગાર કરી, રાજાનો સઘળો વેષ પેહેરાવ્યો. અને ઘોડાપર બેસાડી સંધ્યાકાળની વખતે નગરમાં પ્રવેશ કરાવી રાજમંદીરમાં આવીને રાણીને સઘળી વાત કહી. ને સમજાવી કે આ વાતને ગુપચુપ રાખી સંસાર ચલાવવો. એવી રીતનું તે રાણીને, તથા એ રાજાને સમજાવી પછી પુણ્યસાર એવું નામ સ્થાપન કરીને પ્રથમની પેઠેજ સઘળું રાજ્ય ધમધોકારે ચલાવ્યું. રાણીએ પણ લષ્ટ પુષ્ટ કુંભારના અંગસંગનું સુખ ભોગવવાની ઈચ્છાએ સઘળા વ્યવહારમાં ઘણી મેહેનતે વાકેફગાર કર્યો. ને એ કુંભાર પણ એવા મોજશોખમાં પડયો કે પોતાનું ઘરબાર તથા કુટુંબ વિસરી ગયો. એમ કરતાં કેટલોક કાળ વીતી ગયો.

એક દિવસ સામાવાળીઆ રાજા સાથે લડાઈ કરવાનો વખત આવ્યો ત્યારે તે પ્રધાને ઘણુ લશ્કર તૈયાર કરી સંગાથે લેઈ, શત્રુની સામો દેશાંતર લડવા ગયો. નેરાજાની સેવામાં બીજો કોઈ પોતાના જેવો દાખલ કર્યો. તે પ્રધાન ગયા પછી રાજા સ્વેચ્છાચારી નિરંકુશ થયો. પછી તેણે નગરના સઘળા કુંભારો બોલાવી મૃત્તિકાના ઘોડા, હાથી, ઉંટ વગરે કરાવી તેની સાથે રમવા માંડયુ. ને કોઈની શિખામણ ગણગારી નહી. આ વાત દેશાંતર ગએલા પ્રધાનના જાણવામાં આવી. પ્રધાને વિચાર કર્યો કે એ કુંભાર રજા છેવટ પોતાની જાત ઉપર ગયો. ને રાજ્ય ડુબાવશે. એમ વિચાર કરી થોડા માણસ સંગાથે લેઈ, લસ્કરમાંથી રાતોરાત ઉતાવળથી પાછો આવી રાજાને શિખામણ દીધી. ને કહ્યું કે હમણાંજ તને તારા કુંભારપણાનો કસબ મૂકાવી રાજા કર્યો છે. તોપણ તારા સ્વભાવનું ચંચળપણું મુકતો નથી, ને કોઈની મર્યાદા માનતો નથી, માટે તને દેશાંતર કહાડી મૂકી બીજા કોઈ કુંભારના છોકરાને રાજા કરીશ. આવી રીતે ઘણો ક્રોધ કરી તેને ધમકાવ્યો. આ વખતે એ રાજા, એકાંતે સભાખાનામાં બેઠો હતો. તે ઊંચે સાદે બોલ્યો કે! અહીં કોઇ બારણે સેવકો ઉભા છે કે? એમ બોલતાંજ તત્કાળ તે સભાખાનાના ચિત્રમાં જેટલા પ્યાદલ હતા તે સઘળા મનુષ્ય રૂપે થઇ હાથ જોડી રાજાની આગળ ઉભા રહયા. તે રાજાનો અભિપ્રાય જાણી તે પ્રધાનને બાંધી લીધો. આ અસંભવનું મોટુ આશ્ચર્ય જોઈ ચમત્કાર પામી રાજાના પગમાં પડી ઘણી પ્રાર્થના કરી પોતે છુટયો. ને હાથ જોડી ભકિત સહિત વિનંતી કરી કે તમને રાજ્ય મળવામાં હું તો નિમિત્ત માત્ર છું, પણ તમારા પુણ્યથીજ તમને રાજ્ય મળ્યું છે. જુઓ આ અચેતન ચિત્ર હતાં તે પણ સચેતન થયાં ને તમારી આજ્ઞા પ્રમાણે કરવા મંડયા. માટે તેનું કારણ તમારા પૂર્વ જન્મનાં કર્મજ છે. ને તમારૂ પુણ્યસાર નામ એજ સાર્થક છે, આ પ્રકારે પુણ્યસારનો પ્રબંધ પુરો થયો.

---

પૂર્વે પાટલીપુત્ર નગરમાં ચંદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો તેનો પુત્ર નંદીવર્ધન નામે હતો, એક છત્રધર સંગાથે દેશાંતર જોવાના કૌતકથી, મા બાપને પુછ્યા વગર, પોતાની ઈચ્છા પ્રમાણે ચાલતો થયો. બધી રાત ચાલતાં

ચાલતાં પ્રાતઃકાળે કોઈ નગરની સમીપે આવ્યો. ત્યાં તે નગરનો રાજા પુત્ર વિનાનો મરણ પામ્યો હતો. તેના પ્રધાનોએ એવો ઠરાવ કર્યો હતો કે આ પટ્ટહસ્તી[૧] જેના ઉપર કળશ ઢોળે તેને રાજા કરવો. આવા ઠરાવથી હાથીની સુંઢમાં કળસ આપી, આખા નગરમાં ફેરવતા હતા, તે વખત એ રાજકુમારને છત્રધર એ બે નગરમાં આવ્યા. ત્યાં સમીપ ઉભા રહેલા રાજકુમારને રેહેવા દેઈ પેલા છત્રધર ઉપર કળશ ઢોળ્યો. પછી પ્રધાનોએ મોટા ઉચ્છવથી નગરમાં પ્રવેશ કરાવી રાજ્યગાદીએ બેસાડયો. ને એ છત્રધરે રાજકુમારને પણ અતિશે મોટી ભક્તિ દેખાડી પોતાની સાથેજ રાખતો હતો, ને એમ કહે તો કે હું આ સઘળી પ્રજાનો સ્વામી છું ને મારા સ્વામી તમે છો. આ પ્રકારે ઘટતાં વચન કહી તેની સેવા કરતો હતો. પણ તે રાજામાં એક પણ રાજગુણ ન હતો. અતિશે અયોગ્ય હતો. માટે અતિશે દુષ્ટબુદ્ધિથી પ્રજાને પીડવામાં તત્પર હતો. ને ચાર વર્ણ તથા ચાર આશ્રમનું શી રીતે પાલન કરવું તે સબંધી બીલકુલ વાત જાણતો નહોતો માટે એ જેમ જેમ પ્રજાને પીડે છે તેમ તેમ એ રાજકુમાર શરીરે સુકાતો જાય છે. જેમ પશુપતિએ (શિવે) માથાપર ધારણ કરેલો ચંદ્ર દુબળો છે તેવો અતિશે દુબળો થયો. તેને જોઈ એક દિવસે તેણે પુછયું કે તમો દિવસે દિવસે કેમ સુકાતા જાઓછો! આ વચન સાંભળી રાજકુમારે ઉત્તર આપ્યો કે, તમો દુષ્ટબુદ્ધિથી પ્રજાને પીડો છો તે અત્યંત અઘટિત છે તે દુખથી હું દુબળો પડયો છુ. તે ઉપર એક ગાથા છે (પૃ. ૨૮૮ જુ.) તેનો અર્થઃ-

જેનો જડ પુરૂષો સાથે નિવાસ છે તથા જેનો ધણી ચાડીયા પુરૂષોનું કહેલું સાંભળે છે તે જેટલુંજીવે છે એજ લાભ જાણવો. દુબળું પડવું તથા નાશ પામવું એમાં કાંઈ પણ આશ્ચર્ય નથી આ ગાથાનો અર્થ બધો મને લાગુ પડે છે. આ પ્રકારનું વચન સાંભળી છત્રધર રાજા બોલ્યો. આ પાપી પ્રજાના અભાગ્યના ઉદયે અવશ્ય પીડા થવાની વખતે મને રાજ્ય મલ્યુ છે. ને જો એ પ્રજાનું સારી રીત્યે પાલન કરવું એવી પરમેશ્વરની મરજી હોત તો તમનેજ પટ્ટાભિષેક થાત! માટે એમ પરમેશ્વરની મર-

---

૧ પાટવી હાથી.

ભુજ નથી. આ પ્રકારની ઉક્તિ યુકિત સાંભળવાથી રાજકુમારના અંતરનો રોગ મટિ ગયો ને શરીર પુષ્ટ થયું. આ પ્રકારે કર્મસારનો પ્રબંધ પુરો થયો.॥

---

ગૌડ દેશમાં લક્ષણાવતી નામે નગરીમાં લક્ષ્મણસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તેનો પ્રધાન ઉમાપતિધર નામે હતો, તેજ સઘળા રાજ્યની સંભાળ રાખી બુદ્ધિ બળે રાજ્ય ચલવતો. ને રાજા મદોન્મત્ત હાથીની પેઠે મદથી અંધ ધુંધ થઈ એક અતિશે રૂપવાન પણ જાતે ચંડાળની સુત્રી, તેની સાથે એવો લંપટ થયો કે લોકલાજ તથા કુળ કલંક તથા શિખામણ એ સર્વેને એકદમ ઘોઈ પીધાં. એ જોઈ ઉમાપતિધરે વિચાર કર્યો કે રાજા જાતે અતિશે આકળા સ્વભાવનો છે, તેમજ હું પણ છું, માટે રાજાને એની અપલક્ષણ માટે શિખામણ દેવી એ વ્યર્થ છે તેથી કોઈ બીજા ઉપાય શોધવાની જરૂર છે, જેથી એ સમજે એમ ધારી સભામંડપના ભારોટીઆપર કેટલાક શ્લોક ગુપ્ત રીતે લખ્યા. તેનો અર્થઃ—હે જળ, શીતળપણું એજ તારો મુખ્ય ગુણ છે. ને તારે વિષે સ્વભાવિક નિર્મળપણું રહેલું છે. વધારે શું કહીએ, પણ અપવિત્ર હોય તે પણ તારા સ્પર્શથી પવિત્ર થાય છે. વળી આથી બીજું શું વખાણવા યોગ્ય છે. તુંજ સકળ પ્રાણિ માત્રનું જીવન છું. ને તું જ્યારે નીચ માર્ગે જાય ત્યારે તને રોકવાને કોણ સમર્થ છે. એ પ્રકારે જળની અન્યોક્તિ વતે શિખામણ દીધી?

હે જગતના ઈશ, તું પોઠીઆપર બેશીને ગતિ કરીશ તેમાં મોટા દિગ્ગજ, જે આઠ દિશાના આઠ હાથીઓ પૃથ્વી ઉપાડી રહેલા છે તેમને એ તારૂ કૃત્ય શું હાનીકારક છે? ને સર્પનાં આભૂષણ ધારણ કરીશ તેમાં સુવર્ણની શી હાની છે? તથા જડાંશુ ( ચંદ્ર ) ને માથા ઉપર ચડાવ્યો છે તેમાં ત્રણ લોકમાં પ્રકાશ કરનાર સૂર્યની શી હાની છે। કંઇપણ નથી માટે જગતના ધણીને વધારે શી શિખામણ દેઈએ. આ પ્રકારની શિવની અન્યોક્તિના શ્લોક વતે શિખામણ દીધી.

૨ વળી એજ અન્યોક્તિના શ્લોકવતે શિખામણ દે છે. હે ઇશ્વર (શિવ) તારૂ બ્રહ્મ શિર છેદાયુંછે. ને ભૂત પ્રેતની જોડે તારે મિત્રપણું

છે. ને મદ્યપાન કરનારની પેંઠે (ગાંડાની પેઠે) માતાઓ જોડે ક્રીડા કરૂ છું. ને શ્મશાનમાં રહેવાપર પ્રીતિ રાખુ છું. ને પ્રજાને સૃજી, તેનો સંહાર કરૂ છું. તોપણ ભક્ત, તારાજ ઉપર મન રાખી સેવા કરે છે! કેમ જે જગતમાં તારા વિના બીજો કોઇ ઇશ્વર નથી. માટે અમારો કોઇ બીજો ઉપાય નથી.

૩ વળી ચંદ્રને ઉદ્દેશી કહે છે કે, આ મોટા પ્રદોષકાળમાં (રાત્રીમાં) રાજા (ચંદ્ર) તું એકજ છે કમળની લક્ષ્મી ઢાંકી દેઇ, કુમુદમાં ખોટી પ્રીતિમાં (પોયણામાં) લક્ષ્મી વાપરે છે. બ્રહ્માએ રાજાની ઉત્પત્તિ કરી છે, તેનું કારણ એટલુંજ સંભવે છે કે, સુમનસ્ (દેવતા) સજ્જનના સમૂહમાં, સારીજ સ્થિતિ પ્રવર્તાવવી. એમ રાજ શબ્દના અનેક અર્થ છે. તેમાં તું કીયા અર્થનો ધારણ કરનાર રાજા છે; એ વાતનો નિશ્ચય કરવા બ્રહ્મા પણ સમર્થ નથી. ૪

વળી હારને ઉદ્દેશી શિખામણ આપે છે. કે, હે હાર તું સારા આચરણવાળો (સારાં ગોળ મરોળ મોતીવાળો) ને સારા ગુણવાળો (દોરાથી પરોવેલો (મોટા માણસને યોગ્ય ને ઘણા મૂલ્યવાળો છું! માટે સુંદર સ્ત્રીના કઠીણ સ્તનમંડળ ઉપર રહેવું તારે ઘટીત છે પણ નીચ વર્ણની સ્ત્રીના બરહટ ગળામાં વળગવાથી ભાગી પડવું એ ઘણું નિકૃષ્ટ ભરેલું છો માટે તું તારૂ ગુણવાનપણું હારી ગયો છું એ વાત ઘણીજ ખેદ ભરેલી છે. ૫

આ સર્વે શ્લોક કોઈ વખતે રાજાના વાંચવામાં આવ્યા ને તેનો અર્થ જાણી પ્રધાન ઉપર ઘણો દ્વેષ રાખ્યો, તે વાત નીતિશાસ્ત્રમાં કહી છે. તે શ્લોક (પૃ૦ ર૯૧ જુ.) તેનો અર્થ:

અસત્ માર્ગે ચાલનાર પુરૂષને સત્માર્ગનો ઉપદેશ, તે ક્રોધનું કારણ થાય છે. જેમ નાકકટા માણસને દર્પણ દેખાડીએ તો તેને તત્કાળ ક્રોધ ચડે છે તેમ ખોટા છંદમાં પડનારને સારે રસ્તે ચડાવતાં પ્રથમ તો ખોટું લાગે છે.

આ પ્રકારનો ન્યાય છે માટે પ્રધાન ઉપર ક્રોધ કરી તેને પદભ્રષ્ટ કર્યો.

એક દિવસે એ રાજા રાજપાટિકાથી (નગર બારણે ભ્રમ કરવું તે) પાછો આવતાં માર્ગમાં મળેલો, એકલો, મહાદરિદ્રી થયેલો ને પોતાના નિ-

વાદ સબંધી ઉપાય રહિત એજ ઉમાપતિને જોઈ ક્રોધ કરી રાજાએ મ-હાવતને કહ્યું કે આ પુરૂષ મરણ પામે એમ એના ઉપર હાથીને ચલાવ. પછી મહાવતે હાથીને દોડાવ્યો તે જોઈ પેલો ઉમાપતિ ઊંચે સાદે બોલ્યો કે એક ક્ષણમાત્ર હાથીનો વેગ બંધ રાખ માહારે રાજાને કાંઈક કહેવું છે. પછી મને સુખેથી મારજે. આ પ્રકારનું વચન સાંભળી મહાવતે હાથી ઉભો રાખ્યો ત્યારે ઉમાપતિધર એક શ્લોક બોલ્યો ( પૃ૦ ૨૯૧ જુ. ) તેનો,

અર્થઃ—સ્મશાનમાં શિવ, નગ્ન રહે છે ને બધે શરીરે રાખ ચોળે છે, ને પોઠીયા ઉપર ચડી બેસે છે, સર્પ સાથે લીલા કરે છે તથા લોહી ચુતુ હાથીનું ચામડુ ઓઢી નાચે છે. ઈત્યાદિ આચરણથી આચારભ્રષ્ટ છે તોપણ તેજ શિવ ઉપર જેમને રાગ બંધાયો છે તે કાંઈ કહી શકતા નથી. એવા સત્પુરૂષ જેના ગુરૂ છે તેને આ કરવું ઘટે !! આ પ્રકારે ઉમાપતિના વચનરૂપી અંકુશવતે રાજાનો મનરૂપી હાથી વશમાં આવ્યો. તેથી જ્ઞાન ઉત્પન્ન થયું. જે ગુરૂહત્યા કરવી એ ઠીક નહી એમ વિચાર કરતાં પોતાના નિંદિત આચરણનો પશ્ચાત્તાપ કરી હળવે હળવે તે વ્યસનને મુકી પોતાના આત્માની ઘણી નિંદા કરી. રાજાએ તેજ ઉમાપતિધરને ફરીથી પ્રધાન પદવી આપી. આ પ્રકારે લક્ષ્મણસેન રાજા ને ઉમાપતિધર પ્રધાનનો પ્રબન્ધ પૂરો થયો.

---

કાશી નગરીમાં જયચંદ નામે રાજા, ઘણી રાજ્ય લક્ષ્મીનું પાલન કરતો હતો. પણ પંગુ ( પાંગળો ) એવું બિરૂદ ધારણ કરતો. કારણ કે, જેમ પાંગળો બે હાથમાં બે લાકડીઓનું અવલંબન કરે તેમ એ રાજાને લશ્કર ઘણું હોવાથી ગંગા નદી તથા યમુના નદીનું અવલંબન વિના કોઇ જગાએ જઇ શકાતું નહી. કોઈ અવસરે ત્યાંના રહેનાર કોઇ શાળાપતિ નામના પુરૂષની સુહવદેવી નામે, એવી તો રૂપાળી સ્ત્રી હતી કે, જેની ઉપમા ત્રૈણ લોકમાં પણ ન હતી. તે સ્ત્રી, એક દિવસે ઉનાળાના સમયમાં જળક્રીડા કરી ગંગાજીને કાંઠે ઉભી ઉભી ચારે પાસ પોતાના ચંચળ નેત્રબાણ ફેંકતી હતી. તે વખત સર્પના માથા ઉપર બેઠેલા ખંજન નામે પક્ષિને જોઈ, આ અસંભવતા શુકુનનું ફળ, કોઇ બ્રાહ્મણને પુછું. એમ વિચાર કરે છે, એટલામાં સ્નાન કરવા આવેલા કોઇ વિદ્વાન બ્રાહ્મણ-

ને દેખી તેના પગમાં પડી નમસ્કાર કરી તે સુકનનું ફળ પુછયું ત્યારે તે બ્રાહ્મણ પણ જ્યોતિઃશાસ્ત્રમાં ઘણો હુંશયાર હોવાથી એમ બોલ્યો કે, જો તુ મ્હારી આજ્ઞામાં નિરંતર રહુ તો એ શુકન સબંધી સઘળું ફળ તેને કહી સંભળાવું. પછી તે સ્ત્રી, ચતુર હોવાથી એમ બોલી કે, મ્હારા પિતા સમાન તમને ગણિ, જે તમે આજ્ઞા કરશો તેને હું માથે ચડાવીશ. આ પ્રકારની પ્રતિજ્ઞા પૂર્વક તે સ્ત્રીનું વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે, તું આજથી સાતમે દિવસ આજ નગરના રાજાની મોટી પટરાણી થઈશ. એમ કહી તે બ્રાહ્મણ તથા તે સ્ત્રી પોત પોતાના સ્થાનમાં ગયાં. હવે તે બ્રાહ્મણે નિશ્ચય કરી કહેલા દિવસમાં એ નગરનો રાજા રાજપાટીકાથી પાછો વળતે કોઈ રસ્તાપર વગર આભૂષણથી ઉભેલી અપાર સુંદરતાથી ભરપૂર તે સ્ત્રીને દેખતાંજ રાજાનુ ચિત્ત એટલું બધું આસક્ત થયુ કે પોતાના દેહનું પણ ભાન વિસરી ગયો. ને ચાકરને પુછયું કે હું કયાં ઉભો છું? ઈત્યાદિ બોલ્યો. એ રીતે કામદેવની અવસ્થામાં પડેલા રાજાયે તત્કાળ એ સ્ત્રીને અંગીકાર કરી પોતાની અતિશે વાહાલી પટરાણી કરી. ત્યાર પછી તે સ્ત્રીયે પેલા બ્રાહ્મણને પ્રતિજ્ઞાપૂર્વક કહેલું છે તે વાત સઘળી સંભારી રાજાને નિવેદન કરી. રાજાએ પણ આખા શેહેરમાં ડંડેરો પીટાવી તમામ નગરના વિદ્યાધર બ્રાહ્મણો બોલાવ્યા. તે વખત વિદ્યાધર નામ ધારણ કરનાર સાતસે બ્રાહ્મણ આવી ઉભા રહયા. તેમને જુદા જુદા એકેક એકેક એમ કરી રાણી પાસે ઓળખાવ્યા. પછી પેલા બ્રાહ્મણને જુદો રાખી બીજા બ્રાહ્મણોનો સત્કાર કરી તેમને ઘેર વીદાય કર્યા, પછી રાજાએ તે બ્રાહ્મણને ઘણો દરીદ્રિ દેખા કહ્યું કે જે તારી નજરમાં આવે તે માગ. પછી બ્રાહ્મણે પ્રસન્ન થઈ માગ્યું કે મને નિરંતર તમારી સેવામાં રાખો. આ પ્રકારે બ્રાહ્મણની અતિશે ચતુરાઈ જોઈ એ વાત અંગીકાર કરી, સર્વ કારભારીઓમાં મુખ્ય અગ્રેસર કર્યો. અનુક્રમે તે ઘણો ધનાઢ્ય થયો. તે પોતાની પરણેલી બત્રીસ સ્ત્રીઓને નિત્યે જાતવંત કર્પૂરનાં આભૂષણ કરાવી, એક દિવસ પહેરાવી પ્રાતઃકાળે આતો નિર્માલ્ય થઈ ગયાં એમ ધારી એક મોટા કુવામાં નંખાવી દેતો હતો. ને સાક્ષાત્ મોટા દેવનો અવતાર હોય એમ દિવ્ય ભોગને ભોગવતો હતો. નિત્યે અરાઢ હજાર બ્રાહ્મણને મનોવાંચ્છિત ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરતો હતો. એક દિવસ રાજાએ પ્રદેશ-

માં કોઈ રાજા સાથે લડવાને, ચૌદ વિદ્યાનો જાણ એ વિદ્વાન્ છે, એમ રાજા સમજતો હતો તોપણ, કોઈ વિકટ દેશમાં મોકલ્યો. ત્યાં કોઈ જગાએ ગામમાં લાકડાં ન મળવાથી બ્રાહ્મણની રસોઈ પોતાના પ્રથમ રીવાજ પ્રમાણે થવી જોઈએ. માટે રસોઈઆને એવી આજ્ઞા કરીકે આ સારાં સારાં વસ્ત્ર છે તેને તેલમાં બોળી બોળીને લાકડાને ઠેકાણે વાપરો. પછી રસોઈઆએ એજ રીતે રસોઈ કરી હરાઢ હજાર બ્રાહ્મણ જમાડી પોતે જમ્યો. પછી શત્રુને જીતી જસ મેળવી પાછો વળી પોતાના નગરની પાસે આવ્યો. ત્યાં એવી વાત સાંભળી કે, કાષ્ટને ઠેકાણે સારાં સારાં વસ્ત્ર બાળી મુકયાં. આ અનીતિથી એ રાજા તમારાપર કોપ પામેલો છે. આ પ્રકારની વાર્તાનો નિશ્ચય કરી પોતાનું સઘળું ઘર યાચકો પાસે લુંટાવી તીર્થયાત્રા કરવા નિકળ્યો. તેની પછવાડે પછવાડે રાજા મનાવતો મનાવતો કેટલાક મુકામ સુધી ગયો. પણ પોતે ઘણો અહંકારી હોવાથી એ વાત ન માનતાં રાજાના અંતરમાં પોતાનો અભિપ્રાય એવો ઉતર્યો કે, મેં ઘણા વર્ષ સેવા કરી માટે હું હવે તીર્થે જઈ મારા દેહનું, સાર્થક કરૂં એમ પુછી તીર્થમાં જઈ પોતાનો પરલોક સાધ્યો. ત્યારપછી સૂહવદેવીએ, રાજાને કહ્યું કે મારા પુત્રને યુવરાજ પદવી આપો. પણ રાજાએ રાખેલી સ્ત્રીનો એ પુત્ર છે માટે એને અમારા વંશનું રાજ્ય આપવું ન ઘટે. એવી રીતે એ સ્ત્રીને રાજાએ ઘણું સમજાવી તોપણ એણીએ સ્ત્રી હઠ ન મુકી, તેમજ રાજાએ પણ રાજહઠ ન મુકી, છેવટ એનો પરીણામ એવો થયો કે, એ સ્ત્રીએ પતિને મારવા સારૂ તથા રાજ્ય ગુમાવવાને ગુપ્તપણે મ્લેચ્છ લોકોને મળી, તેમનું લશ્કર મંગાવ્યું. હવે ઘણી જગ્યાએથી અધિકારીઓના કાગળો પત્રથી મોટું મ્લેચ્છનું લશ્કર આવે છે એમ ખબર થઈ. પછી તે વખત પદ્માવતી દેવીથી વરદાન પામેલા ઘણા પ્રસિદ્ધ કોઇ જૈન દિગંબર સાધુને આ વાત રાજાએ પુછી, ત્યારે તેણે પદ્માવતી દેવીને પુછી ઉત્તર આપ્યો કે, મ્લેચ્છનું લશ્કર નહીં આવે. એમ રાજાને કહ્યું. પછી કેટલેક દિવસે તે લશ્કર પોતાના નગરની છેક પાસે આવ્યું એવી ખબર સાંભળી પેલા દિગંબરને બોલાવી રાજાએ પુછ્યું, ત્યારે તેણે તેજ રાત્રિએ રાજાની સમક્ષ કુંડ કરી તેમાં અગ્નિસ્થાપન કરી મોટો હોમ આરંભ્યો. તે અગ્નિની જ્વાલામાં પદ્માવતી દેવી પ્રત્યક્ષ થઈ તેને પુછ્યું? ત્યારે પણ તે દેવીએ એમજ ઉત્તર આ-

બ્યો. કે, મ્લેચ્છનું લશ્કર નહી આવે. એટલામાં તો એવી ખબર મળી કે લશ્કર અતિશે નજીક આવ્યું. આ વાત સાંભળી ક્રોધ કરી તે દિગંબરે દેવીના બે કાન ઝાલી કહ્યું કે તું પણ જુઠું બોલું છું! એમ કહી ઠપકો દીધો. ત્યારે તે બોલી કે, તું જે પદ્માવતીને અતિશે ભક્તિથી આરાધન કરી પુછુંછું તે હું નથી. હું તો મ્લેચ્છની ગોત્રજ દેવીછું. તે મિથ્યા ભાષણ કરી લોકને વિશ્વાસ આપી મ્લેચ્છને સ્વાધીન કરૂં છું. ને તારી દેવી તો મારા બળથી કયારની પલાયન કરી ગઈ છે, એમ કહી તે દેવી અંતર્ધ્યાન થઈ. એટલામાં પ્રાતઃકાળે તે લશ્કરે ચારે પાસથી તે નગરી ઘેરી લીધી તે વખત તેના ધનુષ્યના ટંકારમાં પોતાના લશ્કરનાં ચૌદશે વાદિત્રના શબ્દો ઢંકાઈ ગયા એવું મોટું મ્લેચ્છનું લશ્કર રાજાએ દીઠું. આકુળ બ્યાકુળ થઈ આ રાજ્ય જશે એટલુંજ નહીં પણ એ મ્લેચ્છને હાથે મારૂ મરણ થશે! એવા ભયથી પોતે સૂહવદેવીના પુત્રને પોતાની સાથે હાથી ઉપર લેઈ તે હાથી સહિત ગંગાજીમાં જઈ જયચંદ્ર રાજા બુડી ગઓ. એ પ્રકારે જયચંદ્ર રાજાનો પ્રબન્ધ પૂરો થયો.

---

હાવે દયા દાન ને યુદ્ધ એ ત્રણ જગ્યાએ અતિશે શૂરવીર ને પ્રખ્યાત જગદ્દેવ નામે ક્ષત્રી હતો. તેને સિદ્ધરાજે ઘણા સન્માનથી પોતાની સેવામાં રાખ્યો હતો પણ તેના ગુણ રૂપી મંત્રથી વશ થયેલા પરમર્દિ નામે રાજાએ આગ્રહથી બોલાવ્યો તેથી, પૃથ્વીરૂપી સ્ત્રીના કેશપાશનું આભૂષણ રૂપ કુંતલ દેશમાં ગયો. ને તેને દરબારમાં આવ્યાની ખબર દ્વારપાળે આવી પરમર્દિ રાજાને કહી- તે વખત તે સભામાં કોઈ વેશ્યા, વસ્ત્ર રહિત થઈને પુષ્પનૃત્ય કરતી હતી, જગદ્દેવનું નામ સાંભળી તત્કાળ તે વેશ્યા વસ્ત્ર ઓઢી લાજ પામી ત્યાંની ત્યાં બેશી ગઈ. સન્માન પૂર્વક જગદ્દેવની સાથે પ્રિય સંભાષણ કરી પરમર્દિ રાજાએ મોટી શૂરવિરતાને યોગ્ય ને જેનું પ્રત્યેક લાખ રૂપૈઆ મૂલ્ય છે એવાં સુંદર બે મહાવસ્ત્રનો તેને શિરપાવ આપ્યો. પછી જગદ્દેવને મોટા મૂલ્યના સિંહાસન ઉપર બેસાડયો. સર્વે સભાનો ગરબડાટ શાંત થયા પછી રાજાએ પેલી વેશ્યાને નૃત્ય કરવાની આજ્ઞા આપી. પછી અવસર જાણ મહાચતુર ને પ્રપંચ કરવામાં જેનો પ્રથમ નંબર

ગણાય એવી એ વેશ્યા, ધીમે રહી ઝીણે સાદે બોલી કે, જગદ્દેવ નામે જગતમાં જે એકજ પુરૂષ કહેવાય છે તેજ સાક્ષાત્ પોતે પધાર્યા ત્યાં વસ્ત્ર રહિત થઈ નૃત્ય કરતાં હું લાજ પામુંછુ, કેમ જે સ્ત્રીયો તો સ્ત્રીયોના ટોળામાં ગમે તેમ ચેષ્ટા કરે. આ પ્રકારે અતિશે ચમત્કારી વેશ્યાની કરેલી પ્રશંસા સાંભળી અતિશે પ્રસન્ન થયેલા જગદ્દેવે રાજાનાં આપેલાં બે મહાવસ્ત્ર તે વેશ્યાને આપ્યાં. પછી પરમર્દિ રાજાના પ્રસાદથી જગદ્દેવ, દેશનો અધિપતિ થયો. ત્યારે તેનો ઉપાધ્યાય મળવાને આવ્યો તેણે એક શ્લોકની ભેટ કરી (પૃ૦ ૨૯૭ જુ.) તેનો સવિસ્તર.—

અર્થઃ—એક સરોવરમાં કમલ તથા ચક્રવાક પક્ષિ એ બેનો સંધાથે નિવાસ હતો માટે મિત્રતાથી પરસ્પર વાતો કરે છે.

ચક્રવાક પક્ષિ કમલને પુછેછે. હે મિત્ર! હે કમલ! આપણ બે સુખી થઇએ છીએ ને સંધાથે દુઃખી પણ થઇએ છીયે કેમ જે આપણો મિત્ર (સૂર્ય) અસ્ત થયા પછી મ્હારે માથે દૈવયોગે સ્ત્રીના વિયોગરૂપી અટાટ દુઃખ આવી પડે છે. ને તેથી તમારી પણ સઘળી પ્રફુલ્લતા મટિ જાય છે ને મહા શોકથી નીચુ મુખ પણ થાય છે માટે તમને પુછવાનું એજ કારણ છે કે, તમારા સુગંધરૂપ ગુણવતે દેશાંતરથી ખેંચાઈ આવેલા (પ્રાઘૂર્ણિક) ભમરારૂપી બોલકણા પરાંણાના મુખથી કદાપિ સાંભળ્યામાં આવ્યું હોય! તેથી પુછુ છુ કે આ પૃથ્વીમાં કોઈપણ સ્થાન એવું છો કે, જ્યાં કદાપિ રાત્રિજ ન થાય! એવા સ્થાનનો યોગ્ય તપાસ કરતાં મળે તો આપણ સર્વે સુખેથી ત્યાંજ જઈ નિવાસ કરીએ! આ પ્રકારનું હિતકારી પોતાના મિત્રનું પ્રશ્ન સાંભળી કમળ ઉત્તર આપે છે. કે, આવા મોટા કામમાં ઉતાવળથી ગભરાટ કરવો યોગ્ય નથી. કેમ જે આજકાલ એવું સાંભળ્યામાં આવેછે કે શ્રી જગદ્દેવ નામે મહા મોટા ધનવંત પુરૂષ પ્રગટ થયા છે. તે નર્દમ સોનાનુંજ ઘણું દાન કરે છે તેથી પૃથ્વીનું સોનું સંપૂર્ણ થશે એટલે સોનાનો મેરૂ પર્વત છે તેના—ટુકડા કરી કરી દાનમાં આપવા માંડશે, એટલે હું ધારૂ છું કે થોડાજ કાળમાં મેરૂ પર્વતની પણ સમાપ્તિ થશે. એટલે સૂર્યને મેરૂ પર્વતનું ઓથું પડવાથી રાત્રિ થાય છે તે મેરૂનોજ નાશ થયો એટલે આખા જગતમાં નિરંતર દિવસજ રહેશે. ॥ ૧ ॥

આ પ્રકારના અર્થવાળુ કાવ્ય સાંભળી તે ઉપાધ્યાયને શિરપાવમાં જગદ્દેવે પચાસ હજાર રૂપૈયા આપ્યા. ( આ જગ્યાએ ગ્રંથકારનું લખાણુ એવું છે કે. એ કાવ્યની ગંભીરતા જોતાં કવિને ઘણુંજ ઓછુંજ ધન આપ્યું છે. ) વળી એની સ્તુતિ વિષે બીજા કવિયોના શ્લોક છે, તેનો અર્થઃ

જેના જમણા હાથમાં પૃથ્વીનું રક્ષણ કરવા સંબંધી ઘણુંજ ડહાપણુ ભર્યું છે. તથા બીજાને ડાહાપણરૂપી દીક્ષા આપવામાં ગુરૂ સમાન, કલ્યાણ માત્રને રહેવાનું ઘર. જેના જન્મને ધન્ય છે, એવો જગતમાં એક દાનેશ્રી ગણાતો જગદ્દેવ નામે દેવ, જ્યાં સુધી વિદ્યમાન છે ત્યાં સુધી વિદ્વાન્ લોકોના ઘરોમાં, રાજદ્વારથી મળેલા ગંધહસ્તિ તેમનું સ્તંભ સાથે બાંધવું તેમજ ઘોડાનું પણ શિલા પ્રમુખ સાથે બાંધવું ઈત્યાદિ મળેલા શિરપાવની શરભરામાં, સેવક લોકો નિરંતર આકુળવ્યાકુળ થયાજ કરેછે. ॥૨॥

હે જગદ્દેવ તમો જીવોછો ત્યાં સુધી બળિરાજા તથા કર્ણરાજા તથા દધીચિઋષિ, એ સર્વે દાનેશ્રી પુરૂષો જીવેછે. ને હું જીવું છું ત્યાં સુધી દારિદ્રપણું પણ જીવે છેઃ ॥ ૩ ॥

હે જગદ્દેવ બ્રહ્મા દરિદ્રી પુરૂષોની સૃષ્ટિ કરે છે ને તમો તેમનું દારિદ્ર નાશ કરી કૃતાર્થ કરો છો. એમ જગતમાં ચાલે છે, પણ કવિ કહે છે કે, હું જાણતો નથી કે એ બેમાંથી કોનો હાથ થાકી, એ કામથી વિરામ પામશે? ॥ ૪ ॥

હે જગદ્દેવ તમારો કરાવેલો શ્રી જગદ્દેવનો (ઈશ્વરનો) મોટો ઊંચો ઉજ્વળ પ્રાસાદ, તેમાં નિવાસ કરી રહેલું તમારા જશ રૂપી શિવલિંગ, તેની પૂજા નક્ષત્રરૂપી ચોખાવતે દેવતાઓ કરે છે. એટલે તમારા જસનું ગાન દેવતાઓ પણ કરે છે. ॥ ૫ ॥

જગદ્દેવે કોઈ પંડિતને આપેલું "નનવં"એ પ્રકારનું સમસ્યા, પદ તે ઉપર કરેલા કાવ્યનો અર્થઃ

સમુદ્ર, અપાર ગંભીર છે. પૃથ્વી રૂપી પાત્ર ઘણું મોટુ છે. આકાશ અતિશે મોટુ વ્યાપક છે. મેરૂ પર્વત અતિશે મોટો ઉંચોછે. વિષ્ણુંનો મહિમા અતિશે મહોટો છે. જગદ્દેવ મહા શૂરવીર પુરૂષ છે. કલ્પવૃક્ષ ઘણો ઉદાર છે. ગંગાજી ઘણાં પવિત્ર છે. ચંદ્રમાંથી અમૃત ઝરે છે. આ સઘળી વાત નવી નથી એટલે આ વાતમાં કાંઈ નવાઈ નથી ॥ ૬

ઈત્યાદિ જગદ્દેવની સ્તુતિ સબંધી કાવ્યો યથાશ્રુત જાંણવા.

હવે પરમર્દિ રાજાની પટરાણીએ, જગદ્દેવને પોતાનો ભાઈ કરી માન્યો હતો. ક્યારેક પરમર્દિ રાજાએ જગદેવને શ્રીમાલ રાજાને જીતવા મોકલ્યો હતો. ત્યાં શ્રીમાલ રાજાને એવું માલમ પડયું જે જગદેવ, એવો ધર્મિષ્ટ છે જે દેવ સેવામાં બેઠો હોય તે વખત સુઝે તેવો ઉપદ્રવ થાય તથા પ્રાણાંત કષ્ટ આવિ પડે પણ દેવ સેવા મુકી ઉઠેજ નહી. આ પ્રકારની વાત સાંભળવાથી કપટ કર્યા વિના જગદ્દેવ નહી મરે, એવો નિશ્ચય કરી જે વખત જગદ્દેવ દેવપૂજામાં બેઠો હતો તે વખત કપટથી મારવા શત્રુનુ ઘણુ લસ્કર આવ્યું. ને જગદ્દેવની સેનાનો ઘણો નાશ કરી મોટો ઉપદ્રવ કર્યો પણ પોતે દેવપૂજા અધુરી મુકી ન ઉઠ્યો. તે વખતની વાત ચાર પુરૂષોના મુખથી પરમર્દિ રાજાએ સાંભળી પોતાની રાણીને કહે છે. કે- તમારો ભાઈ સંગ્રામમાં શૂરવીર માત્રનો અધિપતિ ગણાય છે, તો પણ હાલતો શત્રુએ એવો ઘેરી લીધો છે કે, ત્યાંથી નાશીં જવાને પણ સમર્થ નથી. આ પ્રકારે મર્મ સ્થળની ભેદનારી, રાજા એ કરેલી મસ્કરી સાંભળી પ્રાતઃકાળે ઉઠી રાણી પશ્ચિમ દિશા સામુ જોઈ રહી. તેને જોઈ રાજાએ પુછયું કે? પશ્ચિમ દિશામાં શું જોઉછુ! ત્યારે રાણીએ કહયું કે સૂર્યોદય જોઉ છું! રાજાએ કહયું કે, હે ભોળી કોઈ દિવસ પશ્ચિમ દિશામાં સૂર્ય ઉદય થવાનું તે સંભવે!! ત્યારે રાણી બોલી કે દૈવી ગતિ વિચિત્ર છે માટે કોઈ વખત વિપરીત કાળમાં પશ્ચિમ દિશામાં અઘટતો પણ સૂર્યનો ઉદય થવાનો સંભવ છે. પણ જગતદ્દેવ ક્ષત્રિનો પરાજ્ય તો કદાપિ ન સંભવે. આ પ્રકારે સ્ત્રી પુરૂષ વાતો કરે છે એટલામાં તો એવી વાત સાંભળી કે દેવપૂજા કર્યા પછી જગતદ્દેવ પાંચશે (૫૦૦) સુભટો લેઈ એવો સંગ્રામમાં પડયો કે જેમ સૂર્ય અંધકારનો નાશ કરે, જેમ સિંહ હાથીના ટોળાને નસાડે, તથા જેમ મોટો વાયુ મેઘ મંડળ જે વેરીનાંખે એમ શત્રુના લશ્કરને એક ક્ષણ માત્રમાં નાશ કર્યું.

હવે પરમર્દી રાજા જગતમાં દૃષ્ટાંત દેવા યોગ્ય મોટા ઐશ્વર્યને ભોગવતો, રાત્રી દિવસ પોતાના બળથી ભરેલો, છુરિકા અભ્યાસ (તરવાર ફેરવવાનો અભ્યાસ) કરતો હતો ફક્ત એક નિદ્રામાં હોય તે વખત નહીં. વળી નિત્યે ભોજન વખત અનેક પ્રકારની સામગ્રી પીરસવામાં ગભરાતા ર-

સોઇઆને તરવારવતે મારતો હતો. એમ એક વર્ષમાં ત્રણસે ને સાઠ રસોઈઆને મારવાથી, કોપકાળાનલ એ પ્રકારનું બીરૂદ ધારણ કરતો ઘણોજ ક્રોધી હતો. તેના વર્ણનનું કાવ્ય (૨૯૯ પૃ૦ જુ.) તેનો અર્થ નીચે પ્રમાણે.

પરમર્દી રાજાના યશનો સમૂહ ઘણોજ વિસ્તાર પામ્યો હતો. તેને જોઈ કવિ કહે છે કે. હે! આકાશ તું નાશી જા, કેમ જે તારામાં એ યશ માઈ સકશે નહીં. તથા હે દિશાઓ તમો પણ નાશી જાઓ, કેમ જે તમારામાં પણ એ યશ સમાશે નહીં તથા હે પૃથ્વી તુ પણ વિશાળ થા. કેમ જે, તારા ઉપર પણ એ યશ માશે નહીં. તમોએ પૂર્વે થયેલા રાજાઓનું પ્રગટ થયેલું યશ પ્રત્યક્ષ ધારણ કર્યું છે, તો પણ આ રાજાનુ યશ તો તેથી વધારે છે. તે તમે નજરે જુઓ જે, જેમ દાડમનું ફળ ઘણા ઉદય પામતા બીજના પ્રતાપથી ફાટી તેમાં ચીરાડા પડે છે. તેમ આ સઘળુ બ્રહ્માંડ આ રાજાના યશના ભરાવથી ફાટી જતું દેખાય છે. એ પ્રકારે સ્તુતિ કરેલા રાજાએ ઘણા વર્ષ રાજ્ય કર્યું.

એક દિવસ સપાદલક્ષ નામે રાજાએ સહિત પૃથ્વીરાજની સાથે સંગ્રામ થયો. ત્યાં પોતાના સૈન્યનો પરાજય થયો તેથી ચારે પાસ લશ્કર નાઠું. ને પરમર્દી રાજાપણ પોતાની હાર થવાથી એક દિશા ભણી નાઠો. તે પોતાની રાજધાનીમાં આવી રહ્યો. હવે એ રાજાથી અપમાન પામેલા કેટલાક સેવકો પોતાનો દેશ મૂકી પૃથ્વીરાજની સભામાં આવ્યા. નમસ્કાર કરી બેઠા એટલે રાજાએ પૂછ્યું ? કે તમારા રાજાના નગરમાં કીયા દેવની ઘણી પૂજા માનતા ચાલે છે તેના ઉત્તરમાં એક કાવ્ય બોલ્યા તેનો અર્થઃ—

શિવની પૂજા કરવામાં ભક્તિ રસવાળા પુરૂષોનો વેગ મંદ પડયો છે ને કૃષ્ણ પૂજન કરવાની તૃષ્ણા મટી ગઈ છે, ને પાર્વતીને નમસ્કાર કરવામાં વ્યાકુળ થતા લોકો સ્થંભિત થઈ ગયા છે. ને વિધાતારૂપિ ગ્રહ (બ્રહ્મા) પણ વ્યગ્ર થયો છે. એટલે પ્રથમથીજ બ્રહ્માનું પૂજન ઓછું હતું, પણ હવે તો મૂળગુજ જતું રહ્યું માટે તે આકુળ વ્યાકુળ થયો છે! પરંતુ એ નગરમાં વિશેષ આદરથી ઘાસનો પૂળો પૂજાય છે. કારણ કે નગરના લોક એમ જાણે છે કે અમારા પરમર્દી રાજાએ આ ઘાસનું તર્ણું દાંતે લીધું તો પૃથ્વીરાજથી બચીને જીવતો પોતાના નગરમાં આવ્યો. પણ બીજા કોઈ દેવે રક્ષા ન કરી, ફક્ત ઘાસના તર્ણાએજ રક્ષા કરી.

એમ ધારી તે તર્ઈણુનુંજ પૂજન અર્ચન કરે છે. આવી આવી સ્તુતિઓ સાંભળી પૃથ્વીરાજ ઘણો સંતોષ પામ્યો..ને તે લોકપર પોતાની મોટી મેહેરબાની જણાવી.

પૃથ્વીરાજે એકવીશ વાર મ્લેચ્છરાજને ત્રાસ પમાડી સંગ્રામમાંથી નસાડયો હતો. તો પણ તેણે બાવીશમી વાર ઘણુ લશ્કર લેઇ પૃથ્વીરાજની રાજધાની ઘેરી પડાવ નાખ્યો. તે વખત રાજાની અવધિવનાની પ્રસન્નતાને રહેવાનું એક જાંણે પાત્ર, ક્ષત્રિ સબંધી અપાર તેજનો સમૂહરૂપ મહા મોટું શૂરવીરપણું ધારણ કરતો તુંગ નામે એક મોટો સુભટ હતો. તેણે મનમાં વિચાર કર્યો જે ત્રાસ પમાડેલી માંખની પેઠે નિર્લજ્જ પણે વારમવાર આ મ્લેચ્છ રાજ ધસી આવે છે. પણ આપણને સુખે બેસવા નથી દેતો. આ પ્રકારે પોતાના સ્વામીના મનમાં આવેલા ઉદ્વેગની નિર્મૂલ શાંતિ કરવા વાસ્તે વિચાર કર્યો કે, જેમ તેમ કરી એને માર્યા વિના બીજો સુખનો ઉપાય નથી. એમ ધારી મધ્ય રાતે પોતાના સરખોપરાક્રમી પોતાના પુત્રને સંગાથે લેઈ જ્યાં શત્રુ ડેરા તંબુ તાણી પડયો છે. ત્યાં આવ્યો. જુવે છે તો તે તંબુની ચારે પાસ ખેરના અંગારાથી ધગધગતી ખાઈ દીઠી. પછી પુત્રને કહ્યું કે આ ખાઈમાં હું પડું ને મારા ઉપર પગ દેઈ તંબુમાં પેશી મ્લેચ્છ રાજનું માથુ કાપી લે. આ પ્રકારનું પિતાનું વચન સાંભળી બોલ્યો કે, એ અસાધ્ય કામ મારાથી સધાશે નહીં. વળી મારે જીવવાની ઈચ્છાએ આ પ્રમાણે પિતાનું મરણ જોવું એ અઘટિત છે. એમ ધારી બોલ્યો કે હુંજ આ ખાઈમાં પડું ને તમે શત્રુનો નાશ કરો! એ વિના બીજો ઉપાય નથી. એમ કહી તે પુતે ખાઈની અંદર પડતું મુકયું. તેના પર પગ દેઈ (કોઇ પરતમાં એમ છે કે ખઈમાં ઉભા રહેલા પુત્રના ખભા ઉપર પગ મુકી) શત્રુના તંબુમાં પેઠો ને મ્લેચ્છ રાજનું માથુ કાપી નાંખી એક ક્ષણવારમાં પાછો વળી ઘેર આવ્યો. મ્લેચ્છ રાજનો નાશ થવાથી એનું સઘળું લશ્કર પ્રાતઃકાળે નાશી ગયું. એ વાર્ત તુંગસુભટે કોઈ દિવસ રાજા આગળ કરી નહી. પછી એક દિવસ તુંગસુભટના પુત્રની સ્ત્રીનો વિધવા પણાનો વેશ જોઇ આશ્ચર્ય પામી રાજાએ પુછયું કે, તમારો પુત્ર કયાં ગયો! આ વચન સાંભળી ગંભીરપણાથી કાંઇપણ જવાબ ન આપ્યો. પછી રાજાએ પોતાના સમ દેઈ ઘણા આગ્રહથી પુછયું, ત્યારે આ પ્રકારે

તુંગસુભટ બોલ્યો કે, મારે મોઢે મારા ગુણ કહી દેખાડવાનું મોટું પાપ છે. તોપણ મારે આપના અત્યંત આગ્રહથી કહ્યા વિના હવે છુટકો નથી, એમ કહી સર્વે વૃત્તાંત નિવેદન કર્યું તે ઉપર નીતિનો શ્લોક છે (પૃ૦ ૩૦૨ જુ૦)

અર્થઃ—મોટી બુદ્ધિવાળા મહા સત્વવંત પુરૂષોના ચિત્તનું અલૌકિક કોઈ પ્રકારનું, કઠોરપણું છે. જેથી ધણીની સ્પૃહા રાખ્યા વગર, ઉપકાર કરી ગુપચુપ રહે છે. કારણ કે ઉપકાર ધણીના જાણવામાં આવે તો એ ધણી, ઉપકાર કરતાં પણ પ્રત્યુપકાર ઘણો કરશે! તો કરેલો ઉપકાર જશે! એવી આશંકાથી ઉપકારનો પ્રકાશ કરતા નથી.

આ પ્રકારે તુંગ સુભટનો પ્રબન્ધ પૂરો થયો.

---

કોઈ દિવસ મ્લેચ્છ રાજનો પુત્ર બાપનું વેર વાળવા, લડાઈની ઘણી સામગ્રી લેઈ આવ્યો. તેની સાથે લડવાને સપાદલક્ષ દેશનો અધિપતી પોતે પૃથ્વીરાજ લશ્કરનો અગ્રેસર થઈ લડવા તૈયાર થયો. જેમ ચોમાસાના દિવસમાં ઘણા વેગથી વરસાદની ઝડી પડી છે, તેમ પૃથ્વીરાજના શુભટોના ધનુષ્યમાંથી નીકળેલા બાણના સમૂહથી મ્લેચ્છ રાજાનું લશ્કર ત્રાસ પામી નાઠું. ને મ્લેચ્છ રાજાને પકડવા સારૂ પૃથ્વીરાજ પાછળ પડયો. કેટલાક મુકામ ચાલતાં એક દિવસ રસોડાના કામમાં અધિકાર પામેલા પંચકુળે* રાજા પાસે આવી વિનંતી કરી. જે સાતશેં ઊંટડીઓવતે રસોડાનો સામાન સુખેથી ઉપાડી શકાતો નથી. માટે કેટલીક વધારે ઊંટડીઓ રાખવાનો હુકમ થવો જોઈએ. આ સાંભળી રાજા બોલ્યો કે મ્લેચ્છ રાજનો નાશ કરી, તમારી માગેલી ઊંટડીઓ આપવામાં આવશે. એમ કહી ઉતાવળથી પ્રયાણ કરતો પૃથ્વીરાજ, સોમેશ્વર નામના પ્રધાને ના કહી તોપણ મ્લેચ્છની પછવાડે ગયો. પછી પૃથ્વીરાજને એવી ભ્રાંતિ પડી કે, એ સોમેશ્વર પ્રધાનને ગુપ્તપણે મ્લેચ્છ રાજનો પક્ષ છે. કેમકે મારા શત્રુની એણે વાતો સાંભળી છે. માટે મને જવાની ના કહે છે એમ ધારી કર્ણછેદ કર્યો. આ મોટા પરાભવથી પૃથ્વીરાજ ઉપર ક્રોધ કરી તેનો પરાભવ કરવાને મ્લેચ્છ રાજ

---

* પાંચ મોટા અધિકારીઓ.

પાસે ગયો. ને એના મનમાં પોતાનો વિશ્વાસ જુક્તિથી ઠસાવ્યો. ને મ્લેચ્છનું લશ્કર પાછું વાળી પૃથ્વીરાજના લશ્કર પાસે લાવ્યો. તે વખત પૃથ્વીરાજ એકાદશીનો ઉપવાસ કરી જાગરણ કરી બારસને દિન પારણાં કરી સુતો હતો. તે લાગ જોઇ હુમલો કરી આવેલા મ્લેચ્છોએ સંગ્રામ કરી ફતે મેળવી નિંદ્રામાં ભરપૂર થયેલા પૃથ્વીરાજને બાંધી પોતાના મુકામમાં લેઈ ગયા. ફરીથી પણ એકાદશીના ઉપાસના પારણાનો દિવસ આવ્યો ત્યારે મ્લેચ્છરાજે ભોજન કરવા મોકલેલો માંસ પાકનો થાળ આવ્યો. પૃથ્વીરાજે દેવપૂજન કરવામાં વિલંબ થવાથી તે જગોએ તંબુમાં ઢાંકી, થાળ મુકાવ્યો. પછી દેવપૂજામાં ઘણુ આશક્ત થયેલો પૃથ્વીરાજ હતો. તે વખત ઓચિંતો એક ડાઘો કુતરો આવી તે થાળનું સઘળું ભોજન ગ્રહણ કરી ગયો. પૂજામાંથી ઉઠી પોહોરાદારને પેલા થાળની ખબર પુછી. ત્યારે તેમણે જબાપ દીધો કે "તમે શા વાસ્તે તમારૂં ખાંણું પણ જાળવી નથી શકતા. આ પ્રકારે તેમના ધુસ્સાને સહન કરતો પૃથ્વીરાજ બોલ્યો કે, અહો! પ્રથમ જેના રસોડાની સામગ્રી,* સાતશે ઉટડીઓથી પણ ન ઉપાડી શકાતી. તેની આજ દુષ્ટ દૈવના યોગથી આ પ્રકારની દુર્દશા થઈ! આ પ્રકારના કૌતક જોવાને મારૂં મન આકુળવ્યાકુળ હતું માટે મારાથી ભોજનથાળની રક્ષા ન થઈ શકી! આ પ્રકારે પૃથ્વીરાજ બોલ્યો ત્યારે મ્લેચ્છ શેવકો બોલ્યા, કે હજુ તારા મનમાં કોઈ પ્રકારની ઉત્સાહ શકિત (ઉમેદવાર) બાકી રહી છે કે શું! આ વચન સાંભળી પૃથ્વીરાજ બોલ્યો કે જો હું મારા સ્થાનને પાછો પામું તો, મારા શરીરનું પુરૂષાતન દેખાડું, આ પ્રકારનું પૃથ્વીરાજનું સઘળું બોલવું શેવકોએ મ્લેચ્છ રાજને કહી સંભળાવ્યું. પછી મ્લેચ્છ રાજાએ પૃથ્વીરાજનું સાહસ શરીર પરાક્રમ જોવા વાસ્તે પાછો તેની રાજધાનીમાં લેઈ જઈ રાજ મંદિરમાં અભિષેક કરી રાજ્યાસન ઉપર બેસાડે છે. એ અરસામાં ચિત્રશાળામાં લખેલા અદ્ભુત ચિત્રામણ, જે સૂહરનાં (ભુંડનાં) ટોળે ટોળાં, મ્લેચ્છોની દુર્દશા કરી મારે છે આ પ્રકારના મર્મભેદી ચિત્ર જોવાથી મ્લેછરાજને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો. તેથી પૃથ્વીરાજને કહોવાડાથી છુંદી છુંદી મારી નાખ્યો.

આ પ્રકારે પરમર્દિ રાજા તથા જગદ્દેવ તથા પૃથ્વીરાજ એ ત્રણેના પ્રબન્ધો પૂરા થયા.

---

હવે, જેને ચાર પાસ ખાઈની પેઠ સમુદ્ર વીંટાઓ છે. એવા શતાનંદ નામે નગરમાં શ્રી મહાનંદ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની મદનરેખા નામે પટરાણી હતી. એ રાજાને ઘણી સ્ત્રીઓ હોવાથી પટરાણીને કોઈ દિવસ સુખની ઘડી આવી નહી. માટે તેણીએ વિચાર કર્યો કે વશીકરણ કર્યા વિના બીજો ઉપાય નથી. એમ ધારી નાના પ્રકારના કળાવાન પરદેશી લોકોની તજવીજ કરવા માંડી. ત્યારે કોઈ પ્રત્યક્ષ ચમત્કાર દેખાડે એવો સાચો વશીકરણ કરનાર પુરૂષ મળ્યો. તેથી મળેલું કામણ કરવાનું તૈયાર ઔષધનો અનુભવ કરતી વખતે વિચાર ઉત્પન્ન થયો કે, મંત્ર તથા ઔષધના બળથી પરાણે પ્રીતિ કરવી. એ પતિદ્રોહ છે. આ પ્રકાર ના ધર્મશાસ્ત્રનું સ્મરણ થઈ આવ્યું. તેથી તે ઔષધ સમુદ્રમાં નાખી દીધું. શાસ્ત્રમાં કહ્યું છે કે, ચમત્કારી મણિ તથા મંત્ર તથા મહૌષધી એ ત્રણનો અદ્‌ભૂત મહિમા છે. માટે તે ઔષધના પ્રતાપથી વશ થએલો સમુદ્ર મૂર્તિમાન્ થઈ રાત્રિયે તે પટરાણી પાસે આવ્યો. ને તેનો સુંદર સંભોગ કર્યો. તેથી તેને ઓચિંતો ગર્ભ રહ્યો. દિવસે દિવસે ગર્ભની વૃદ્ધિ થવાથી એ વાત રાજાને માલમ પડી. તેથી તે ક્રોધ કરી એ સ્ત્રીને દેશાન્તર કહાડી મુકાવવી અથવા મારિ નંખાવવી ઈત્યાદિ દંડ દેવાનો રાજા વિચાર કરે છે એટલામાં તે સ્ત્રી આપઘાત કરી મરવાની તૈયારીમાં થઈ, તે વખત સમુદ્રના અધિષ્ટાયક દેવે પ્રત્યક્ષ થઈ આવી પોતાનું સ્વરૂપ ઓળખાવ્યું. ને કહ્યું જે લેશ માત્ર ભય ન પામીશ. હું દેવ છું માટે તારી રક્ષા કરીશ. એમ કહી રાજા પાસે જઈ એક શ્લોક બોલ્યો. (પૃ૦ ૩૦૫ જુઓ.)

અર્થ:—જે પુરૂષ સુંદર શીળવાળી કુળવાન કન્યા પરણીને બરાબર નજરે નથી જોતો તે અતિશે પાપિ છે. એટલે કુળવાન કન્યાનો પરિત્યાગ કરી કુલહીન કન્યામાં આસક્ત થાય તે મહા પાપિ ચંડાળ જાણવો. માટે કુળવાન કન્યાનું અપમાન કરનાર તેને પ્રલકાળમાં જેમ સમુદ્ર મર્યાદા મુકી દે છે. તેમ હું તેને સ્ત્રી પરિવાર સહિત પાણિમાં બોળી દઈ નાશ કરીશ. એમ સઘળુ વૃત્તાંત કહી દેખાડી સર્વને શાંતિ કરી. પછી કોઈ કોઈ જગોએથી પાણી ખસેડી અંતર્દ્વીપો પ્રગટ કર્યા. તે અદ્યાપિ કોંકણ દેશ એ નામથી સર્વ લોકમાં પ્રસિદ્ધછે. એ પ્રકારે કોંકણ દેશની ઉત્પતિ, એ નામનો પ્રબન્ધ પૂરો થયો.

પ્રાચીનસમયમાં પાટલીપુત્ર નામના નગરમાં એક વરાહ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને જન્મત: નિમિત્ત ( જ્યોતિષ ) શાસ્ત્ર ઉપર ઘણીજ શ્રદ્ધા હતી. તે ઘણી ગરીબ સ્થિતિમાં હતો, માટે ઢોર ચરાવી પોતાનું ગુજરાન ચલાવતો. એક દિવસ વગડામાં ઢોર ચરાવતાં એક મોટી શિલા ઉપર સિંહ લગ્નની કુંડળી માંડી તેનો અભ્યાસ કરી કુંડળીનું વિસર્જન કર્યા શિવાય પ્રદોષકાળે પોતાને ઘેર આવ્યો, સાયંકાળે ઉચિતકાર્ય સમાપ્ત કર્યા પછી મધ્યરાત્રિ જતાં ભોજન કરવા બેઠો, તે અરસામાં પાષાણ શિલાપર માંડેલી કુંડળી વિસર્જન કર્યા શિવાય હું ઘરભણી આવ્યો છું તે વાત યાદ આવી. ભોજન કર્યા શિવાય એકદમ આસન ઉપરથી ઉઠી નિર્ભયપણે મધ્યરાત્રિએ વગડામાં ચાલ્યો. થોડી વારમાં કુંડળી માંડેલી શિલા આગળ આવી પહોચ્યો. તો ત્યાં શિલા ઉપર ચાર પગ મુકી એક ભયંકર સિંહ ઉભેલો દીઠો, તેનો ભય ન ધરાવતાં સિંહના પેટ તળે હાથ ઘાલી પાષાણ ઉપરની કુંડળીનું વિસર્જન કર્યું. તેજ વખતે તે લગ્નનો અધિષ્ઠાતાદેવ તેની ભક્તિથી સંતોષ પામીને સિંહનું રૂપ બદલી સૂર્ય રૂપે થયો. તેણે બ્રાહ્મણને કહ્યું, હું સૂર્ય છું; તારી ઈચ્છામાં આવે તેવો વર મારી પાસે માગી લે. સૂર્યનું એવું વચન સાંભળી, બ્રાહ્મણ બોલ્યો—મને આપનું સઘળું નક્ષત્ર મંડળ તથા ગ્રહો પ્રત્યક્ષ દેખાડો. બ્રાહ્મણની એવી પ્રાર્થના સાંભળી તેને પોતાના વિમાનમાં બેસાડી એક વર્ષ પર્યંત ગ્રહની વક્રગતિ, અતિચાર અને ઉદય તથા અસ્ત, ઇત્યાદિક ભાવને પ્રત્યક્ષ દેખાડયા. તેની પરિક્ષા કરી સૂર્ય લોકમાંથી પૃથ્વીમાં આવી, 'વરાહ મિહિર' એવું પોતાનું પ્રસિદ્ધ નામ ધરાવી નંદ નામના રાજાનો પરમ માનીતો પંડિત થઈ 'વારાહી સંહિતા' નામે નવું જ્યોતિઃશાસ્ત્ર રચ્યું.

એક વખત પોતાને ઘેર પુત્રનો જન્મ થયો તે સમયે ઘટિકાનું સ્થાપન કરી શુદ્ધ જન્મકાળ કરવા માટે લગ્નનો નિર્ણય કરી જાતક ગ્રન્થને અનુસરી જન્મપત્રી કરી. પોતે પ્રત્યક્ષ ગ્રહ ચક્ર જોયું છે, તે સંબંધિ જ્ઞાનના બળથી પુત્રનું સો વર્ષનું આયુષ્ય નિશ્ચય કર્યું. પોતાના પુત્રના જન્મ મહોત્સવમાં તેમના નાના ભાઈ ભદ્રબાહુ જે જૈનાચાર્ય થયા છે તે શિવાય સઘળી નગરની પ્રજા તથા રાજા, ભેટ લઈ આવી ગયા તે પ્રસંગે નગરનું કોઈ જન આવ્યા વગર રહ્યું નહીં. વરાહ મિહિરે એ-

કાન્તમાં રાજાના શગડાળ નામના મંત્રીને બોલાવ્યો, તે જૈન મતનો હ-તો. તેની પ્રત્યે વરાહ કહેવા લાગ્યો. મારા પુત્રના જન્મોત્સવ પ્રસંગે રાજા પ્રજા વગેરે સઘળા લોકો ભેટ સહિત આવી ગયા. પરંતુ મારા ભાઈ છતાં જૈનાચાર્ય ન આવ્યા, એનું કારણ શું? એમ ઠપકો દઈને પૂછયું. મંત્રિએ સઘળી હકીકત ભદ્રબાહુ આચાર્યના મુખ આગળ નિવેદન કરી. ભદ્રબાહુ-એ સંપૂર્ણ સુતજ્ઞાનના બળથી વિચારી જોયું, તો જેમ હાથેળીમાં આંબ-ળું દેખાય તેમ ત્રિકાળજ્ઞાનના બળથી પોતાના ભાઈના છોકરાનું આયુષ્ય તેને ૨૦ દિવસનું સુજ્યું. આજથી વિશમે દિવસે બીલાડાથી તે પુત્રનું મૃ-ત્યુ થશે માટે અત્યારે ગયા કતાં તેજ વખત જવું ઉચિત છે. મંત્રિએ આચાર્યની કહેલી વાત પંડિત વરાહને કહી દીધી. પુત્રનું આયુષ્ય સો વર્ષનું પોતે નક્કી કર્યું છે. તથાપિ જૈનાચાર્ય ઘણો વિદ્વાન છે માટે રખેને તેની ધારણા ખરી પડે એવા ભયથી વરાહે રાજાની મદદથી વાઘરી લોકોને બો-લાવી લોઢાના સાણસાથી નગરનાં તમામ બિલાડાં પકડાવી દૂર વગડામાં મોકલાવી દીધાં. પ્રસૂતિગ્રહમાં બંદોબસ્તને માટે કુટુંબ વર્ગને તથા મિત્રજન અને ભૃત્ય વર્ગને સાવધાન રહેવા હુકમ કર્યો. કે અત્રે બીલાડુ પ્રવેશ ક-રવા ન પામે, એ રીતે બાળકના ઉપર જાપતો રખાવ્યો. વિસમે દિવશે એ-ટલી બધી તદબીર કરી કે સેંકડો માણસો છોકરાના રક્ષણને માટે આવ-જા કરવા લાગ્યા. એમ કરતાં દિવસ અસ્ત થયો. રાત્રિએ વરાહ પંડિત પ-ણ તે છોકરાની સેવામાં ગુંથાયો. મધ્ય રાત્રિ જવા આવી એટલામાં અક-સ્માત્ કોઈએ બહારથી પ્રસુતી ઘરમાં આવવાને બારણું ઉઘેડયું. કમાડની પછવાડે લાકડાની ભુંગળ છુટી લગાડેલી હતી તેબારણાને ધક્કો વાગવાથી ઉછળી, છોકરાની આસપાસ બેઠેલાં સઘળાં મનુષ્યો બચી ગયાં પણ ઈશ્વરે ઇચ્છાએ માંચીમાં સુતેલા બાળકના કપાળ ઉપર તે પડી, માથુ ફુટી જવા-થી છોકરો તત્કાળ મરી ગયો. સહસા બનાવ બનવાથી પંડિતના મનમાં બહુ શોક પેદા થયો, તેને નિમિત્તશાસ્ત્ર ઉપરથી તદન શ્રદ્ધા જતી રહી. તેના મનમાં ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. એક દિવસ વિદ્યાર્થિઓને ઘરમાંના જેટલા જ્યોતિષ શાસ્ત્રના ગ્રંથો હતા તેનો આંગણામાં ઢગલો કરવાનું કહ્યું ગુરૂની આજ્ઞાથી શિષ્યોએ થોડી વારમાં આંગણામાં પુસ્તકોનો મોટો ઢગલો કર્યો. તેવામાં ભદ્રબાહુ આચાર્ય પોતાના શિષ્યે સહવર્તમાન

વારાહમિહિરના દ્વારમાં આવીને ઉભા રહ્યા. બાહાર પુસ્તકનો ઢગલો જોઈ તેમણે પંડિતને પૂછ્યું કે આ શું કરો છો? પંડિતે ગ્રંથકર્તા જૈન મુનિનો તિરસ્કાર કરી મચ્છર સહિત કહ્યું, જેણે મને સંદેહ ઉપજાવ્યો તે બીજાનું શું દાળદર મારશે માટે આ ગ્રંથોને અગ્નિ સંસ્કાર કરૂ છું. એવું ખેદયુક્ત વરાહનું વચન સાંભળી જૈનાચાર્યે શ્રુતજ્ઞાનના બળથી પુનઃ જન્મ કુંડળી લખી સુક્ષ્મગણિતથી ગણી બતાવ્યું કે જો તે પુત્રનું આયુષ્ય ફકત વીસ દિવસનુંજ છે. આચાર્યે દર્શાવેલી ભૂલ મગજમાં ઉતરવાથી જ્યોતિષ શાસ્ત્ર ઉપર થએલી અરૂચિ જરા નરમ પડી. પંડિત બોલ્યો, કે સક્ષ્મ દ્રષ્ટિએ તપાસતાં તમારા ગણિતનું ફળતો યોગ્ય લાગે છે તથાપિ તમે બિલાડાથી મૃત્યુ આંકો છો, તે વાત જૂઠી પડે છે. વરાહનું એવું બોલવું સાંભળી જૈનાચાર્યે બારણાની ભુંગળ મંગાવી, તે લાકડાની ભુંગળના માથા પર બિલાડાનું ચિત્ર હતું, તે દેખાડી વરાહને કહ્યું કે—દૈવ કદાપિ મિથ્યા થતું નથી જૂઓ આ શું છે? બનવાકાળ એની મેળે બનેજ જાય છે, માટે તું શું કરવા શોક કરે છે? એમાં હતુંએ શું અને ગયુંએ શું, પરમાણું કોઈ દિવસ નાશ પામતાજ નથી, માત્ર પરમાણુંનો સમૂહ વીખરાઈ ગયો. વસ્તુત: પરમાણુંથી થયેલા આકાર વિશે નિશ્ચય નથી તો તેને માટે કોણ ડાહ્યો પુરૂષ મોહ કરે? તેને માટે નીચેનો શ્લોક છે. ( પા. ૩૦૭ જુ. ).

અર્થ—માયાના વિભવથી સંભાવના કરેલા અને અભાવથી ઉત્પન્ન થએલા સઘળા પદાર્થો અંતે અભાવ નિષ્ટજ છે, માટે પંડિત પુરૂષોને તેથી મોહ ઉત્પન્ન થતો નથી. અવિદ્યાથી ઉત્પન્ન થએલો દેહ મિથ્યા છે તો પછી તે દેહ સંબંધી જેટલા પુત્રાદિ પદાર્થો જણાય છે તે પણ મૃગજળની પેઠે મિથ્યાજ કલ્પના કરેલા છે, એમાં સંશય નથી.

ઈત્યાદિ યુક્તિ પ્રયુક્તિથી બોધ કરી જૈનાચાર્ય પોતાને સ્થાને ગયા. વરાહપંડિતને જૈનાચાર્યે એ પ્રકારે બોધ કર્યો તેમ છતાં તેની બુદ્ધિ [1]કનકભ્રાન્તિની પેઠે પુત્રમાં આશકત થવાથી શોક કરતો કરતો તે મરી ગયો,

---

૧ કનકભ્રાન્તિ=કનક એટલે ધંતુરો તથા સોનું. જેમ ધંતુરો પીવાથી લીલાં પીળાં દેખાય છે તેમ સ્ત્રી પુત્રાદિ અસત્ય વસ્તુમાં સત્યપણાની ભ્રાન્તિ થાય છે.

ને વ્યંતર થઈને જન્મ્યો, તે યોનિમાં પણ દ્વેષભાવથી જૈનના શિષ્ય વર્ગને પીડા કરવા લાગ્યો, કેટલાક શ્રાવકોના પ્રાણ પણ લીધા. પછી જ્ઞાનના અતિશય બળથી જૈનાચાર્યે "ઉપસર્ગ હર પાસ" એ નામનું નવું સ્તોત્ર રચી સર્વ ઉપદ્રવ નિવારણ કર્યો. એ પ્રકારે વરાહમિહિરનો પ્રબંધ પુરો થયો.

---

પ્રથમ શાલિવાહનના પ્રબંધમાં પ્રકરણ વશથી સિદ્ધ નાગાર્જુનની ઉત્પત્તિ તથા સ્થંભન તીર્થની ઉપ્તત્તિ સવિસ્તર કહી છે. તે વિષે પૃ. ૪૩ થી પૃ. ૬૧ સુધી જુઓ. "પણ તેમાં સ્થંભણા પારસનાથની જે વાત બાકી રહી છે તે નીચે" શરૂ કરીએ છીએ.

નાગાર્જુન મરણ પામ્યા પછી મહાપ્રભાવિક પાર્શ્વનાથની પ્રતિમા સેઢી નદીને કાંઠે ખાખરાના વનમાં, કાળે કરીને એક મુખ માત્ર દેખાય એમ પૃથ્વીમાં સમાયલી હતી. તે સમે જૈનમાં પ્રખ્યાત શ્રીઅભયદેવ નામના આચાર્યને શ્રી શાસનદેવની આજ્ઞાથી નવ અંગની ટીકા કરવા વાસ્તે પ્રેરણા થઈ. છ માસ સુધી આચામ્લ (આંબેલ) એ નામનું વ્રત કરી મહાકઠણ પ્રયોગવતે નવ અંગની ટીકા સિદ્ધ કરી. તે પ્રસંગે શરીરમાં ઉત્પન્ન થએલા રોગને પાતાળવાસી ધરણેંદ્રદેવે ધોળા સર્પનું રૂપ ધારણ કરી તેમની પાસે આવી જીભવતે શરીર ચાટી રોગ મુક્ત કર્યા. તેમના ઉપદેશથી સર્વ સંઘને એકઠો કરી જે જગાએ વનમાં પાર્શ્વનાથની પ્રતિમાછે ત્યાં ગયા. તે પ્રતિમા ઉપર એક ગાય આવી પોતાનું દુધ વરસ્તી હતી. એ એંધાણીથી ગોવાળીઆએ દેખાડેલી પૃથ્વીમાં જઈ, અભયદેવસૂરીએ જયતિહુણનામે બત્રીસ ગાથાનં સ્તોત્ર કરી શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી. દેવતાની આજ્ઞાથી તે સ્તોત્રમાંની બે ગાથા ગુપ્ત કરી. તે પ્રતિમાનું સ્થાપન ખંભાતમાં કર્યું. જેને હમણાં સ્થંભણા પાર્શ્વનાથ કહે છે. તે. તે ઉપર તેના સંક્ષેપ વૃત્તાંતનું એક કાવ્યછે (તે પૃષ્ટ ૩૧૧ માં જુઓ) તેનો અર્થ નીચે પ્રમાણે—

જે પ્રતિમાની ઈંદ્રે તથા વાસુદેવે તથા વરૂણદેવે પોતપોતાના નિવાસમાં રાખી પૂજા કરેલી છે તથા કાંતિપુરમાં ધનેશ્વરશેઠે તથા નાગાર્જુન જોગીએ જેની સેવા કરી છે. એવી રીતે માર્ગમાં આવતાં જેને ચાર હજાર વર્ષ થઈ ગયાં છે, એવા સ્થંભણા શ્રીપાર્શ્વનાથ તમારી રક્ષા કરો. આ પ્રકારે નાગાર્જુન તથા સ્થંભણ તીર્થનો પ્રબન્ધ પુરો થયો.

---

અવંતિપુરમાં કોઈ બ્રાહ્મણ પાણિનિ વ્યાકરણ ભણાવતો હતો. તેને નિત્ય એવો નિયમ હતો કે, શિપ્રા નદીની સામે કાંઠે રહેલા ચિંતામણી નામે ગણપતીને નિત્ય પ્રણામ કરવો. એક દિવસ બુદ્ધિમાન વિદ્યાર્થીઓએ પ્રશ્ન પુછી ઘણો ઉદ્દ્વેગ પમાડયો હતો તેથી ચોમાસામાં દર્શન કરવા જતાં મહા નદીના પુરમાં ઝંપાપાત કર્યો. દૈવયોગથી કોઈ વૃક્ષનું મૂળ હાથમાં આવ્યું તેને બાથ ભરી લીધી. એવામાં ખેંચાતાં ખેંચાતાં પણ તે ગણપતીને નમસ્કાર કર્યો, તેથી ગણપતી પ્રસન્ન થયા; ને ઓચીંતી તણાઈ આવેલી હોડીનો જોગ બનવાથી તેમાં બેઠો. ત્યાં ગણપતીએ પ્રત્યક્ષ થઈ કહ્યું કે વર માગ. હું તારા નમસ્કાર કરવાના નિયમથી પ્રસન્ન થએલો છું. ત્યારે તેણે પાણિનિ વ્યાકરણના જ્ઞાન સંબંધી વર માગ્યો. એ વર ગણપતીએ અંગીકાર કરી છ માસ સુધી તેને ભણાવ્યો. ગણપતીએ જેવી રીતે પાણિનિનું વ્યાકરણ ભણાવ્યું તે તેણે ખડીથી લખી લીધું, ને પછી ગણપતિ મહારાજની આજ્ઞા માગી પ્રથમ લખેલું પુસ્તક લેઈ એક નગરના સમીપમાં આવી બેઠો. તે વખત એને ઘણી નિંદ્રા આવી ગઈ. પ્રાતઃકાળે સમીપ રહેલી કોઈ વેશ્યાએ દાસીના મુખથી, ઘણી વારથી સુતેલા બ્રાહ્મણની ખબર જાણી દાસીઓને આજ્ઞા આપી તે બ્રાહ્મણને પોતાને ઘેર ઉચકાવી મંગાવ્યો, ને મોટા પલંગમાં સુખે સુવાડયો! ત્રણ રાત્રિ ને ત્રણ દિવસ થયાં ત્યારે કાંઈક નિંદ્રામાંથી જાગી જુવે છે તો આશ્ચર્યકારી વિચિત્ર મોટા મેહેલની શોભા જોઈ વિચાર કર્યો જે હું તો સ્વર્ગમાં ઉત્પન્ન થયો છું. આ પ્રકારે માન્યું ત્યારે વેશ્યાએ સઘળું વૃત્તાંત કહ્યું, ને સ્નાન પાન ભોજન વિગેરે ભક્તિથી ઘણો સંતોષ પમાડયો. પછી તે રાજસભામાં ગયો ને પાણિનિ વ્યાકરણનું બરાબર વ્યાખ્યાન કહી સંભળાવ્યું. તેથી રાજા આદિ સર્વે પંડિતો પ્રસન્ન થયા ને ઘણો શિરપાવ આપ્યો. તે સઘળું દ્રવ્ય લેઈ તેણે વેશ્યાને અર્પણ કર્યું. પછી તે બ્રાહ્મણે પાણિનિ વ્યાકરણ ભણાવવાનો આરંભ કર્યો ત્યારે અનુક્રમે પરણેલી ચાર વર્ણની કન્યાથી ઉત્પન્ન થયેલા પુત્રો અભ્યાસ કરે છે. તેમાં ક્ષત્રિયની કન્યાથી ઉત્પન્ન થયેલો પુત્ર વિક્રમરાજ નામે પ્રસિદ્ધ થયો તે તથા શૂદ્રની કન્યાથી ઉત્પન્ન થયેલો પુત્ર ભર્તૃહરિ નામે પ્રસિદ્ધ થયો. તે હીનજાતિની સ્ત્રીમાંથી ઉત્પન્ન થયો છે માટે ભોંયરામાં રહી ગુપ્તપણે મહા વિદ્યાનો અભ્યાસ કરેછે. બીજા ત્રણ પ્ર

સિદ્ધપણે વિદ્યાભ્યાસ કરે છે. ત્રેણેને ભણાવતી વખતે સંકેત કરી ભર્તૃહરિને પાઠ સંભળાવવાની રીત્ય ચાલે છે. એક દિવસ ભર્તૃહરિને સંકેતથી બોલાવ્યા વગર પાઠ ચાલતો કર્યો તેમાં શ્લોક આવ્યો જે દ્રવ્યની ત્રણ પ્રકારે ગતિ છે. દાન, ભોગ ને નાશ, આ વચન સાંભળી ત્રેણ વિદ્યાર્થીઓ બોલ્યા કે એ શ્લોકનું ઉત્તરાર્દ્ધ બોલો. તે વખત ભર્તૃહરિ ભૂઈરામાંથી પ્રત્યક્ષ આવી ઉપાધ્યાય ઉપર ક્રોધ કરી બોલ્યો કે રે વેશ્યા પુત્ર હજુ સુધી મને કેમ બોલાવ્યો નહીં એમ કહી એ શ્લોકના કરનારની નિંદા કરતો શ્લોક બોલ્યો તે ( પૃ૦ ૩૧૪ જુઓ. )

અર્થઃ—સેંકડો પ્રયાસ કરી એટલે મહા મેહેનતે ઉત્પન્ન કરેલુ ને પ્રાણથી પણ અતિશે પ્રિય એવા ધનની એકજ ગતિ છે. જે ધન આપવું અને બીજી સર્વે તો ગતિ ન કહેવાય પણ વિપત્તિજ કહેવાય.

આ પ્રકારનું ભાષણ કરી ધનની એકજ ગતિ છે એમ માન્યું. પછી તેણે વૈરાગ્યશતક આદિ ઘણા પ્રબન્ધો કર્યા.

આ પ્રકારે ભર્તૃહરિની ઉત્પત્તિનો પ્રબન્ધ પૂરો થયો.

---

માળવ દેશના આભૂષણરૂપ ધારા નગરીમાં ભોજ રાજા રાજ્ય કરતો હતો. તે વખત વાગ્ભટ નામે રાજવૈદ આયુર્વેદમાં ઘણો ડાહ્યો હતો. તેણે રોગનો અનુભવ કરવા કુપથ્યથી કેટલાક રોગને ઉત્પન્ન કરીને સુશ્રુતમાં કહેલા ઔષધવતે તેનો નાશ કર્યો. આવી રીતનો અનુભવ કરતાં કરતાં એક દિવસ એવો વિચાર થયો કે પાણી વિના કેટલા દિવસ સુધી જીવાય છે. એ વાતનો અનુભવ કરવા ત્રણ દિવસ સુધી પાણી ન પીધું પછી અતિશે તરશથી તાળવામાં તથા હોઠમાં ઘણી પીડા થઈ. ત્યારે એક શ્લોક બોલ્યો ( પૃ૦ ૩૧૪ જુ. )

અર્થઃ પાણિ ટાઢું કિંવા ઉનુ કિંવા ઉકાળીને ટાઢુ પાડેલુ કિંવા ઔષધિક પદાર્થોથી મિશ્રિત કરેલુ ગમેએવું પણ પાણિ, પાણિનો નિષેધાર્થ કોઈ શાસ્ત્રમાં કર્યો નથી. માટે તાત્પર્ય કે, પાણિ ઉત્તમ છે; આ પ્રકારે પાણિનો સત્કાર કરનાર વાગ્ભટ વૈદે સ્વાનુભવ સિદ્ધ વાગ્ભટ નામે વૈદક ગ્રંથ કર્યો. જે હાલ પ્રસિદ્ધ છે. તેનો જમાઈ પણ લઘુ બાહડ (લઘુ વાગ્ભટ) નામે હતો. તે બૃહત્ બાહડની ( મોટા વાગ્ભટની ) સાથે રાજમં-

દિરમાં નિત્યે જતો હતો. મોટા બાહડે શ્રી ભોજના શરીરની ચેષ્ટા જોઈ કહ્યું કે, આજ તમો રોગ રહિત છો એટલે દરરોજ રાજાની સારી નરતી પ્રકૃતિ કહેવાની રાજ વૈદ્યને રીત હતી તે પ્રમાણે કહ્યું. તે સાંભળી લઘુ બાહડે પોતાનુ મુખ કરમાવ્યું. તે જોઈ રાજાએ તેનું કારણ પુછ્યું. ત્યારે તે બોલ્યો કે, આજ કાંઈક રાત્રિ બાકી હતી તે વખત સરકારના શરીરમાં ક્ષય રોગનો પ્રવેશ થયો છે. જેથી કાળિ છાયાનો (કાલિકાંતિનો) આભાસ થાય છે. આ પ્રકારનું જેમ કોઈ દેવનું સત્ય વચન હોય તેમ તેનું ઈંદ્રિયને અગોચર (ઇંદ્રિયથી જાણ્યામાં ન આવે તે) સત્ય ભાવને જણાવતી વચનકલ્પનાથી રાજા મનમાં અતિશે ચમત્કાર પામ્યો. ને બોલ્યો કે એ રોગનું ઔષધ તમો કરો. ત્યારે વૈદ્ય બોલ્યો કે, એ રોગનું સાધારણ ઔષધ નથી. પણ રસાયનીક ઔષધ છે. ને તેનો ખરચ ત્રૈણ લાખ રૂપૈયા થશે. આ વાત રાજાયે અંગીકાર કરી દ્રવ્ય આપી છ માસે ઔષધ તૈયાર કરાવ્યું. પછી શુભ દિવસે, શુભ મુહૂર્તે, તે ઔષધ કાચની શીશીમાં ઘાલી હાથમાં લેઈ વૈદરાજ રાજમંદિરમાં આવ્યા. ને રાજાના પલંગ પર તે શીશી મુકી. રાજાએ પણ પ્રાતઃકાળે .વહેલા ઉઠી દેવ પૂજા કરી ચારેપાસ વધામણી મોકલી. સારા સારા માણસોને તેડાવી સર્વ સામગ્રી તૈયાર કરી. રાજા રસાયનપાન કરવાની ઈચ્છા કરે છે એટલામાં કોઈ કારણથી વૈદરાજે કાચની શીશી ધરતી પર પછાડી ભાગી નાંખી. રાજા તો ઘણા આશ્ચર્યે સહિત બોલ્યો કે આ શું કર્યું. પણ એ રસાયનના સુગંધથી રાજાના શરીરનો તમામ વ્યાધિ શાંત થઈ ગયો. વૈદ બોલ્યો કે, વ્યાધિ વિના રસાયન ખાવું. તે ધાતુ ક્ષીણ કરનારૂં છે. માટે આ મિથ્યા રાખીને શું કરવું તમારે જો એ વાતનો નિશ્ચય કરવો હોય તો આજ રાત્રિની સમાપ્તિ થાય તે વેળાએ પ્રથમ દેખાતી કાળી છાયા સરકારના શરીરનો ત્યાગ કરી ગઈ છે, એમ તમનેજ અનુભવ થશે. પછી રાજાને પણ એ પ્રકારનો સાચો અનુભવ થવાથી વાગ્ભટને જીવતા સુધી નિર્વાહ થાય એવી આજીવિકા બાંધી આપી. હવે તે વાગ્ભટ વૈદ્યે મૂળમાંથી ખોદી નાખેલા સર્વે રોગો એકઠા થઈ સ્વર્ગમાં જઈ અશ્વિની કુમારનામે બે દેવ વૈદ્યોને પોતાનો પરાભવ કહ્યો. કે વાગ્ભટ નામે વૈદ્ય, પૃથ્વીમાં અમને રહેવા દેતો નથી ને તમો અત્રે સ્વર્ગમાં પણ રહેવા દેતા

નથી તો હવે અમારે કેમ કરવું? આ વાત સાંભળી આશ્ચર્ય પામી તે બે-ઉ વૈદ્ય નીલવર્ણના પક્ષિનું રૂપ ધારણ કરી વાગ્ભટની મ્હોટી હવેલીના-જ ગોખ તળે છજાના એક ભાગમાં સન્મુખ બેસી, એ વૈદ્ય સાંભળે એવે લાંબે સ્વરે બોલ્યા. ( કોરૂક્ ) એટલે રોગ રહિત કોણ હોય. આ શબ્દને વારંવાર સાંભળી વૈદ્યરાજે વિચાર કર્યો કે આ કોઈ મને પ્રશ્ન પૂછે છે. મા ટે મારે એનો ઉત્તર આપવો. એમ વિચાર કરી ઉભો થઈ પક્ષિની પેઠે લાં બે સ્વરે બોલ્યો. કે ( ૧ મિતભુક્, ૨ હિતભુક્, ૩ અશાકભુક્ ) ( શા અ-ક્ષરને ઘણો લાંબો ખેંચી બોલવો. ) ૧—જેટલું પોતાના આહારનું પ્રમાણ એટલુંજ (સુખેથી પચે એટલું) જમે. પણ એક કોળીયો વધારે ન જમે, તેને મિતાહારી કહીએ. ૨—જે વસ્તુ પોતાના શરીરને સદતી હોય, પ્રકૃ-તિને અનુકુળ હોય, પરીણામે હિતકારી હોય તેનુંજ ભોજન કરે. ૩—શાક વગરનું જમે એટલે ચોમાસાના નવા પાણીથી રસ બસ થએલાં આરીયાં તુરીયાં વગેરે ન જમે તે નિરોગી રહે. વળી બીજે પક્ષી બોલ્યો તેનો ઉત્તર એક શ્લોકવતે કર્યો. (પૃ. ૩૧૬ માં જુ).

અર્થ—શાક ન જમે, ને ભાતની સાથે ઘી જમે. દુધપાક વગેરે દુ-ગ્ધમય ભોજનનો અભ્યાસ કરે. તેને જમતાં વચ્ચે પાણી ન પીએ. ઘણો ભૂખ્યો પણ ન રહે તેમ ઘણું અત્રાંત્યુ ખાય પણ નહીં. અતિશે ઘણાં વાયડાં તથા ઘણાં ગરમ પદાર્થોનું સેવન ન કરે. તથા પ્રથમનું ભોજન પા-ચન થયા વગર અજીર્ણાંશમાં ભોજન ન કરે. તથા સાર વિનાનું ભોજન ન જમે. આવી રીતે વર્તનાર પુરૂષ, નીરોગી રહે. આ સાંભળી ચમત્કાર પામી, વળી બીજે દિવસે બોલવા મંડયા. તેના ઉત્તરમાં એક શ્લોક બો-લ્યો (પૃ૦ ૩૧૭ જુવો.) તેનો

અર્થઃ—વર્ષા ઋતુમાં ઘેર બેશી રહે પણ પ્રવાસ ન કરે તથા શરદ ઋતુમાં પીવા યોગ્ય પદાર્થનું પાન કરે. ને હેમંત ઋ-તુ તથા શિશિર ઋતુમાં ( શીયાળામાં ) પાક વગેરે ખાવાના પદાર્થોનું સેવન કરે, ને વસંત ઋતુમાં માદક પદાર્થનું સેવન કરે, અથવા વસંત ક્રીડા કરે. તથા ગ્રીષ્મ ઋતુમાં નિંદ્રાનું સેવન કરે જેથી નિંદ્રા આવે એ-વાં પદાર્થ જમે. તે શરીરે નીરોગી રહે. વળી એજ વૈદ્યોએ ત્રિજે દિવસ મોટા યોગીંદ્રનું રૂપ ધારણ કરી વાગ્ભટને ત્યાં આવી પ્રશ્ન પુછ્યું ? કે

પૃથ્વીમાં પણ ઉત્પન્ન થયેલું નહી. અને આકાશમાં પણ ન રહેલું તથા મર્દન પણ ન કરેલું. તથા કોઈ વસ્તુના રસથી ન બાંધેલું અને સર્વ શાસ્ત્રોમાં માન્ય કરેલું એવું ઔષધ, હે વૈદ્યરાજ અમને બતાવો! ત્યારે વાગ્ભટ બોલ્યા. કે, પૃથ્વીમાં ન થએલું અને આકાશમાં ન રહેલું રસ રહિત, પથ્ય, પૂર્વાચાર્યે માન્ય કરેલું લંઘન ( લાંઘણ કરવી ) એ સર્વોપરિ ઔષધ છે. આ વચન સાંભળી ચમત્કાર પામી પ્રત્યક્ષ દેવતાનું રૂપ ધારણ કરી વાગ્ભટને કહ્યું જે તમે તમારી ઈચ્છામાં આવે તે વરદાન અમારી પાસે માગો. કેમ કે અમો તમારા ઉપર ઘણું પ્રસન્ન થયા છીએ આ વચન સાંભળી વાગ્ભટે પોતાના મનોવાંચ્છિત વર માગ્યો. તે આપી દેવ પોતાના સ્થાનમાં પધાર્યો. આ પ્રકારે વાગ્ભટ વૈદ્યનો પ્રબન્ધ પૂરો થયો.

---

ધામણોલી ગામનો રહેનાર ધારા નામનો કોઈક મોટો ધનાઢ્ય જૈન ધર્મી વાણીયો ઘણો દાનેશ્રી હતો. કુબેરના જેવી પોતાની લક્ષ્મીવતે ઘણાક જનનું પોષણ કરતો હતો. એક દિવસ ગિરનાર પર્વતની યાત્રા કરવા વાસ્તે મોટો સંઘ કહાડી પોતાના પાંચ પુત્ર તથા પોતાનું સૈન્ય સંઘાથે લઈ યાત્રા કરવા ગયો. તે વખતે એ પર્વતનો રાજા દિગંબર ભક્ત હતો. આ શેઠને શ્વેતાંબર ભક્ત જાણી ગિરનાર ઉપર ચડતાં રોકયો. પછી સામાસામી તકરાર ચાલતાં લડાઈનો આરંભ થયો. તેમાં શ્વેતાંબર શેઠના દેવ ભક્તિથી ઉચ્છાહ પામી સંગ્રામ કરતા પાંચે પુત્રો મરણ પામ્યા. તે પાંચે પણ ત્યાંના ક્ષેત્રપાળ દેવતા થઈ રહ્યા. ને તીર્થમાં વિઘ્ન કરનારનો નાશ કરતા હતા. તેમનાં નામ.—કાળમેઘ, મેઘનાદ, ભૈરવ, એકપાદ, ને તૈલોક્યપાદ, એ નામથી ઓળખાતા હતા. હવે ધારા નામનો શેઠ એક જીવતો રહ્યો તે કન્યકુબ્જ (કનોજ) દેશમાં ગયો. ત્યાં બપ્પભટ્ટિ નામે જૈનમાં મોટા પ્રખ્યાત આચાર્ય વિચરતા હતા. તેમના વ્યાખ્યાનમાં જઈ સંઘની આજ્ઞા માગી બોલ્યો કે, રૈવત તીર્થમાં દિગંબર લોકો નિવાસ કરી રહ્યા છે. ને શ્વેતાંબરોને પાખંડી ગણી પર્વત ઉપર પણ ચડવા દેતા નથી, માટે તેમને જીતી તીર્થોદ્ધાર કરો. આ પ્રકારે બપ્પભટ્ટિ સૂરિની વિનંતી કરી. તે સાંભળી જૈન દર્શનની ઉન્નતાઈ કરવા કન્યકુબ્જ દેશના રાજાને સંગાથે લઈ મહા ક્રોધથી સોભતા તે આચાર્ય સાત દિવસમાં ગિરનાર પર્વત આગળ આવ્યા. ને દિગંબરો સાથે મોટો વાદ ચલાવ્યો. રા-

જા તથા પ્રજા સર્વને સમક્ષ દિગંબરોને થોડા વખતમાં જીતિ લીધા. ને અંબા દેવીને પ્રત્યક્ષ કરી ગિરનાર તીર્થનું મોટું માહાત્મ્ય વધાર્યું. જે રૈવતાચળ પર્વતને એક નમસ્કાર કરે તોપણુ તેનું મોટું ફળ છે. આ પ્રકારના અર્થની ગાથા દેવતાના મુખથી સાંભળી, શ્વેતાંબરનું દર્શન મોટી ઉન્નતિ સહિત સ્થાપન કર્યું. ત્યારે પરાભવ પામેલા કેટલા દિગંબર આચાર્યોએ બળાનક નામે દેવીના મંડપ આગળથી જંપાપાત કરી પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. આ પ્રકારે રૈવત ક્ષેત્રના અધિપતિ ક્ષેત્રપાળની ઉત્પતિનો પ્રબન્ધ પૂરો થયો

---

એક દિવસ લાખો માણુસ સોમેશ્વર મહાદેવની યાત્રા કરવા આવતાં, હતાં. તેને જોઈ પાર્વતીએ શિવજીને પુછ્યું કે આ લાખો યાત્રાળુઓ આવે છે એ સર્વને શું તમો રાજ્ય આપી શકશો? શિવજી બોલ્યા કે જેને યાત્રાની વાસના હશે તેને રાજ્ય આપીશું. ત્યારે પાર્વતી બોલ્યાં કે, શું વાસના વગર ઘરબાર છોડી આ બધા લોક આવતા હશે? શિવજી બોલ્યા—હા! લોક તો ગાડરીઆ પ્રવાહની પેઠે દેખાદેખી આવે છે. આ વાત પાર્વતીએ ન માનવાથી પાર્વતીને પ્રત્યક્ષ દેખાડવાને ગાયનું રૂપ ધારણ કરાવ્યું. ને સમીપ કોઈ નાના તલાવડાના કાદવમાં વૃદ્ધ ગાય કળી ગઈ હોય એવું સ્વરૂપ દેખાડ્યું. પોતે શિવજી મનુષ્યનું રૂપ ધારણ કરી કાંઠે ઉભા રહી. કોઈ ગરીબ માણુસની પેઠે પોકાર પાડી પેલા સોમેશ્વરની યાત્રામાં જનાર લોકોને કહે છે કે હે, પુણ્યશાળી લોકો આ મારા ગરીબની વૃદ્ધ ગાય કાદવમાં કળી ગએલી છે તેને દયા કરી કહાડી આપો. આ તેનું વચન સાંભળી કેટલાક તો સમીપ આવેલા શ્રીસોમેશ્વર મહાદેવના દર્શનમાં ઉચ્છાહવાળા હતા તે તો ઉપહાસ કરી ચાલ્યા ગયા. વળી કેટલાકને દયા આવી તેઓ કળી ગએલી ગાયને કહાડવા જાય છે. એટલામાં શિવજીએ સિંહરૂપ ધારણ યરી તેમને નસાડથા. તેમાંથી એક જણે મરવું કબુલ કરીને પણુ ગાયની સમીપ આવી તેને કહાડવાનો પ્રયત્ન કર્યો. તેજ વખત પોતાનું મૂળરૂપ ધારણ કરી, શિવ પાર્વતીએ તેને દર્શન આપ્યાં. ને શિવજીએ પાર્વતીને કહ્યું કે, આજ એક પુરૂષને યાત્રાની શુદ્ધ વાસના છે માટે એને રાજ્ય આપીશું. એમ પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો. આ પ્રકારે વાસનાનો પ્રબંધ પૂરો થયો.

---

હવે કોઇ શોમેશ્વરની યાત્રા કરનાર માણુસ માર્ગમાં લવારની કોડમાં સુતો હતો. ત્યાં એવો બનાવ બન્યો કે, તે લવારની સ્ત્રી વ્યભિચારણી હોવાથી પરપૂરૂષ પાસે જઈ ઘેર આવી પોતાના કામમાં અડચણ કરનાર સુતેલા ધણીનું તરવાર વતે માથુ કાપી નાખ્યું. ને તે તરવારને પેલા આવીને સુતેલા જાત્રાળુ માણુસના ઉશીકા તળે મુકીને પોતે બુમો પાડવા મંડી કે આ પુરૂષે મને લઈ જવા વાસ્તે મારા ધણીનું માથું કાપી નાખ્યું. પછી રાજાના રખવાળ પુરૂષો આવ્યા. તેમણે યાત્રાળુ પુરૂષનું કહેલુ વૃત્તાંત સાચુ ન માનતાં છેવટ તેના હાથ કાપી નાખ્યા. ત્યારે તે સોમેશ્વર મહાદેવને ઠપકો આપવા મંડયો. ત્યારે સોમેશ્વર મહાદેવે પ્રત્યક્ષ થઈ પેલા યાત્રાળુને કહ્યું કે, તારા પૂર્વ જન્મનું વૃત્તાંત સાંભળ.

પૂર્વે તમે બે સગા ભાઈ હતા. તેમાંથી એક ભાઈએ, બકરીના કાન ઝાલી રાખ્યા ને બીજાએ તેનું માથું કાપ્યું. માટે તે બકરી મરીને આ સ્ત્રી થઈ હતી, ને બકરીનો મારનાર જે માણુસ, તે આ સ્ત્રીનો ધણી થયો. ને જે બકરીને મારતી વખતે કાન ઝાલી રહ્યો હતો તે તુજ છું. માટે તારો જોગ બનવાથી બકરીએ આ વેર લીધું. એમાં અમારો શો અપરાધ છે. આ પ્રકારે કૃપાણિકાનો (તરવારનો) પ્રબન્ધ પૂરો થયો.

---

પૂર્વે શંખપુર નગરમાં શંખ નામે રાજા રાજ્ય કરતો હતો. ને તે નગરનો શેઠ ધનદ નામે મહા ઉદાર હતો. તેણે કયારેક વિચાર કર્યો કે હાથીના કાન જેવી ચંચળ લક્ષ્મી છે. માટે તેનું ફળ ગ્રહણ કરવું. જોઈએ એમ વિચારી હાથમાં ઘણીક ભેટ લઈ રાજા પાસે જઈ તેને સંતોષ પમાડી તેણે આપેલી ઘણી જગામાં એક મોટો જૈન પ્રાસાદ ( જૈન મંદીર ) બંધાવ્યો. ને શુભ મુહૂર્ત આવ્યું ત્યારે તેમાં દેવ પ્રતિષ્ઠા કરી. પછી પોતાની ભક્તિવાળા ચાર પુત્રો સહિત વિચાર કરી તે મંદીરમાં દ્રવ્ય આવવાના ઘણા રસ્તા બાંધી આપ્યા. જેથી કોઈ દિવસ ડહેરા સંબંધી કામ અટકી ના પડે. વળી દેવપૂજા નિમિત્ત નાના પ્રકારના ઝાડથી શોભતો એક મોટો બાગ કરી આપ્યો. તથા તેની રક્ષા કરનાર માણુસોની યોજના પણ કરી. એક દિવસ પૂર્વ જન્મે બાંધેલા અંતરાય કર્મના ઉદયથી સઘળી ધન સંપત્તિ એકદમ નાશ પામી. અહીં રહેવાથી પોતાનું માન નાશ થશે, એમ ધારી સમીપ રહેલા કોઈક ગામડામાં પુત્ર સહિત રહયો. છોકરાઓની કમાણી

થી જેમ તેમ કરી પોતાનું ગુજરાણુ ચલાવતો હતો. એક દિવસ ચોમાસાના પર્વ દિવસમાં પુત્રોએ સહિત એ શેઠ શંખ પુરમાં ગયો. ત્યાં પોતાના કરાવેલા પ્રાસાદમાં પૂજા કરવા પગથારીઆ ઉપર ચડે છે એટલામાં પોતાના કરાવેલા બાગના માળીએ આવી ચારશેરનો એક મોટો હાર અર્પણ કર્યો. પછી ધનદ શેઠે ઘણા ભાવથી તે મોટા હારવતે જિનેંદ્રની પૂજા કરી. રાતીએ ગુરૂ પાસે આવી પોતાના દારીદ્ર કર્મની ઘણી નિંદા કરી. ગુરૂએ પ્રસંન્ન થઈ કપર્દીયક્ષ પ્રત્યક્ષ થાય એવો મંત્ર આપો. તેનું આરાધન કરતાં એક દિવસ કાળી ચૌદશની મધ્ય રાત્રીએ કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઇ બોલ્યો કે તું મારી પાસે વરદાન માગ.

ત્યારે તે બોલ્યો કે ગુરૂના ઉપદેશથી ચોમાસામાં ચોસર પુષ્પહારની પૂજા કરી છે. તેમાંથી એક પુષ્પની પૂંજાનું ફળ મને આપ. ત્યારે યક્ષ બોલ્યો કે તીર્થંકર વિના એક પુષ્પની પૂજાનું ફળ પણ આપવા કોઈ સમર્થ નથી. એમ કહી કપર્દીયક્ષે, પોતાનો સાધર્મીક છે એમ ધારી ઘણા સ્નેહથી તેના ઘરમાં સોનાની મોહોરથી ભરેલા મોટા ચાર ચરૂ ચારે ખુણે સ્થાપન કરી અંતર્ધ્યાન થયો. પ્રાતઃકાળે પોતાના પુત્રોને તે ધન અર્પણ કર્યું. તે ધનનું કારણ તેઓએ આગ્રહથી પુછયું ત્યારે તેમના અંતરમાં જીનપૂજાનો પ્રતાપ જણાવવા વાસ્તે સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. તે દિવસ આરંભીને સર્વે ધનાઢ્યો થઈ પોતાના જન્મ નગરમાં નિવાસ કરી રહ્યા, ને કેટલાંક જૈનનાં મંદિર સુધરાવ્યાં. જૈનશાસનની મોટી પ્રભાવના કરી. ને અન્યદર્શની બ્રાહ્મણ લોકના મનમાં પણ જૈન ધર્મનો નિશ્ચય કરાવ્યો. આ પ્રકારે વીતરાગની પૂજાના પ્રતાપ વિષે ધનદશેઠનો પ્રબન્ધ કહ્યો.

આ પ્રકારે મેરૂતુંગાચાર્યે કરેલા પ્રબન્ધ ચિંતામણી ગ્રન્થમાં વિક્રમાદિત્ય પ્રમુખ સત્પુરૂષોનાં ચરિત્રનું વર્ણન પૂર્વક જિનપૂજા વિષે ધનદશેઠના પ્રબન્ધનું વર્ણન પર્યંત પ્રકીર્ણક નામે પાંચમો પ્રકાશ પૂરો થયો.

હવે ગ્રંથ કર્તા મેરૂતુંગાચાર્ય કહે છે કે, મોટા ગુણવાન બહુશ્રુત પુરૂષો, આ પડતા કાલમાં બહુધા દુર્લભ છે. ને શિષ્યોની બુદ્ધિનો ઉપયોગ, દિન દિન પ્રત્યે ઘટિ જવાથી તેમનો શ્રુતજ્ઞાનનું મોટુ બળ નાશ પામ્યું છે. માટે આગળ થશે એવા બુદ્ધિવાન શિષ્યોનો મોટો ઉપકાર કરવાની ઈછાએ, જેમ કોઇ અમૃત પાન કરવાનુ સદાવ્રત બાંધે એમ અમોએ આ ગ્રંથ સત્પુરૂષોના ચરિત્રથી ભરપૂર રચ્યો છે ૧.

જેમ હાથમાં લીધેલો ચિંતામણી મનોવાંછિત ફૂલ આપે છે. તેમ આ ગ્રંથ મનોવાંછિત પ્રબંધોને દેખાડી આપે છે. આ ગ્રંથરત્નનો ઘણો અભ્યાસ કરવાથી સ્યમંતક નામે મણિની ગરજ સારે છે. એટલે જેમ સ્યમંતક મણિની સેવાથી સુવર્ણ પ્રાપ્તિ વગેરે તેમાંથી થએલાં ફૂલ દેખાય છે, તેવા ગુણ આ ગ્રંથમાં પણ રહ્યા છે. વળી આ ગ્રંથનુ હૃદયમાં ધારણ કરવાથી કૌસ્તુભ નામે મણિનુ કામ સરે છે. એટલે જેમ કૌસ્તુભ મણિમાં આખુ વિશ્વ દેખાય છે તેમ આ ગ્રંથથી આખી સૃષ્ટિની સ્થિતિ દેખાય છે માટે આ ગ્રંથથી શ્રીપતિ જેવો મોટો પંડિત થાય છે. શ્રીકૃષ્ણ પક્ષે પણ અર્થ છે. સ્યાથી કે, એ ત્રણે પ્રકારના મણિ તેમની પાસે હતા. ૨

ગુરૂમુખથી જેવી રીત્યે મ્હેં પ્રબંધો સાંભળ્યા છે. તેવી રીત્યે 'યદ્યપિ' મારી અલ્પ બુદ્ધિ હતી તોપણ પ્રયત્નથી પ્રબંધોનો સંગ્રહ કરી આ ગ્રંથ રચ્યો છે. માટે મોટી બુદ્ધિવાળા ગુણગ્રાહિ પંડિતોએ મત્સરનો ત્યાગ કરી આ ગ્રંથની ઉન્નતાઇ કરવી. ૩

જ્યાં સુધી આકાશમાં સૂર્ય ચંદ્ર રૂપી બે (દ્યૂતકાર) રમત્ય રમનારા પુરૂષો, ગ્રહ નક્ષત્ર રૂપી કોડાવતે ક્રીડા કરે છે. એટલે આકાશમાં સૂર્ય ચંદ્ર ગ્રહો જ્યાં સુધી છે ત્યાં સુધી, પંડિતોએ ઉપદેશ કરેલો આ ગ્રંથ ચિરંજીવી થાવ. ૪

વિક્રમ સંવત્ ૧૩૬૧ ના વર્ષમાં ફાગણ સુદ પુનમ રવિવારે શ્રી વર્દ્ધમાનપુરમાં (વઢવાણમાં) આ પ્રબંધચિંતામણિ નામે ગ્રંથ રચ્યો છે.

શ્રીસ્વામિનારાયણીયદીનાનાથશાસ્ત્રિસુતેન રૈવજ્ઞાતિપ્રસિદ્ધેન વિધિવિષ્ણુશંકરાંશરૂપાન્, મહેરબાન ડા. બુહ્લર–ડા. કિલહોર્ણ, ડા. પી પીટર્સનસાહેબાનનું ક્રમતઃ સેવમાનેન જૈનીયશાસ્ત્રાધ્યાપકેન રામચંદ્રવિદુષા કૃતં પ્રબંધચિંતામણિગ્રન્થસ્ય સ્વસમયબોધાનુસારિ ભાષાન્તરં સંપૂર્ણમ્.



# અન્યપરતના અભિપ્રાયથી થયેલા પાઠાન્તરનો અર્થ.



પ્રથમનો આંક છાપેલાં પૃષ્ટનો ને બીજો પંક્તિનો આંક જાણવો તથા —
આ પ્રકારનું ચિન્હ કરીને જે લખેલુંછે તે પ્રથમ લખેલા છાપેલા
પાઠને ઠેકાણે જાણવું. તથા ... આ પ્રકારના ચિન્હથી તે જ
ગ્યાએ કેટલુક મુકી દેઈ આગલ્યુ ખપનું લખ્યુંછે. ત-
થા = આ પ્રકારનું ચિન્હ તેનો ફરીથી પર્યાય
લખવા વાસ્તે છે. એમ સંકેત જાણવો.

| પૃષ્ટ. | પંક્તિ | |
|---|---|---|
| ૭ | ૧૦ | વરરૂચિ નામના પંડિતને—વેદગર્ભ નામના પંડિતને. |
| ૮ | ૨૫ | કરવડી કરવાનું—કરચંડી કરવાનું. |
| ૯ | ૧૨ | ॐ नमःशिवाय—स्वस्ति એ બે અક્ષર. |
| ૩૪ | ૨૩ | બેઉ આખલા થાંભલા કની આવી–તે થંભના ઉપલા ભાગમાં સર્પ નીચું મુખ કરી રાજાના માથામાં દંશ કરવા–વિચારતો હતો...બ્રાહ્મણ स्वप्नमां थयेलु ग्रहयुद्ध. આ આગળ કહી તે. |
| ૬૭ | ૨૭ | પેલા ઊંદરો પર લાઇ ફેંકી તેના પ્રાણઘાત કરતો -- પેલા ઊંદરને બાણ વતે નાશ કરતો. |
| ૬૯ | ૧૧ | એક લાખ રૂપા નાણું–પારૂપક દ્રમ્મલક્ષ ૨૪. |
| ૬૯ | ૪ | કન્યકુબ્જના રાજા ભુવડે ગૂજરાત દેશ પોતાની મહણિકા કુંવરીને—ગૂજરાતના રાજાયે પોતાની કુંવરી કન્યકુબ્જના રાજાને આપી હતી. તેને ગૂજરાતનો એક ભાગ કંચુકી સંબંધે આપેલો. |
| ૭૧ | ૨ | સુદ ૩ ને વાર ગુરૂએ—સુદ ૧૩ ને વાર ગુરૂએ |
| ૮૦ | ૨૧ | વિનય પુર્વક વચન વાપરી શાંત પાડયો—વિનયથી બોલ્યો કે ગુરનો કોપ પ્રણામાવસાન ૧, વૈશ્યનો કોપ માનાવસાન ૨, બ્રાહ્મણનો કોપ દાનાવસાન ૩, ક્ષત્રિયનો કોપ પ્રાણાવસાન આ નીતિ શાસ્ત્રનું વચન કહ્યું. |

પૃષ્ઠ પંક્તિ

૮૧ ૧ ગૃહસ્થાશ્રમ માટે દરરોજ મ્હારી સેવામાં—દેવતાના અંગોદ્વર્તન કરતી વખત કેસર.

૯૫ ૧૬ દોહરો કહી સંભળાવ્યો—કમલાન્યોક્તિ કહી કે કમલ મુકુલિત થાય છે તો પણ એની અંદરની શોભા તેવી જ રહે છે.

૧૭૪ ૬ બત્રીશ સ્વાર સહિત તે તંબુમાં પેશી—બત્રીશ અક્ષોહિણી લેઈ તંબુમાં સુતેલા કર્ણરાજને બાંધી ભીમ પાસે લાવ્યો પછી ચિંતામણિ ગણેશ.

૧૮૧ ૩ મદનપાલ માઠી ચાલ ચાલવા મંડયો—મદનપાલ મામે દુષ્ટપણે રાજ્યાધિકાર ચલવવા મંડયો. લીલા નામે વૈદ્યની સુકીર્તિ સાંભળી તેની પરીક્ષા કરવા માંદા જેવો થઈ તેણે વૈદ્યને નાડી દેખાડી. વૈદ્યે કહ્યું અત્યારે તમારા શરીરમાં કાંઇ રોગ નથી. આ વાત સાંભળી પ્રસન્ન થઈ પ્રતિવર્ષ તેને બત્રીશ હજાર દ્રવ્ય આપવું કરી પોતા પાસે રાખ્યો. ને તેને કહ્યું કે, તમારે રાજદ્વાર વિના કોઈ જગાએ વૈદુ કરવા જવુ નહી. આ વાત કબુલ કરી રહ્યો છે. એક દિન મદનની કોટયે દુખવા માંડયું ત્યારે તેણે કસ્તુરીનો લેપ કરાવી મટાડયું. તેવામાં તેના સેવકને પણ તેજ રોગ થયો ત્યારે તેને એ વૈદ્યે કેરડાના મૂળની મૃત્તિકા, ચોપડવાની કહી તેથી તેને મટયા પછી મદનપાલે વૈદ્યને કપટી જાણી, તિરસ્કાર કર્યો. ત્યારે તેના સંગનો ત્યાગ કરી વૈદ્ય પોતાને ઘેરજ રહ્યો. ત્યાં દુષ્ટ લોકના આરોપણ કરેલા વેમ રૂપિ ઉપદ્રવથી શંકિત થઈ મરણ પામ્યો.

૧૮૩ ૩ ઓરમાન માના પેટના બાહડ—ઉદયનને ચાર સ્ત્રીયો હતી તેમને એકેક પુત્ર હતો તેમનાં નામ—બાહડદેવ ૧, આંબડદેવ ૨, ચાહડ ૩, સોલ્લાક ૪.

૨૦૭ ૧ પઈશા પેદા કરી—પચીશ પઇશા.

૨૨૨ ૧૦ એક એક રૂપૈયો—એકેક રત્ન.

૨૩૫ ૨૮ ક્ષત્રિનું મૂલ્ય એક હજાર એંશી—ક્ષત્રિનું મૂલ્ય એક કરોડ એંશી હજાર ને, જાત્યવંત ઘોડાનું મૂલ્ય સત્તરસેં ને પ-